# નીતિસુધાતરંગિણી.

મૂળ હિંદુસ્થાનીમાં રચનાર

પંડિત રામપ્રસાદ તિવારી.

તેનું ગુજરાતી ભાષાંતર કર્તા

સવિતાનારાયણ ગણપતિનારાયણ

મુંબઈ:
'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૮. ઈ. સ. ૧૮૯૧

મૂલ્ય કીંમત રૂ. ૧).

# રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી
# ઝાલા

નાયબ દિવાન-જૂનાગઢ.

તમો વિદ્યાનુરાગી છો, અને વિદ્વાનોના શ્રમને યથાર્થ જાણી
તેઓને આજ ઘણો સમય થયા ઉત્તેજન દેતા આવ્યા
છો; જૂનાગઢની પ્રજાની પ્રીતિ, તેઓ પ્રત્યે સમભાવ
દાખવી રૂડી સંપાદન કીધી છે; વળી નાગરી
ન્યાતના એક ભૂષણ છો, અને સ્વજ્ઞાતિના
કલ્યાણ માટે રૂડી ઇચ્છા ધરાવો છો. એક
નાગર તરીકે એ સર્વથી મને જે આ-
નંદ થાય છે તે દર્શાવવા માટે, આ
વ્યવહારનીતિ ને રાજનીતિ બંનેનું
દર્શન કરાવનારો ગ્રંથ અર્પણ
કરૂં છું તે આપ સ્વીકારશો.

હું છું આપના સ્નેહનો આકાંક્ષી,

**સવિતાનારાયણ ગણપતનારાયણ.**

# પ્રસ્તાવના.

ઉચ્ચોચ્ચ વિવેકી આર્યપ્રજાએ વેદોક્ત ધર્માનુસાર રાજ્યનીતિ–વ્યવહારનીતિ–વ્યવસ્થાનીતિ ને ધર્મનીતિનો સદ્બોધ થાય તેવા ઘણા ગ્રંથો સંસ્કૃતમાં લખ્યા છે, અને અવિદ્યા–અજ્ઞાનનો નાશ કરવાર્થે ધર્મ નીતિના દર્શન ઘણી ઉત્તમ વાણીમાં કરાવ્યાં છે. વ્યવસ્થા નીતિ માટે જે ગ્રંથો થયા છે તે ગ્રંથો એટલા તો ઉત્તમતાને પામેલા છે કે આજે સેંકડો વર્ષ થયા તોપણ તેમાં કોઇપણ જાતનો સુધારો કરવાનો પ્રસંગ આવ્યો નથી. વ્યવહાર નીતિ માટે પૂર્વ અને પશ્ચિમના સર્વે વિદ્વાનોએ પોતપોતાના વિચારો, જૂદી જૂદી રીતને અનુસરીને દર્શાવ્યા છે; તદપિ સકળ પ્રજામંડળમાં શાસ્ત્રીય રીતે વ્યવહારનીતિ ને તત્વજ્ઞાન દર્શાવનારી બે પ્રજા થઇ ગણાય છે: આર્ય ને ગ્રીક. પણ તેમાં શુદ્ધ ને ઉચ્ચોચ્ચ વિવેક મર્યાદા માટે તો આર્ય પ્રજા જયી છે તેમ જણાયું છે. રાજનીતિના ગ્રંથોમાં શુક્રનીતિ, કામંદકીય રાજનીતિ સાર, વિદુરનીતિ વગેરે ગ્રંથો આર્યમાં સુંદર સુઘડ દર્શન દેનારા છે.

હમણાં હમણાં નીતિ વિષયના ગ્રંથોપર ગૂજરાતી પ્રજાનું લક્ષ ઠીક ખેંચાયું છે; ને ઉત્તમ નીતિના ગ્રંથોનો રૂડો આદર થાય છે. પણ તેમાં જોઇએ તેવા ગ્રંથો અદ્યાપિપર્યંત થયા નથી. મને કોઇક નીતિ વિષયક ગ્રંથ લખવાની ઇચ્છા થઇ; ને મારા હાથમાં "નીતિ સુધાતરંગિણી"નો ગ્રંથ આવ્યો. એ ગ્રંથ 'નોર્થ વેસ્ટ પ્રોવિન્સ'ની સરકારની આજ્ઞાથી પંડિત રામપ્રસાદ પાસે સરવિલ્યમ મ્યુર સાહેબે રચાવેલો છે, ને તે ત્યાંની સરકારની આજ્ઞાથી શાળાઓમાં અભ્યાસ તરીકે ચલાવવામાં આવે છે. એ ગ્રંથ ગુજરાતીઓને ઉપયોગી થઇ પડશે એવા હેતુથી ભાષાંતર કરવાની મેં કર્તા પાસે પરવાનગી મંગાવી, જે તેણે પ્રસન્ન ચિત્તે આપી, જેને માટે મી૦ તિવારીનો હું મોટો

આભારી છું, ને આજે તે ગ્રંથ ગુજરાતીજન મંડળ સમક્ષ મૂકું છું. એ ગ્રંથ, સામાન્ય રીતે ગૃહસ્થ અને રાજાઓની નીતિ સંબંધમાં ઉદાહરણો–આખ્યાયીકાયોથી ઘણો રસીક કરવામાં આવ્યો છે. એમાંની કથાઓનો મોટો ભાગ પુરાણોકત છે; ધર્મ નીતિને અનુસરતો છે, ને બોધક તો બહુજ છે. રામાયણ, મહાભારત, ભાગવત્ આદિ ગ્રંથોમાંથી આખ્યાનો લીધા છે, પણ તે એવી સરસ રીતે લીધા છે કે વાચકવૃંદને આનંદ આપે છે. મહાભારતના શાંતિપર્વના ૧૧૨ મા અધ્યાયનું ઊષ્ટ્રગ્રીવોપાખ્યાન અને ઉદ્યોગપર્વના ૧૩૩ મા અધ્યાયમાંથી બિદુલા રાણીનો ઇતિહાસ આ ગ્રંથમાં મુકયા છે, તેની ઘટનાજ સુંદરતા દર્શાવી આપે છે. મારી તો પૂર્ણ આશા છે કે ગૂજરાતી વિદ્યાર્થિ મંડળમાં એ ગ્રંથ સાદરમાન પામશે. બાળક વિદ્યાર્થિઓના મનમાં નીતિ વિષયમાં જો પ્રારંભથી સારી છાપ પાડવામાં આવે તો ભવિષ્યમાં તેના પરિણામ ઘણા શુભદાયી થઇ પડે. મારી પણ એજ આશા છે, કે મૂળ ગ્રંથકારનો જે હેતુ છે તે પાર પડો.

આ ગ્રંથ તેના મૂળ કર્ત્તાએ તથા 'નોર્થ વેસ્ટ પ્રોવીન્સ'ના કેળવણીખાતાંએ ગૂજરાતીમાં ભાષાંતર કરવા દેવાની આજ્ઞા આપી તેમનો તથા અમારી નાગર ન્યાતના એક ભૂષણ રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલાએ આ ગ્રંથ તેમને અર્પણ કરવાની આજ્ઞા આપી તેમનો, હું ઉપકૃત છું.

મથુરા,–સં. ૧૯૪૮,
કાર્તિક સુદ પ્રતિપદા.
} સવિતાનારાયણ ગણપતિનારાયણ.

# નીતિ સુધાતરંગિણીનું સાંકળિયું.

# નીતિ સુધાતરંગિણી.

## પ્રથમ તરંગ.

### વિદ્યાની ઉત્તમતા અને શ્રેષ્ઠતા સંબંધી વાર્ત્તા.

કોશલ દેશમાં વાગીશશર્મા નામે એક વિદ્વાન રહેતો હતો. તે છ શાસ્ત્ર આદિમાં નિપુણ અને સંપૂર્ણ કળાઓમાં વિચક્ષણ હતો; તેનું કામ એ હતું કે-જે અનેક દેશદેશાંતરના વિદ્યાર્થીઓ તેને ત્યાં ભણવા આવતા તેમને આદરપૂર્વક વિદ્યા ભણાવતો હતો, અને વિદ્યાર્થીઓને ભોજન વસ્ત્રનો ઉપાય કરી આપતો. કેટલાએકને પોતે આપતો અને કેટલાકોને શ્રીમંતો અને રાજાઓને કહીને અપાવતો. તેના પુત્રનું નામ વિદ્યાનિધિ હતું, અને તે પણ પોતાના પિતા પાસે ભણતો હતો. પછી જુવાનીમાં આવતાં કાશીમાં રહીને તેણે ઘણા દિવસ સુધી વિદ્યાભ્યાસ કીધો. જ્યારે સંપૂર્ણ શાસ્ત્રો ભણી ચુક્યો ત્યારે તે પોતાના પિતા વાગીશશર્માની પાસે આવ્યો, અને પોતે જે સઘળું ભણ્યો હતો તેનો વૃત્તાંત કહી સંભળાવ્યો. પિતા, પુત્રનું પાંડિત્ય જોઇને પ્રસન્ન થયો. પછી કેટલાક દિવસ ગયા કેડે વિદ્યાનિધિને દેશાટન કરવાની અભિલાષા ઉત્પન્ન થઇ, ત્યારે તે પોતાના પિતાને કરજોડીને કેહેવા લાગ્યો કે, "હે પિતાજી! મારે દેશાટનની ઇચ્છા છે, જો તમારી આજ્ઞા હોય તો કોઇ મોટા રાજદ્વારમાં જઇને વિદ્યાનો પ્રકાશ કરૂં; કેમકે જ્યાંસુધી વિદ્વાનોનું મહારાજાઓથી સન્માન નથી થતું; ત્યાં સુધી વિદ્યાને શોભા પ્રાપ્ત થતી નથી. તેમજ વિદ્વાનને વિદ્યા ભણવાથી સુખ પણ પ્રાપ્ત નથી થતું." વિદ્યાનિધિની એવી વાણી સાંભળીને વાગીશશર્મા બોલ્યો કે, "હે પુત્ર! તેં જે વાત કહી છે

તે વગર વિચારે કહી છે. એ સાચું છે કે રાજસન્માન, શત્રુને જીતવો, પુત્રનો જન્મ અને વાંછિત ધનના લાભથી મનુષ્યને સુખ થાય છે. પરંતુ તેં જે એમ કહ્યું કે વિદ્યા ભણવાનું સુખ કેવળ રાજાના સન્માનને આધિન છે, તે તેં ઉલટું કહ્યું છે; કેમકે રાજદ્વાર સંસારના સમાન છે, અને વિદ્વાન સૂર્યના સદૃશ છે. જ્યારે સૂર્ય ઉદય પામે છે ત્યારે તેના પ્રકાશથી સંસાર પ્રકાશિત થાય છે; એમ નહિ કે સંસારથી સૂર્ય પ્રકાશિત થાય. આજ મને મોટો પશ્ચાત્તાપ થયો કે તેં સંપૂર્ણ વેદવેદાંગ અને છ શાસ્ત્ર અને સાહિત્ય શિખીને, એવી વાત વગર વિચારે, જેવી ઘણું કરીને અજ્ઞાની લોક કહે છે તેવી કહી. એ ઉપરથી જણાય છે કે, વિદ્યા અને વિદ્વત્તાનાં વાસ્તવિક વસ્તુતત્વપર તમારી દૃષ્ટિ નથી પડી, અથવા એવાં કાવ્ય અને ઇતિહાસનું તમે અવલોકન કરેલું છે કે જેમાં રાજ્યશ્રીનું વિશેષ વર્ણન કરવામાં આવે છે; તેથી તમારૂં મન બાહારની શોભા અને ચમત્કારપર લોભાયાથી બુદ્ધિને દબાવી દીધી છે. તેથી તમે એવી વાત કહી કે જે બહુધા વિદ્યાહીનોને મોઢેથી સાંભળવામાં આવે છે. હે પુત્ર! એ વાત છાની નથી કે તમે સંપૂર્ણ વેદાંગ અને શાસ્ત્રો અને સાહિત્ય સારી રીતે શીખ્યા છો અને જાણો છો; એમ છતાં જે તમે વિદ્યારૂપી ઐશ્વર્યને ધનથી તુચ્છ સમજો છો તેનાં બે કારણો છેઃ એક તો એ કે—તમે વિચારાંશ નથી કીધો, અને બીજું એ કે કાંઈ લોભનો પણ સમાગમ થયો છે; કેમકે લોભ એવો પદાર્થ છે કે મોટા ગુણોને તુચ્છ કરી દે છે.

### श्लोक.

यशो यशस्विनां दिव्यं । श्लाघ्या ये गुणिनां गुणाः
लोभः स्वल्पोपि तान्हंति । चित्रंरूप मिवेप्सितं ॥

### અર્થાત્.

મોટા મોટા યશસ્વિઓના યશ અને ગુણિઓના ઉત્તમ ગુણોને થોડો લોભ એવા નષ્ટ કરી દે છે કે જેમ થોડાં સરખાં

કુષ્ટલાંછન-કૂલો પડી જવાથી શરીરની સર્વ શોભા નષ્ટ થઇ જાય છે. એટલા માટે વિદ્વાનોએ વિશેષ કરી એવા લોભ ગ્રસ્ત ન થવું જોઇયે કે, જેથી વિદ્યાના રૂપગુણને ભૂલી જાય. તમે વિચાર કરો કે વિદ્વાનના શબ્દાર્થનો આશય એ છે કે, સત્ય અસત્ય વસ્તુ સમજીને સત્યનું ગ્રહણ, અને અસત્યનો ત્યાગ કરે; અને વિચાર કરી નવીન યુક્તિ અને આશયને બુદ્ધિ વાપરી ખોળી કાઢે; અને જ્યાં ગમે ત્યાંથી ઉત્તમ પદાર્થ મળી આવે તે પ્રાપ્ત કરવામાં આનાકાની કે આળસ ન કરે. જેમ નીતિશાસ્ત્રમાં લખ્યું છે કે,

### શ્લોક.

विषादप्यमृतङ्ग्राह्यम् । अमेध्यादपिकांचनम् ॥
नीचादप्युत्तमाम्विद्यां । स्त्रीरत्नन्दुष्कुलादपि ॥

જો વિષમાં અમૃત હોય અને અશુદ્ધ સ્થળમાં સુવર્ણ હોય અને નીચ કુળવાળાને ત્યાં સ્ત્રી રત્ન હોય તોપણ તેનું ગ્રહણ કરવું એ નીતિ છે. એમ કદી ન ધારવું કે અમે ઉંચ થઇને નીચ પાસે કેમ વિદ્યા શિખીએ. એવો વિચાર કરવાથી મનુષ્યને સંપૂર્ણ વિદ્યારૂ સંપત્તિ પ્રાપ્તિ થતી નથી. કેમકે પ્રથમ તો વિદ્યા ચૌદ છે, વળી તેની કળા ચોસઠ પ્રકારની થઇ જાય છે; અને તેઓમાં પણ એકએકના કેટલા ભેદ હોવાથી અનેક પ્રકાર થઇ ગયા છે. અને એ વાત નિશ્ચિત છે કે સઘળી વાત સહુ કોઈ જાણતા નથી. જાતજાતનાં માણસોમાં જાતજાતના ગુણ અને વિદ્યા રહે છે, અને મનુષ્ય કોટીમાં નીચઊંચ સઘળા હોય છે. જો વિદ્યા ગ્રહણ કરવામાં ઊંચ નીચનો ભેદ માનશો તો તે વિજ્ઞ નહિ થશો. વિદ્વાન લોક જડ વસ્તુઓથી પણ શિક્ષાનું ગ્રહણ કરે છે. મનુષ્ય તો ચૈતન્ય છે અને સઘળાનો આત્મા એક સરખો છે: કેવળ જગતના પ્રબંધની સુગમતાને માટે અનેક ભેદ કરવામાં આવ્યા છે. વળી માણસને મોટાઇ પાંચ વસ્તુઓથી પ્રાપ્ત થાય છે, તેમાં પ્રથમ વિદ્યા છે. જેમ નીતિમાં લખ્યુંછે કે:-

### શ્લોક.

विद्यया वपुषा वाचा । वस्त्रेण विभवेन च ॥
वकारैः पंचभिर्युक्तो । नरःप्राप्नोति गौरवम् ॥

**અર્થ**–વિદ્યા, વપુ, વસ્ત્ર, વચન અને વૈભવ એટલે ધન એ પાંચ વકારોવડે મનુષ્યને વડાઇ પ્રાપ્ત થાય છે. જેનામાં વિલક્ષણ વિદ્યા હોય છે તે નીચ કુળનો હોય તોપણ વિદ્વાન લોક તેને આદર દે છે. જેમ નીતિમાં લખ્યું છે:–

### શ્લોક.

किङ् कुलेन विशालेन । विद्याहीनेन साधुना ॥
अकुलीनोपि यो विद्वान् । देवताभिस्स पूज्यते ॥

**અર્થ**–જે કુળમાં વિદ્યા ન હોય તે ઉત્તમ અને શ્રેષ્ઠ કુળ શા કામનું ? નીચ કુળમાં પણ જે વિદ્વાન હોય તેને દેવતા પણ પૂજે છે."

વાગીશશર્મા બોલ્યો કે, "હે પુત્ર, વિદ્વાન અને પંડિત શબ્દનો વર્તાવ પૃથ્વીમાં બે પ્રકારથી થાય છે; એક તો તે વિદ્વાન પંડિત કે જે વેદવેદાંગના જ્ઞાન વડે પરિપૂર્ણ હોય છે. પણ તે બહુધા વિરલા હોય છે, અને બીજા વિદ્વાન પંડિત એવા પણ કહેવાય છે કે જેમને સારી રીતે અક્ષરજ્ઞાન પણ નથી હોતું; પરંતુ વિદ્વાનનો ભેખ ધારણ કરીને પંડિત કહેવડાવે છે. એવાઓને વિષે એક ચતુર માણસે ભાષામાં એવું કહ્યું છે કે:–

### શ્લોક.

भला जामा भला सामा, सुंदरी मुंदरी भली;
अक्षरं नैव जानाति, हांजी हांजी पुनःपुनः

પંડા એટલે એવી બુદ્ધિ કે જે વડે સત્ અસત્ વિવેકનું સામર્થ્ય આવે, એવી બુદ્ધિ જેમાં વિદ્યમાન્ હોય તેને પંડિત કહેવો જોઇએ, અને જે જેવું નામ ધારણ કરે અને તે નામનો ગુણ તેમાં ન હોય તો તેને ઠેરઠેર પાછળથી લજ્જા અને અશોભા પ્રાપ્ત થાય છે.

વિદ્વાન અને પંડિત એ નામથી તો તેજ શોભે કે જેમાં

વિદ્યા અને પંડિતાઇ હોય; વળી વિદ્યા એવું એક રત્ન છે કે જેના જેવો પૃથ્વી તળમાં કોઇ પદાર્થ નથી. જેની પાસે વિદ્યારૂપી રત્ન છે તેના સરખો (ધનવાન) કોઈ નથી. પરંતુ વિદ્યા એ શબ્દથી બહુધા લોક એવું સમજે છે કે, કેવળ લખવું વાંચવું એજ વિદ્યા છે, પણ એમ નથી. જોકે લખવું વાંચવું એ વિદ્યાનું સર્વોપરિ અને મુખ્યરૂપ છે, તોપણ વિદ્યાના અનેક ભેદ છે. કોઇ કોઇ વિદ્વાનના વિચારમાં ચૌદ વિદ્યા અને તેમની કળા ચોસઠ છે. પરંતુ બહુધા વિદ્વાનોના વિચારમાં વિદ્યાના અનંત ભેદ છે. તે સઘળા ભેદ પુસ્તકોમાં લખ્યા નથી. પ્રસંગ અને સંયોગ પામીને અભ્યાસી વિદ્વાનોનાં અંતઃકરણથી પ્રગટ થાય છે. જેમ વર્ષાઋતુ પ્રાપ્ત થયાથી પૃથ્વીમાંથી અનેક પ્રકારનાં અન્ન, વૃક્ષ અને ઘાસ ઉપજે છે, અને તેનાવડે મનુષ્ય, પશુ, પક્ષી આદિ જીવોનું પાલન થાય છે. એવીજ વિદ્વાનોની ગતિ છે, કે જેમના પ્રગટાવેલા વિદ્યા ગુણોએ કરીને આખી સૃષ્ટિનો નિર્વાહ થાય છે. જ્યારે ઇશ્વરે સૃષ્ટિ રચી ત્યારે તેના પ્રબંધને માટે વિદ્વાનોને પ્રગટ કીધા. તેમણે સંસારના ઉપકારને માટે જૂદી જૂદી રચના અને યુક્તિ પ્રગટ કીધી. પ્રજાને માટે સર્વોપરિ ઉપકારક શિલ્પ વિદ્યા એવી છે કે તેના વિના ક્ષણમાત્ર પણ નિર્વાહ થઇ શકે નહીં. એ વિદ્યાના પ્રવર્ત્તક વિદ્વાન ભરતખંડમાં મુખ્ય બે થયા છે: દેવવર્ગમાં વિશ્વકર્મા અને દૈત્યવર્ગમાં મય નામે દૈત્ય થઇ ગયો છે. એ બન્ને શિલ્પકર્ત્તાઓની રચનાનો વૃત્તાંત પુરાણ કથાઓમાં ઉત્તમ પ્રકારે લખ્યો છે. વિશ્વકર્માનાં બનાવેલાં પુષ્પક વિમાનના ચમત્કારનું વર્ણન વાલ્મીકી રામાયણમાં કરવામાં આવ્યું છે. એ વિમાનપર ચઢીને રાજા રામચંદ્ર આકાશમાર્ગે થઇને ઘણી શીઘ્રતાએ લંકાથી અયોધ્યામાં પધાર્યા હતા. તેમજ મયની રચનાનો વૃત્તાંત મહાભારતમાં લખ્યો છે. એ મયાસુરે રાજા યુધિષ્ઠિરને અપૂર્વ અને અદ્‌ભુત સુધર્મા નામે સભા બનાવી આપી હતી. તેની વિચિત્રતાનું વર્ણન મહાભારતમાં અધિકતર લખ્યું છે. વળી ભરતખંડમાં જેટલાં યંત્ર અને અસ્ત્ર શસ્ત્ર છે તે

સઘળાં વિશ્વકર્માએ કાઢેલાં છે. જેમકે ખેતીવાડીને ઉપયોગી વગેરે, તેમજ શેરડી પીલવાનું કોલું વગેરે અને સુતર કાંતવાનો રેંટીયો અને બીજી પણ એવાજ પ્રકારની જેટલી ઉપયોગી વસ્તુ છે તે સઘળી વિશ્વકર્માની બનાવેલી છે. જો તે એ પ્રકારે પોતાની બુદ્ધિના તર્ક બળથી એટલી યુક્તિ ન કાઢત, તો સંસારનો નિભાવ કેવે પ્રકારે થાત? બીજા પણ એ સાધારણ અને સ્થૂળ રચનાઓની વિશેષ સૂક્ષ્મ રચનાની પ્રક્રિયાના ગ્રંથ વિશ્વકર્મા અને તેમની પછી જે શિલ્પશાસ્ત્રવેત્તા થયા છે તેમણે ઘણાએક બનાવ્યા છે. પરંતુ તે ગ્રંથો બહુધા ઝાઝો વખત વીતવાથી ગુપ્ત થઇ ગયા છે. એજ પ્રકારે વૈદ્યક વિદ્યાના આદિ પ્રવર્ત્તક અશ્વિનીકુમાર અને ધન્વંતરિ થયા છે. તેમણે મનુષ્યો આરોગ્ય અને સુખચેનમાં રહે માટે વૈદકશાસ્ત્ર બનાવ્યું છે. તેમાં ત્રણ વિષયનું વર્ણન કરેલું છે. ૧ નિદાન, ૨ નિઘંટ અને ૩ ચિકિત્સા. નિદાન એટલે પૂર્વ કારણ. તેમાં સંપૂર્ણ રોગોની ઉત્પત્તિનાં કારણ, રોગની ઉત્પત્તિ અને લક્ષણ, તેમજ તેનો ઉપદ્રવ અને તેના ભેદ. વળી સાધ્ય અસાધ્ય પરીક્ષા અને તેના આહાર વિહાર કે જેથી તે ઘટે વધે છે તે, અને રોગથી છૂટી જવાનાં ચિન્હોનું વર્ણન છે. અને નિઘંટમાં સંપૂર્ણ ઔષધિઓ અને ખાવા, પીવા, સુંઘવા, ચોપડવા તથા લગાડવાની જેટલી સાંસારિક વસ્તુ છે તેના ગુણ દોષ અને ધર્મ એટલે શીતળતા વા ઉષ્ણતા અને હલકાઇ કે ભારેપણું; તેમજ એક ઓસડ બીજા ઓસડમાં મળવાથી શો ગુણ ઉત્પન્ન થાય છે, અને કયું દ્રવ્ય કયા દોષને ઘટાડે છે, અને કયા દોષને વધારે છે એ વિષય છે. રોગને દૂર કરવાના ઉપાયને ચિકિત્સા કહે છે. ગમે તો તે કેવળ એક વસ્તુથી થાય અથવા અનેક વસ્તુઓ મેળવવાથી થાય. અશ્વિનિકુમાર અને ધન્વંતરિ એવા વિદ્વાન થયા છે કે તેમણે પોતાની વિદ્યા અને અનુભવ વડે પરીક્ષા કરીને વૈદ્યક વિદ્યાના મૂળને સ્થાપન કર્યું છે. એમની પછી ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ આદિ ઋષિઓએ એમના મૂળ સૂત્રોના આધારથી વિસ્તાર સહિત ગ્રંથો બનાવ્યા છે. એવીજ

જ્યોતિષ વિદ્યા છે કે જેમાં આકાશ વિષયક અને પૃથ્વી વિષયક એવું બે પ્રકારનું જ્ઞાન છે. આકાશને લગતું જ્ઞાન તે એવું કે જેમાં ગ્રહો અને નક્ષત્રોનાં પ્રમાણ અને ચાલ, તેમજ ગ્રહણ હોવાનાં કારણનું વર્ણન હોય છે. પૃથ્વી વિષયક જ્ઞાન તે એવું કે જેમાં પૃથ્વી, પહાડ, નદી આદિનું વર્ણન હોય છે. જ્યોતિષમાં ગણિત મુખ્ય છે. એ વિદ્યા સંપૂર્ણ વિદ્યાઓની ઉપયોગિની અને સહાયિકા છે. વિશેષે કરીને શિલ્પ-વિદ્યા અને યુદ્ધવિદ્યાનાં મુળતત્વ છે. જ્યોતિષ વિદ્યાના આચાર્ય પિતામહ સૂર્ય આદિ મોટા વિદ્વાન થયા છે. પરંતુ ભાસ્કરાચાર્યજીએ ઘણું સ્પષ્ટ કરીને વર્ણન કીધું છે." વાગીશશર્મા બોલ્યો કે, "હે પુત્ર! આ પ્રસંગે છ શાસ્ત્રોની પણ ચર્ચા કરવાની આવશ્યકતા છે. એટલા માટે તેમનું પણ વર્ણન કરૂં છું. પ્રથમ મીમાંસા શાસ્ત્ર છે. તેના આચાર્યે જૈમિનિમુનિએ વેદ પ્રમાણ કરેલા ધર્મનું વર્ણન કીધું છે. બીજું શાસ્ત્ર વૈશેષિક છે. તેના આચાર્ય કણાદમુનિએ સત્યજ્ઞાન સંબંધી પદાર્થોનું વર્ણન કીધું છે. ત્રીજું તર્કશાસ્ત્ર છે. તેના આચાર્ય ગૌતમ-મુનિએ ષોડશ પદાર્થ આદિ વિષયોને દર્શાવ્યા છે. તે શીખવાથી મિથ્યા જ્ઞાનનો નાશ અને યથાર્થ જ્ઞાનની પ્રવૃત્તિ થાય છે. ચોથું યોગશાસ્ત્ર છે. તેના આચાર્યે પતંજલિમુનિએ ચિત્તવૃત્તિને રોકવાનો અને અંતસનો યોગ સાધવાનો વિષય લખ્યો છે. પાંચમું સાંખ્ય શાસ્ત્ર છે. તેના આચાર્ય કપિલમુનિએ પ્રકૃતિ પુરૂષ આદિ લઇ પ-ચ્ચીસ તત્વોના વિવેકદ્વારાએ તત્વજ્ઞાનનો આશય પ્રગટ કીધો છે. છઠું વેદાંતશાસ્ત્ર છે. તેના આચાર્ય વ્યાસમુનિએ જીવબ્રહ્મની ઐક્યતા અને શુદ્ધ ચૈતન્યતા અને અજ્ઞાન દુ:ખનું નિવારણ અને જ્ઞાનાનં-દની પ્રાપ્તિને નિમિત્ત વર્ણન કર્યું છે." વાગીશશર્મા બોલ્યો કે, "શાસ્ત્રોમાં પ્રવૃત્તિ હોય અથવા ન હોય તોપણ મનુષ્યોને પાંચ પ્રકારનું જ્ઞાન અવશ્ય હોવું જોઇએ. પ્રથમ મન વગેરે અંતરનાં તત્વોનું જાણવું. બીજું નીતિવિદ્યા: જેથી ઉચિત વસ્તુનું જ્ઞાન થાય છે. ત્રીજું વ્યાકરણ: જે શબ્દ સાધન વિદ્યા છે. ચોથું ન્યાયશાસ્ત્ર: જેમાં અનુમાન આ-દિનો વિચાર છે. પાંચમું ઇતિહાસ: જેમાં પુરાણા વખત અને મનુ-

ચોનું વર્ણન હોય છે. જેમ અંધારી કોટડીમાં તરેહતરેહની વસ્તુઓ રાખવામાં આવે છે, પરંતુ વગર દીવે દેખવામાં નથી આવતી, તેમજ ઇશ્વરની ભાતભાતની રચના જે સંસારરૂપી કોટડીમાં બંધ છે; તે વિદ્યારૂપી દીપક વિના દેખવામાં નથી આવતી. અને જ્યાં સુધી મનુષ્યને યથાર્થ જ્ઞાન નથી થતું ત્યાં સુધી જન્મની સફળતા નથી થતી. અને યથાર્થ જ્ઞાન ન હોય તેના કરતાં તો અજ્ઞાન રહેવું પણ ભલું છે. બહુ થોડું જ્ઞાન હોય તે સારૂં નહિ, કેમકે જે સર્વથા અજ્ઞાન હોય છે તેને જો કાંઇ હિતની વાત કહેવામાં આવે તો માની લેછે અને જે વિશેષ જ્ઞાની હોય છે તે હિતની વાતનો આદરપૂર્વક અંગીકાર કરે છે; પરંતુ જેને કિંચિત્ માત્ર જ્ઞાન કંઇકથી મળી જાય છે, તેની પાસે ગમે તેવો શ્રેષ્ઠવક્તા અને ઉપદેશક હોય તો તે એની વાતને માનતો નથી; તેમ પોતાની હઠ છોડતો પણ નથી.

કુંડળિયા.

ગમે મગરના મુખથકી, કાઢે મણિને બ્હાર;
જુગલ હાથથી કદિ તરી, લિયે ઉદધિનો પાર;
લિયે ઉદધિનો પાર, સર્પ કોપિત શિર રાખે;
મૂર્ખ ન સમજે લેશ, કરે ઉપદેશો લાખે.–૧
સિકતામાંથી તેલ વળિ, સસલાતણા વિષાણુ;
મળે, તેમ મૃગજળથકી, મટશે તરસ નિદાન;
મટશે તરસ નિદાન, જ્ઞાન મૂરખ નવ પામે;
કરો ક્રોડ ઉપદેશ, અસર અંતર નવ જામે.–૨
કમળ નાળના તંતુથી, બાંધો કદિ ગજરાજ;
સિરસ ફૂલથી વળિ હીરો, વિંધાય ક્યમ સહસાજ;
વિંધાય ક્યમ સહસાજ, કરે બનતી ચતુરાઈ,
ખળને દેતાં જ્ઞાન, તજે નવ તે શઠતાઇ.–૩

વળી વાગીશશર્માએ કહ્યું, "પુત્ર, તું સાંભળ, મેં સર્વ ભયકારી વસ્તુઓનો ઉપાય જોયો છે; અર્થાત્ અગ્નિને શાંત કરવાને જળ છે, તડકો ને વર્ષાદનો ઉપાય છત્રી છે, અંકુશના બળથી હાથી ને દંડથી પશુ તાબે થાય છે, અને ઔષધથી રોગ નાશ

પામે છે, એ સર્વે ઉપાય શાસ્ત્રોમાં છે, પણ મેં મૂર્ખનો ઉપાય કોઇ સ્થળે જોયો નથી.

દોહરો.

પુચ્છ શ્રૃંગવણુ તે પશુ, જે નર વિદ્યાહીન;
તૃણ ન ચરે પશુભાગ્યથી, એ વિધી ચરિત પ્રવીન.—૧
જેને વિદ્યા દાન, તપ, ધર્મ, શીળ નહિ જ્ઞાન;
તે નર ભૂમી ભાર છે, ઘૂમે હરણુ સમાન.—૨
વનચર સંગ રહે ભલે, ગિરિ કાનન જન કોય;
નહિ મૂરખની સંગ સુખ, સ્વર્ગ સદૃશ ઘર હોય.—૩

સવૈયા.

શબ્દ સુધામૃતથી પરિપૂરણુ, શાસ્ત્ર મનોહર વાક્ય ઉચારે;
જ્ઞાન વિચાર કરે નિશ વાસર, જો સહે નિર્ધન રહિ દુખ ભારે;
તે જડતા નૃપની કહિયે, વસિ જ્યાં ન ગુણી ગુણ કાંઇ વિચારે;
દોષ નહીં મણિનો કદિ જો, મણિને પરખે નહિ મૂઢ લગારે.—૪
વિદ્યા સમાન નહીં જગમાં ધન, રાજ્ય ધનાદિ બિજાંજ વખાણો;
દાન દિધે વધતુંજ રહે, જગતી તલમાંહિ વિચિત્ર ખજાનો;
ચોર હરે ન, જળે ન ડુબે, કંઇ કામ પડે તો કરે બળ જાણો;
જે સહુ ભાંતિ કલ્યાણુ કરે, ઉપમા તણો પાર લહે કવિ શાનો.—૫

દોહરો.

નહિ ધનના રોક્યા રહે, જે બુધ શાસ્ત્રં નિધાન;
કમળનાળ તંતુથી કયમ, બાંધે ગજ બળવાન.—૧
કમળ સમૂહે હંસને, જેહ મહાસુખ હોય;
કોપિ દૈવ તે હરિ લિયે, તો નહિ સંશય કોય.—૨
(પણુ) નીર ક્ષીર ન્યારાં કરણુ, કીરતિ વિમળ પ્રધાન;
તેને કો નવ હરિ શકે, એ નિશ્ચય કરિ જાણુ.—૩
ત્યમ બુધનો આદર કરી, જો ધન દેય ન દેય;
વિદ્યા જનિત પ્રમોદ સુખ, નહિ કોઇ હરિલેય.—૪

સવૈયો.

નહિ બાહુ શોભે બાજૂબંધે, શશિ સમ ઉજ્વળ ધરે ન હાર;
પુષ્પમાળ નહિ, સ્નાન કરી ને, લગાડતાં ચંદન શુભ સાર;
ખાન ખાઇ શુભ વસ્ત્ર સજીને, ભલે સુગંધ સુંઘે બહુ સાર;
વાગ વિભૂષણુ વિના ન શોભે, સર્વે ભૂષણો નાશ થનાર—૧

છપ્પય.

વિદ્યા નરનૂં રૂપ, ગુપ્ત ધન વિદ્યા કહાવે;
ભોગ, સુયશ, સુખદેણ, કોણ વિદ્યાસમ આવે;
વિદ્યા ગુરૂની ગુરૂ, પરા દેવતા વખાણે,
રક્ષક સહુમાં શ્રેષ્ઠ, બંધુસમ બુધજન જાણે;
વળિ ધન નહિ, પણ વિદ્યા સદા, ભૂપ થકી પૂજાય છે;
જે નર છે વિદ્યાહીન તે, પામર પશૂ ગણાય છે.—૧

સવૈયો.

હોય ક્ષમા તો ઢાલ શું કરવા ? ક્રોધ રહે અરિનું શું કામ ?
અગ્નિ તણૂં શૂં કામ પછી ? જો વસે કજાત સમિપ દુખધામ;
ઔષધનું નહિ કામ સુમિત્રજ, દુર્જન બને સરપને ઠામ;
શીળ હોય તો ભૂષણ વ્યર્થજ, રાજ્ય શું ? જો વિદ્યા અભિરામ.—૧

વાગીશશર્મા બોલ્યો કે, "હે પુત્ર ! સાંભળ, વિદ્યાનો મહિમા એવો નથી કે તેનું કોઇ યથાર્થ વર્ણન કરી શકે, તેમ કોઇ વિદ્વાનોનાં ઐશ્વર્યનો પાર પણ પામી શકતું નથી. જેટલા વિદ્વાનો થઇ ગયા છે તે કોઇ ઠેકાણેના રાજા ન હતા; પરંતુ વિદ્યાના પ્રભાવથી તેમની કીર્ત્તિ નિત્ય નવીન રહે છે. જેવા કે શિલ્પશાસ્ત્રના પ્રવર્ત્તક વિશ્વકર્મા અને મયદૈત્ય થયા હતા, અને વૈદ્યક શાસ્ત્રના મુખ્ય આચાર્ય અશ્વિનીકુમાર અને ધન્વંતરિ આદિ હતા, કે જેમનાં નામ લઇ આ દેશના વૈદ્ય લોક રોગીને ઔષધ આપે છે. તેમજ નીતિવિદ્યા અને રાજપ્રબંધ શાસ્ત્રમાં બૃહસ્પતિ અને શુક્ર સહુથી મોટા વિદ્વાન થઇ ગયા છે. બૃહસ્પતિએ પોતાના યજમાન દેવતાઓને પોતાના વિદ્યાબળથી કેટલીવાર આપત્તિઓથી ઉગાર્યા, તેમજ શુક્રે પોતાના યજમાન દૈત્યોને પોતાની વિદ્યાના પ્રભાવથી કેટલીવાર યુદ્ધમાં જીતાવી રાજગાદીપર બેસાડ્યા હતા. એવાજ બીજા ઘણાએક વિદ્વાનો થઇ ગયા છે, જેમણે વિદ્યાના બળથી પૃથ્વીમાં દિગ્વિજય કીધો છે. જુઓ પરશુરામે યુદ્ધ વિદ્યાનાં બળથી એકવીસ વાર નક્ષત્રી પૃથ્વી કરી હતી. વિદ્યા એવી વસ્તુ છે કે માણસની પાસ જેવી જોઇએ તેવી હોય તો તે માણસ એકલો આખા જગતનો પ્રબંધ કરી શકે છે."

## ઉપાખ્યાન.

"દ્રોણાચાર્ય ધનુર્વેદ અર્થાત્ યુદ્ધ વિદ્યામાં એવા વિદ્વાન હતા કે તેમણે વિદ્યા બળથી રાજા દ્રુપદનું અડધું રાજ છીનવી લઈને જીવતાં સુધી ભોગવ્યું." વિદ્યાનિધિ બોલ્યો કે, "હે પિતા, દ્રોણાચાર્યે દ્રુપદનું રાજ કેવી રીતે છીનવી લીધું અને તેનું કારણ શું હતું?" વાગીશશર્મા બોલ્યો કે, "જે સમયે દ્રોણાચાર્ય પોતાના પિતા પાસે ભણતો હતો, તે સમયે તેજ પાઠશાળામાં રાજા દ્રુપદ પણ શીખતો હતો. રાજા દ્રુપદ દ્રોણાચાર્યને ભાઈ માનતો અને તે કહેતો હતો કે જો હું ગાદીપર બેસીશ તો તમારી મોટી સેવા કરીશ. હવે જ્યારે રાજા દ્રુપદ રાજ્યપર બેઠો અને દ્રોણાચાર્યની ઝુંપડી વનાંતરમાં હતી ત્યાં કંદ, મૂળ, ફળથી વિશેષ બીજી વસ્તુ ખાવાને અલ્પ મળતી હતી. દ્રોણાચાર્યનો બાપ તો મોટો તપસ્વી હતો તે કંદ મૂળ ખાઇને વિદ્યા ભણાવતો હતો, અને ઇશ્વરનું ભજન કરતો હતો. જ્યારે તેનો દેહાંત થયો ત્યારે દ્રોણાચાર્ય રાજા દ્રુપદની પાસે ગયો. દ્રોણાચાર્યના મનમાં એવું હતું કે તે રાજા મારો રૂડી રીતે આદર કરશે. પરંતુ જ્યારે દ્રોણાચાર્યે રાજા દ્રુપદની પાસે જઇને કહ્યું કે હું તમારો મિત્ર છું. ત્યારે રાજા બોલ્યો કે, ભિક્ષુક અને રાજાની મિત્રતા કેવે પ્રકારે બની શકે? દ્રોણાચાર્યે કહ્યું કે તે વખતે તો તમે કહ્યું હતું કે રાજનો અધિકાર તમને સોંપીશ તો જો હું સાચો ભિક્ષુક હોઇશ તો અડધું રાજ અવશ્ય લઇશ; એટલું કહીને દ્રોણાચાર્ય હસ્તિનાપુર ગયા. ત્યાં રાજા પાંડુ અને ધૃતરાષ્ટ્રના પુત્રોને સંપૂર્ણ યુદ્ધ વિદ્યા શિખવીને હુશિયાર કીધા. બધા કુમારો ધનુર્વેદમાં અદ્વૈત થઇ ગયા. જેમાં અર્જુન, ભીમ, કરણ આદિની કીર્ત્તિ હાલ પણ પ્રસિદ્ધ છે. તે દ્રોણાચાર્યે એક દિવસ પોતાના વિદ્યાર્થિઓને આજ્ઞા કરી કે રાજા દ્રુપદને પકડી લાવો. એવું સાંભળીને તેઓ સેના સજીને દ્રુપદની રાજધાનીપર ચઢી ગયા. ત્યાં રાજા દ્રુપદ અને દ્રોણાચાર્યના વિદ્યાર્થિઓ વચ્ચે મોટું યુદ્ધ થયું. અંતે ભીમસેને રાજા દ્રુપદને પકડીને ગુરૂને સોંપી દીધો. ત્યાં દ્રોણાચાર્યે અડધા

રાજનું વચનપત્ર લખાવી લઇ છોડી દીધો, અને તે રાજ્યપર પોતાનો અધિકાર રાખ્યો." વિદ્યાનિધિ બોલ્યો કે, "હે પિતા, એ વાત સાંભળી મને મોટો સંતાપ થયો કે રાજા દ્રુપદે દ્રોણાચાર્ય કે જેમના પિતા પાસે સંપૂર્ણ વિદ્યા શીખી જેને પોતાનો મિત્ર અને ભાઇ કર્યો હતો તેનો શા કારણથી એવો અનાદર કર્યો હશે."

વાગીશશર્મા બોલ્યો કે, "સાંભળ પુત્ર! પ્રભુતા અને રાજપદ પામીને ચિત્તની વૃત્તિ ચંચળ થઇ જાય છે, અને વિદ્યાપદ પામીને ચિત્તની વૃત્તિ સ્થિર થાય છે."

વિદ્યાનિધિ બોલ્યો કે, "હે પિતાજી, હવે કોઇ બીજા વિદ્વાનનું ચરિત્ર કૃપા કરી શ્રવણ કરાવો." વાગીશશર્મા બોલ્યો કે, "હે પુત્ર, વિદ્વાનોનો અપાર મહિમા છે. કોનું સામર્થ્ય છે કે વિસ્તાર સહિત તેનું વર્ણન કરે! વિદ્વાન લોક પોતાની વિદ્યાના અનુભવના સામર્થ્યથી અસાધ્ય કાર્યને ઉપાય કરી સિદ્ધ કરી દછે. એ વિષયનું એક અદ્‌ભુત ઉપાખ્યાન સાંભળો.

## ઉપાખ્યાન.

મગધ દેશમાં એક વિજયકેતુ નામે રાજા હતો. તે પરમ ધાર્મિક અને વિદ્યા રસિક હતો. તેના પુત્રનું નામ વંશભૂષણ હતું. તે રાજપુત્રનું ચિત્ત વિદ્યા ભણવામાં લાગતું ન હતું. રાજાએ તેને ભણાવવાને ઘણા ઉપાય કીધા પરંતુ કોઈ ગુણકારી ન થયા. જ્યારે તે રાજપુત્ર કાંઇક મોટો થયો ત્યારે જેકોઇ વિદ્વાન તેને વિદ્યા ભણવા માટે શિક્ષા કરવા જતો તેને બાણથી મારતો. એ પ્રકારે કેટલા માણસોને તેણે ઘાયલ કીધા. રાજાને એ વાતની મોટી ચિંતા થઈ કે અરેરે! આ રાજપુત્ર વિદ્યાથી રહિત થયો. કોઇ વખત તે રાજા અયોધ્યામાં ગયો હતો ત્યાં તેણે પ્રાજ્ઞમણિ ત્રિપાઠી નામના વિદ્વાન બ્રાહ્મણને રાજપુત્રની સઘળી વ્યવસ્થા કહી. ત્યારે પ્રાજ્ઞમણિએ કહ્યું કે, હું રાજપુત્રને વિદ્યા ભણાવીશ, પરંતુ મારો ભેદ કોઇને કહેવો નહિ. હવે કેટલેક દહાડે પ્રાજ્ઞમણિ વિજયકેતુની રાજધાનીમાં ગયો, ને તેણે જોયું તો રાજપુત્રની રૂચિ લખોટા ખેલવામાં વિશેષ હતી. ત્યાં પ્રાજ્ઞમણિ પણ

રાજપુત્ર સાથે લખોટે રમવા લાગ્યો. જ્યારે કેટલેક દહાડે તેની સાથે મન મળી ગયું, ત્યારે પ્રાજ્ઞમણિએ રાજપુત્રને કહ્યું કે, "સઘળી ગોળીઓ એક સરખી છે એ ઠીક નહિ. ગોળીઓ જૂદા જૂદા પ્રકારની અને તેમનાં નામ પણ જૂદાં જૂદાં હોવાં જોઇયે. વળી તેમાં એવાં ચિન્હ હોવાં જોઇયે કે જેથી સહુ ઓળખી કાઢી શકે. વળી કેટલીક લખોટીઓનો એક વર્ગ હોવો જોઇયે." એ વાત રાજપુત્રે અંગીકાર કરી. ત્યારે પ્રાજ્ઞમણિએ ઘણી એક લખોટીઓ બનાવી ને તેમનાપર રંગથી એક એક અક્ષર બનાવી દીધો; અને પાંચ પાંચ લખોટીઓના વર્ગ ઠરાવ્યા; અને એક એક વર્ગની લખોટીઓને એક થેલીમાં રાખી–જેવી કે **ક**, **ખ**, **ગ**, **ઘ**, **ઙ**. એ પાંચ અક્ષરોની પાંચ લખોટીઓ એક વર્ગની ઠરી. એજ પ્રમાણે ચ વર્ગ, ટ વર્ગ, ત વર્ગ, પ વર્ગ, ય વર્ગ, શ વર્ગ, અને અ વર્ગની લખોટીઓ બનાવી, અને રમવાની રીતમાં પણ કાંઇક વધારો કીધો. હવે જે લખોટીપર જે અક્ષર માંડેલો, તે લખોટીનું તેજ નામ પડ્યું. જેમકે એક લખોટીનું નામ **ક** અને બીજીનું **ખ**. એજ પ્રકારે તે વિદ્વાને માત્રા સહિત અને જોડાક્ષરો સહિત લખોટીઓ બનાવી. કેટલાક દિવસ પછી તે લખોટીઓએ ખેલતાં ખેલતાં તમામ અક્ષરો છોકરાઓની દૃષ્ટિપર ચઢી ગયા, પરંતુ તે લખોટીઓનાં નામ સમજતા હતા. એક દિવસ પ્રાજ્ઞમણિએ એક શ્લોક લખીને તેજ રમવાના ઠેકાણામાં નાખી દીધો. તે કોઇ છોકરાને જડ્યો; તેણે રાજપુત્રને આપ્યો અને કહ્યું કે, આ પત્રમાં બત્રીસ લખોટીઓ પરનાં ચિન્હ બની રહ્યાં છે. રાજપુત્ર પણ તે ચિન્હ જોઇ અચંભિત થયો; અને પ્રાજ્ઞમણિને પુછવા લાગ્યો કે આ શી વાત છે કે આમાં ઘણાએક લખોટીઓપરનાં ચિન્હો દીસે છે. પ્રાજ્ઞમણિ બોલ્યો કે, "એજ લખોટીઓપરનાં ચિન્હોને પત્રપર લખવાથી ઘણીએક વાતો બને છે. જેમ આ પત્રમાં છે. તમે એ વાંચો તો હું એની સમજણ પાડું." એ વાત સાંભળી રાજપુત્ર લખોટીઓનું સ્વરૂપ સમજી અક્ષરોનું ઉચ્ચારણ કરવા લાગ્યો. તેમાં આ શ્લોક લખ્યો હતો કે:—

## શ્લોક.

रूप यौवन संपन्नाः । विशाल कुलसंभवाः ।
विद्याहीना न शोभन्ते। निर्गंधा इव किंशुकाः ।

જ્યારે શ્લોકનું સ્વરૂપ જાણવામાં આવ્યું ત્યારે રાજપુત્રે કહ્યું કે, "એ મારી સમજમાં આવતું નથી, મને સમજાવો." પ્રાજ્ઞમણિ બોલ્યો કે, "એનો અર્થ એવો છે કે, સુંદરરૂપ અને સુંદર અવસ્થા અને સુંદર કુળવાળાં મનુષ્ય, વિદ્યાહીન હોવાથી જેમ કિંશુકનાં ફૂલ સુગંધ, વગરનાં હોવાથી શોભતાં નથી તેમ શોભતાં નથી." એ સાંભળીને રાજપુત્રને મોટી ગ્લાનિ થઇ અને કહેવા લાગ્યો કે, "હાય હાય હું વિદ્યા ન ભણ્યો?" ત્યારે પ્રાજ્ઞમણિએ સઘળી ભેદની વાત ખુલ્લી કીધી કે મેં કેવળ તમને શીખવવાને લખોટા દ્વારા અક્ષરો શીખવ્યા છે. હવે તમે ઝડપથી શાસ્ત્ર શીખી શકશો." એ વાત સાંભળી રાજપુત્ર તે વિદ્વાનના ચરણપર પડી ધન્યવાદ કરવા લાગ્યો, કે તમે અમારા પરમ ઉપકારક ગુરૂ છો. હું તમારા ઋણથી છૂટવાનો નથી, કેમકે તમે એવો ઉપાય કીધો કે મારી રમત પણ ન અટકી, તેમ મને વિદ્યા ભણવાને યોગ્ય કીધો; તેમ અનાયાસ સઘળા અક્ષરો શીખવ્યા. હવે કૃપા કરી એવો ઉપાય કરો કે શાસ્ત્રોમાં પણ મારી પ્રવૃત્તિ થાય."

વાગીશશર્મા બોલ્યો કે, સાંભળ પુત્ર, તે દિવસથી પ્રાજ્ઞમણિ વિદ્વાન, રાજપુત્ર સમેત સઘળા છોકરાઓ જે લખોટીઓ ખેલતા હતા તેમને શાસ્ત્ર શીખવવા લાગ્યો અને તેઓ થોડાજ વખતમાં ભણીગણીને વિદ્વાન અને રાજકાજ કરવાને યોગ્ય થઇ ગયા. પછી તેજ રાજપુત્રે અનેક પાઠશાળાઓ સ્થાપન કરી અને દેશદેશાંતરના વિદ્વાનોને બોલાવીને અધ્યાપક નિયત કીધા, અને દિનપરદિન તેના રાજમાં વિદ્યાનો પ્રકાશ વધતો ગયો. હે પુત્ર, જેની પાસે યથાર્થ વિદ્યા હોય છે તે, પ્રાજ્ઞમણિએ વંશભૂષણ રાજપુત્રને પોતાની બુદ્ધિ અને ઉપાયથી પંડિત બનાવી દીધો, તેમજ અસાધ્ય કાર્ય સિદ્ધ કરી શકે છે. જેની પાસે વિદ્યા હોય છે તેને કોઈ વાતનાં સાધનનો શોચ થતો નથી.

## તરંગ ૨ જો.

### સભાને ઉચિત આચાર અને રીતભાત.

વાગીશશર્મા બોલ્યો કે, હે પુત્ર, જે રાજસભામાં જઇયે ત્યાંની રીતભાત સમજી પછી કામ કરિયે, અને ત્યાંના મનુષ્યોના વિશ્વાસપર કામ કરવું ન જોઇયે. જ્યારે કાંઇ કરવું હોય ત્યારે પોતે પોતાની બુદ્ધિથી વિચારી લેવું અને જો કદાચિત સભાના પ્રાચીન મનુષ્યોની સંમતિ પણ લે તો તે સંમતિપર પોતે પણ વિચાર કરવો કે એણે જે સંમતિ આપી છે તે ઠીક છે કે નહિ—જો આપણી બુદ્ધિ વિચારથી તે સંમતિ ઠીક જણાય તો તેની શિક્ષાનુસાર કામ કરે, અને જો તેમાં કોઈ પ્રકારની હાનિ જણાય તો ત્યાંના સભાસદની વાત હિતકારી ન જાણે; કેમકે સભાસદ બહુધા દુષ્ટ પ્રકૃતિ અને દુરાચારી હોય છે. તે એવું ચહાતા નથી કે બીજા કોઇ ગુણીની ગુણજ્ઞતા થાય, પણ તેનું કામ બિગાડવામાં પ્રયત્ન કરતા રહે છે. જો કોઇ સીધો સાદો માણસ હોય તો તેને કોઇપણ ઉપાયથી ઉલ્લુ બનાવી કાઢી મુકે છે; અને જો કોઇ પ્રબળ બુદ્ધિવાન હોય તો હાથ ઘસીને રહી જાય છે.

એક કવિ, જે સાહિત્યમાં અદ્વૈત હતો, પરંતુ રાજસભાના વ્યવહારને જાણતો નહતો, તે કોઇએક રાજાની સભામાં ગયો. ત્યાં જઇ તે પરદેશી કવિએ ત્યાંના સભાકવિને પુછ્યું કે, આપ રાજાની પ્રકૃતિ સારી રીતે જાણો છો તો કહો કે—કયા રસના વર્ણનથી મહારાજ પ્રસન્ન થાય છે? એટલું જો જણાવો તો તેજ રસના આશયના કાવ્યથી મહારાજને રીઝવું. તે સભાકવિએ ઇર્ષાદોષથી પરદેશી કવિને છળ કરી કહ્યું કે, અમારા મહારાજ બીભત્સ રસનાં વર્ણનથી બહુ આનંદિત થાય છે. પરદેશી કવિએ પૂછ્યું કે એવા આશયની કવિતા કેઇ વખત સંભળાવું? સભાકવિએ કહ્યું કે, જ્યારે મહારાજ ભોજનથી પરવારી નચિંત થઇ બેઠા હોય તે વખત તમે તમારી કવિતા સંભળાવજો. પરદેશી કવિએ એટલો વિચાર ન કર્યો કે—એક તો બીભત્સ રસનું વર્ણન

ગ્લાનિકારક અને મલિન હોય છે; જેમાં ભાતભાતની કંટાળો છુટે એવી વસ્તુઓનાં રૂપ, રસ અને દુર્ગંધતાનું વર્ણન કરવામાં આવે છે: વિશેષે કરીને ભોજન કર્યા પછી તો સુગંધ અને મનોહર પદાર્થોનું સેવન અને મનોરંજન ને હર્ષકારી વાર્ત્તાઓનું સાંભળવું જે સમયમાં પથ્ય ગણાય છે, તો તેથી વિપરીત મલિન વસ્તુઓના આશયથી રાજા કેમ કરી પ્રસન્ન થશે? એટલો વિચાર તેણે ન કીધો. કેવળ સભાકવિની વાતપર વિશ્વાસ રાખી બીભત્સ રસના આશયમાં કાવ્ય બનાવી. જ્યારે રાજા ભોજનથી પરવાર્યો ત્યારે તે પોતાની કવિતા સંભળાવવા લાગ્યો. તેમાં એવી અનિષ્ટ અને ગ્લાનિકારક મલિનતાનું વર્ણન હતું કે તે સાંભળતાંજ રાજાને ઉલટી થઇ ને જે કાંઈ જમ્યો હતો તે બધું બહાર નીકળી પડ્યું. લોકોએ કવિને ત્યાંથી વેગળો કાઢ્યો. રાજા જ્યારે સાવચેત થયો ત્યારે તેણે તે કવિને બોલાવી સમજાવ્યો કે તમારી વિદ્યા ઘણી સારી છે, પરંતુ તમારામાં બુદ્ધિ કે ચતુરાઇ કાંઇ નથી. તમે રાજસભા પણ દીઠી નથી. કહો કે તમે બીભત્સરસનું વર્ણન પોતાની ઇચ્છાથી કીધું કે કોઇની સંમતિથી? કવિએ કહ્યું કે પૃથ્વીનાથ! મારાથી ખરેખર મોટી મૂર્ખાઇ થઇ. હું મહારાજ શ્રીની રૂચિથી અણજાણ હોવાથી સભાકવિને પૂછવા ગયો, તેણે એવોજ સંમત આપ્યો અને મારી વિશેષ મૂર્ખતા એટલીજ કે મેં તેના ગુણદોષનો વિચાર ન કર્યો. હવે મારો અપરાધ ક્ષમા કરી જે આશયને વાસ્તે આજ્ઞા હોય તેજ આશય સંભળાવું. હવે જન્મ સુધી એવી ભૂલ કરનાર નથી. આખરે તેણે રાજાને મનોભિલષિત આશયની કવિતા સંભળાવી પ્રસન્ન કીધો, અને પારિતોષિક પામ્યો. પછી રાજાએ સભાકવિને ઠપકો આપી સમજાવી દીધો કે હવેથી કદી પણ કોઇ વિદ્વાનનો છળ કરીશ તો ભારી દંડને પાત્ર થઇશ.

વિદ્યાનિધિ બોલ્યો કે, હે પિતાજી! જે સભામાં એવા એવા દુરાચારી રેહેતા હોય ત્યાં પરદેશી વિદ્વાનનો કેમ કરી નિભાવ થાય? વાગીશશર્મા બોલ્યો કે, સાંભળ પુત્ર! રાજસભાની એવી વ્યવસ્થા છે કે જેમ સમુદ્રમાં સંપૂર્ણ રત્નો હોય છે તેની સાથેજ

સકળ જલચરજંતુ પણ રહે છે. જે બુધ્ધિમાન અને ઉદ્યોગી હોય છે તે પોતાનો દુષ્ટ જંતુઓથી બચાવ કરી રત્ન કાઢી લેછે. તેજ પ્રકારે જે બુધ્ધિવિદ્યાનિધાન અને દેશકાળ પરખવામાં ચતુર હોય છે તે સભાસદરૂપી મગરમચ્છોથી બચી રાજસન્માનરૂપી રત્ન પ્રાપ્ત કરે છે.

ઉજ્જયિની નગરીમાં રાજા ભોજ એવો વિદ્યારસ રસિક, ગુણજ્ઞ, અને દાનશીળ હતો કે વિદ્યાની વૃદ્ધિનાં પ્રયોજનથી તેણે એવો નિયમ પ્રચલિત કીધો હતો કે—જે કોઇ નવીન આશયનો શ્લોક બનાવીને લાવે તો તેને લાખ રૂપિયા દક્ષણા આપતો હતો. એ વાત સાંભળી દેશદેશાંતરના પંડિત લોક નવા આશયનો શ્લોક બનાવી લાવતા હતા. પરંતુ તેની સભામાં ચાર એવા પંડિત હતા કે પેહેલાને એકવાર, બીજાને બે વાર, ત્રીજાને ત્રણવાર અને ચોથાને ચારવાર સાંભળવાથી નવો શ્લોક કંઠસ્થ થઇ જતો હતો. હવે જ્યારે કોઇ પરદેશી પંડિત રાજાની સભામાં નવીન આશયનો શ્લોક બનાવી લાવતો, અને તે રાજા આગળ ભણી સંભળાવતો હતો. તે વખત રાજા પોતાના પેલા પડિતોને પૂછતો કે આ શ્લોક નવો છે કે પુરાણો? ત્યારે તે માણસ, કે જેને એકવાર સાંભળવાથી કંઠસ્થ થઇ જવાનો અભ્યાસ હતો તે કહેતો કે એ જૂના આશયનો શ્લોક છે. પછી પોતે પણ તે શ્લોક બોલી દેખાડતો હતો; ત્યાર પછી તે મનુષ્ય જેને બેવાર સાંભળવાથી કંઠ થઇ જતો હતો તે, તે ભણી સંભળાવતો; અને એજ પ્રમાણે ત્રણવારવાળો અને ચાર વારવાળો પણ ક્રમથી રાજાને તે શ્લોક કંઠાગ્ર સંભળાવી દેતા હતા. એ કારણથી પરદેશી વિદ્વાન પોતાના પ્રયોજનથી રહિત થઇ જતા હતા. હવે આ વાતની ચર્ચા દેશદેશાંતરમાં ફેલાઇ. તે એક વિદ્વાન, જે દેશકાળમાં ચતુર અને બુધ્ધિવાન હતો તેને કાને પડવાથી તેણે એક એવા આશયનો શ્લોક બનાવ્યો કે ભોજના પેલા ચાર પંડિતોને પણ તેના આશયને અંગીકાર કરવો પડયો. તે શ્લોક એવો હતો કેઃ—

श्लोक.

राजन् श्रीभोजराज त्रिभुवनविजयी धार्मिकस्ते पिताभूत्
पित्रा तेन ग्रहीता नवनवतिमिता रत्न कोटिर्मदीया
तां त्वं देहि त्वदीयै स्सकलबुधवरै ज्ञायते वृत्तमेत
न्नो चेज्जानंति ते वै नवकृतमथवा देही लक्षं ततो मे ॥

અર્થાત્–હે રાજા ભોજ ! ત્રણ લોકના જીતવાવાળા તમારા પિતા મોટા ધર્મિષ્ટ થયાછે. તેમણે મારી પાસેથી નવાણું કરોડ રત્ન લીધાં છે તે મને દીજીયે અને એ વૃત્તાંત તમારા સભાસદ વિદ્વાન જાણતા હશે તેમને પૂછી લીજીયે. જો તેઓ કહે કે એ આશય નવીન કવિતા માત્ર છે તો તમારી પ્રતિજ્ઞા પ્રમાણે એક લાખ રૂપિયા મને દીજીયે. એ વાત સાંભળી પેલા ચાર વિદ્વાનોએ વિચાર કીધો કે એને પુરાણો આશય ઠરાવિયે તો મહારાજને નવાણું કરોડ ધન દેવું પડે છે, અને નવીન કહેવાથી કેવળ એક લાખ. તે ઉપરથી તે ચારે જણે ક્રમથી એમજ કહ્યું કે પૃથ્વીનાથ ! એ નવીન આશયનો શ્લોક છે. તે ઉપરથી રાજાએ તે વિદ્વાનને એક લાખ રૂપિયા આપ્યા. વાગીશશર્મા બોલ્યો કે, હે વિદ્યાનિધિ ! જો તે વિદ્વાને કેવી યુક્તિ કરીને પોતાનો અર્થ સાર્યો. એજ પ્રમાણે દેશકાળમાં ચતુર અને અનુભવ જ્ઞાની જે માણસો થાય છે તે પણ રાજસભારૂપી સાગરમાંથી રાજસન્માનરૂપી રત્ન પ્રાપ્ત કરે છે.

વિદ્યાનિધિ બોલ્યો કે, હે પિતાજી ! રાજસભા સંબંધી વૃત્તાંતહજી વધારે સંભળાવો. વાગીશશર્મા બોલ્યો કે હે પુત્ર ! રાજસભામાં રહીને કોઇપણ પદાર્થની અભિલાષા પ્રગટ ન કરવી જોઇએ, અને એવાં સ્થાનમાં બેસવું ઉચિત છે કે, જ્યાંથી આપને કોઇ ઉઠાડી તો નહિ મૂકે એવો સંદેહ પણ ન હોય; તેમજ વગર પૂછે વાત કહેવી અથવા વ્યર્થ બકવું અનુચિત છે. રાજસ્થાનમાં જે મનુષ્ય ભેદી હોય તેની સ્ત્રી અથવા તેના શત્રૂ સાથે પ્રીતિ કરવી એ ઉચિત નથી. પ્રત્યેક અવસર તથા

પ્રત્યેક સ્થાનમાં મર્યાદ સહિત રહેવું જોઇયે; કેમકે મર્યાદ છોડવાથી રાજા લોક કોઇને પણ ચહાતા નથી; તે એટલે સુધી કે પુત્ર, પૌત્ર અને ભાઇને પણ ભારે દંડ દછે. એટલા માટે સ્વામી જે આજ્ઞા કરે તેજ પ્રમાણે વર્ત્તવું, બીજાના અધિકારમાં હાથ નાખવો ઉચિત નથી. વળી જેની રાજદ્વારમાં સ્થિતિ હોય અને જેનાપર રાજાની કૃપાદૃષ્ટિ રહેતી હોય તેણે જેટલા રાજ્યાધિકારી હોય તે સર્વે સાથે હળીમળીને ચાલવું, તેમજ એવી રેંહેણીથી રહેવું કે તેથી કોઇ અધિકારીનું અપમાન સુચિત ન થાય. વળી રાજાની પાસે એવી વાત ન કહેવી કે તે કોઇનાં દુઃખનું કિંવા અર્થ હાનિનું કારણ થાય. તેમજ રાજાની સેવા તો સર્વથા કરવી જોઇએ, પરંતુ રાજાનું કામકાજ કરનારા અને સેવકોને પણ પ્રસન્ન રાખવા એ ઉત્તમ અને અવશ્ય છે; કેમકે જેનાપર ભૃત્યગણ અપ્રસન્ન થાય છે, તેનાપર લાગ જોઇ તૂત ઉભું કરે છે. જેમ કહ્યું છે કે:—

## દોહા.

જે નૃપને નિત સેવતાં, કરે ચક્ર અપમાન;
તે વિભૂતિસમ શોચ કરિ, કરશે પછિ અનુમાન.—૧

પુત્ર બોલ્યો કે, હે પિતાજી! દોહાનો ભાવ મારા મનમાં બેસતો નથી માટે ખુલ્લો કરીને એનો અર્થ કહો. પિતા બોલ્યો કે સાંભળ પુત્ર, એ દોહાનો ભાવ ઉપર જણાવ્યો તેજ છે. અર્થાત્ જે કેવળ રાજાને સેવે છે, અને ચક્રની દરકાર નથી કરતો તે પાછળથી દુઃખ પામી બહુ પ્રકારે પસ્તાય છે.

## શ્લોક.

चक्रं सेव्यं नृपः सेव्यो न सेव्यः केवलो नृपः ॥
य च्चक्र स्यापमानेन विभूति र्भूततां गतः ॥१॥

અર્થ—રાજાને સેવિયે તેમજ ચક્ર અર્થાત્ રાજાના નિકટવર્ત્તી કાર્યકર્ત્તાઓને પણ સેવિયે; કેમકે એમ ન કરવાથી અર્થાત્ ચક્રનું અપમાન કરવાથી વિભુતિ ભૂત બની ગયો.

વિદ્યાનિધિ બોલ્યો કે હે પિતાજી ! જ્યાંનો રાજા નીરબુદ્ધિ હોય, અને વિદ્યાગુણની ચાહના ન રાખતો હોય અને જ્યાં મૂર્ખોની વડાઈ હોય ત્યાં વિદ્વાન દૈવયોગે કદાચિત જઇ પહોંચે તો તેણે કેમ કરવું? વાગીશશર્મા બોલ્યો કે સાંભળ પુત્ર! પ્રથમ તો જ્યાં મૂર્ખનું આદરસન્માન હોય એવાં સ્થાનમાં જવું ન જોઇયે. કદાચિત્ દૈવયોગે જવું પડયું અને ત્યાં એવી વાત જોવામાં આવે તો તે વખતે એવો વિચાર કરવો જોઇયે કે એ રાજા પ્રકૃતિથી મૂર્ખ ને અસજ્જન છે કે સંગદોષવડે અસજ્જનપ્રિય બની ગયો છે. જો એમ નિશ્ચિત થાય કે તેની પાસે રહેનારા સજ્જન, શુભાચારી વા સાધારણ મનુષ્ય કે મૂર્ખ જેટલા છે તેમના ગુણદોષ રાજામાં લિપ્ત નથી થતા અને એ સ્વભાવથીજ મૂર્ખ ને અસજ્જન છે, તો તો એને અભ્યાસના યોગે સજ્જનતા પ્રાપ્ત થઈ જશે, એવે ભરોંસે તેની સેવામાં ન રહેવું. કેમકે સજ્જનતા અભ્યાસના યોગે પ્રાપ્ત નથી થતી. જેમ રામાયણમાં કહ્યું છે કે,

આર્યા–ગીતિ.

ફૂલે ફળે ન નેતર, યદ્યપિ વરસે સુધા જલદ સાર;
મૂર્ખ ન સમજે લેશે, મળે ગુરૂ વિરંચિતુલ્ય નિરધાર.

જો એવી ખાતરી થાય કે રાજા સ્વભાવનો અસજ્જન નથી, પરંતુ માત્ર કુસંગનાં કારણથી અસજ્જન બન્યો છે તો તે સ્થાનમાં વિદ્વાને અવશ્ય ટકવું જોઇયે; પરંતુ ધીરેધીરે તે વાતનો ભેદ ખોળતો ને જોતો રહે કે કયા આશય વા કયા વિષય ભણી રાજાની વિશેષ રૂચિ છે. ગમે તો તે વિષય ઉત્તમ હો, વા અનિષ્ટ, પરંતુ ઉપર ઉપરથી દેખાડવા માટે તે વિષયમાં કાંઇક પોતાનો અનુરાગ અથવા રૂચિ છે એમ દર્શાવવું; તેથી રાજાની જાણમાં આવે કે એ પણ એ વાતનો અનુરાગી છે. કેમકે જે, જે વિષયનો અનુરાગી હોય છે તે એમજ ઇચ્છે છે કે એજ રૂચિ સંપૂર્ણ સંસારની થઇ જાય. જો રાજાનું ચિત્ત પોતાની તરફ વળેલું જોવામાં આવે તો તે વિષયને એટલો વધારી દે કે

જેથી રાજાની સાથે વિશેષ પ્રીતિ બાઝે. જે વખત રાજાનું અને પોતાનું મન મળી જાય તો અવસર જોઇને ઉચિત ઉપદેશ કરે, અને ધીરે ધીરે ઉત્તમ મતપર ચલાવે; અને તેની પ્રકૃતિને અસત્કર્મથી હઠાડીને સત્કર્મમાં લગાડે. એ પ્રકારે ઉદ્યોગ કરવાથી રાજા સજ્જન થઇ જાય છે. જેમ સન્મિત્રશર્માએ પોતાના બુદ્ધિ બળથી રાજા સુમતિને અસત્કર્મથી હઠાવીને સુકર્મમાં લગાડી દીધો. વિદ્યાનિધિએ કહ્યું કે, એ કથા કેવી છે? હું સાંભળવા ચાહું છું.

વાગીશશર્મા બોલ્યો કે સાંભળ પુત્ર! એક વિદ્યોપજીવી સન્મિત્રશર્મા નામે વિદ્વાન, ચૈતન્યનગરના રાજા સુમતિને ગુણ-ગ્રાહક સાંભળી તેની સભામાં ગયો; અને અવસર જોવા લાગ્યો કે ક્યારે મારા વિદ્યાગુણનો પ્રકાશ કરૂં. જ્યારે તે કેટલાએક દિવસ રાજાની સભામાં રહ્યો અને તેની ચાલચલણ જોઇ તો માલમ પડ્યું કે ત્યાં વિદ્યાગુણની કશી ચર્ચા નહતી: કેવળ ઠઠ્ઠા મશ્કરીનો પ્રચાર હતો; અને એવાજ લોકોનો આદરસત્કાર થતો. હવે આ વિદ્વાન પુરૂષ પોતાની વિદ્યાના ભરોસાપર રહેતો ને સભાને અનુકૂળ આચરણ ન કરતો તેજ કારણથી તેનાપર રાજાની કૃપાદૃષ્ટિ થતી નહતી. તે ઘણા દહાડા એવી આશાએ ટક્યો રહ્યો કે કોઇને કોઈ દહાડે વિદ્યાવિલાસ થશે તો મારો ગુણ પ્રગટી નિકળશે. પણ ત્યાં વિદ્યાવિલાસને કોણ પુછતું હતું? ત્યાં તો ભાંડભવાયાના સ્વાંગ, ઠઠ્ઠામશ્કરી, નાચરંગ ને મોજમઝાની વાતો થયાં કરતી હતી, અને તેમાંજ મહારાજ મગ્ન રહેતા હતા. જે કોઇ મજાક ઠઠ્ઠામાં વધી જાય તેજ તે સભામાં જાણે વિદ્વાન ને કવિ ગણાતો હતો. પણ આ પરદેશી વિદ્વાનની ગુણજ્ઞતા એટલી પણ ન થઇ કે તેના ભોજન વસ્ત્રનું પણ ઠેકાણું થાય. ત્યારે તે વિદ્વાન પોતાના મનમાં શોચ કરવા લાગ્યો કે યદ્યપિ આ સભા આપણે રહેવાને યોગ્ય નથી ને મારે અહીં રહેવું પણ નથી, પણ કાંઇક એવો ઉપાય કરવો જોઇયે કે જેથી રાજા મારાપર પ્રસન્ન થાય. કેમકે

પ્રસન્ન થયેથી બે પ્રકારની આશા છે: એક એ કે જો એ પ્રસન્ન થશે તો અવશ્ય મારો કાંઇ અર્થ સરશે; બીજું એ કે તે સમયે કદાચિત મારો ઉપદેશ પણ કાંઇ ગુણકારી થશે, અને રાજા સુમાર્ગપર ચાલશે. પરંતુ આ સમય તો જે રૂચિને અનુસરતો હોય તેજ ઉપાય કરવો ઉચિત છે. જેમકે નીતિમાં લખ્યું છે.

દોહરો.

જે રીઝે જે રીતથી, તેને તેમ રિઝાવ;
પછિ વિવેક ને યુક્તિથી, નિજ મત ઊપર લાવ.—૧

એવો વિચાર કરી તે પંડિતે પોતાના ચાકરને શીખવી રાખ્યો કે કાલે દાળ ચોખા લાવે ત્યારે તેની ઉપર ચાર પાંચ મુળિયાં પણ મુકજે. તે જોતાંજ હું તને ચાર પાંચ થપ્પડ મારીશ ને ચોખા મુઠડે મુઠડા આમ તેમ ઉરાડી દઇશ. જ્યારે લોક તને એનું કારણ પુછે ત્યારે તારે કહી દેવું કે પંડિતજીને મુળિયાંની મોટી ચીડ છે. પછી બીજે દિવસ નોકરે તેમજ કીધું કે જ્યાં પંડિત બે ચાર માણસોની સાથે બેઠો હતો તેજ ઠેકાણે થઇને તે નીકળ્યો. તેને દેખતાંજ પંડિત ક્રોધ કરી ઉઠ્યો, તેને ગાળો દેવા લાગ્યો ને કહ્યું કે રે! ચંડાળ! તેં આ શું કર્યું? હવે તારો પ્રાણ બચનાર નથી. એટલું કહી તેને બે ચાર તમાચા માર્યા અને ચોખા આસપાસ ફેંકી દીધા. અને આમ તેમ ઉછળવા ને કુદાકડા મારવા લાગ્યો. એ ચરિત્ર જોઇ લોકોને મોટી નવાઇ લાગી. જ્યારે ચાકરે સર્વ ભેદ ખુલ્લો કર્યો ત્યારે લોકો હાથે પગે લાગી પંડિતને શાંત કીધો; ને કહ્યું કે આપને બીજો સેવક લાવી આપીશું. ત્યાર પછી જે લોક ત્યાં વિદ્યમાન્ હતા તેમણે જઇને તે સઘળો વૃત્તાંત રાજાને કહ્યો. એ વાત સાંભળી રાજાને મોટી પ્રસન્નતા થઇ. રાજાના મનમાં એમ કે વળી એક નવું કૌતક જોવામાં આવશે. પછી જ્યારે તે પંડિત સભામાં ગયો ત્યારે રાજાની આજ્ઞાનુસાર લોકોએ વાડીમાંથી થોડાં ફળમૂળ અને ઘણાંએક મૂળિયાં લાવી પંડિતની આગળ મુકી દીધાં, અને કહ્યું કે આ ફળમૂળ આપને મહારાજ ભેટ કરે છે. પંડિતને તો અવશ્ય કૌતુક

કરવું હતું, અને પ્રયોજન સાધવું અભીષ્ટ હતું તેથી તે મૂળિયાં જોતાંજ ક્રોધથી રાતોપીળો થઇ ગયો, અને જે કાંઇ મૂળિયાંની સાથે ફળમૂળ હતાં તેને ચારે તરફ ફેંકી દીધાં અને આમતેમ ઉછળી ઉછળીને ભુંડાં ભુંડાં વચન બોલતાં પોતાનાં કપડાં ફાડીને ફેંકી દીધાં અને કહેવા લાગ્યો કે આ સઘળા મારા પ્રાણના તરસ્યા છે. જુઓ મારી આગળ ઝેરનાં મૂળિયાં રાખી દીધાં છે. એ ચરિત્ર જોઇ રાજા અત્યંત પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે "જેણે તમારી સન્મુખ અનિષ્ટ વસ્તુ રાખી દીધી છે તેને અમે ભારી દંડ દઇશું." પછી મોહોરો મંગાવી રાજાએ પંડિતને પારિતોષિક દીધું અને દરરોજ સીધાં પાણીની ચિઠ્ઠી જૂદીજ મળવા લાગી. તેમજ વરસાસન અને બંધાણપણ જૂદુજ થઇ ગયું. ધીમે ધીમે પંડિતપર રાજાનો વિશેષ અનુગ્રહ રહેવા લાગ્યો. રાજાએ પંડિતને કહ્યું કે આપ અમારા પરમ મિત્ર છો; અને સન્મિત્રશર્માએ પણ તે દિવસથી કૌતુક અને હાસ્યકારી મનોરંજક વાર્ત્તાઓથી રાજાને એવો પ્રસન્ન કીધો કે તે જાણે આજ્ઞાકારી ને કિંકર બની ગયો. પરંતુ મૂર્ખાઓ અને દુરાચારિયોની સંગત તેમજ વિદ્યાગુણના અનાદરનાં કારણથી સન્મિત્રશર્માનો જીવ તેઓ સંગત લાગતો નહતો. આખર કેટલોક સમય વીત્યાબાદ પંડિતના જીવમાં શોચ થયો કે શાસ્ત્રો શીખીને આવી મૂર્ખ સભામાં પડયો રહું અને પોતાના વિદ્યા રત્નને મલીન કરૂં એ વાત બહુજ અનુચિત છે. એવો વિચાર કરી રાજાને પ્રસન્ન ચિત્ત અને એકાંતમાં જોઇ ઉપદેશનો ઉચિત સમય સમજી તેણે રાજાને કહ્યું કે, પૃથ્વીનાથ મને આજ્ઞા હોય તો હું મારા દેશની યાત્રા કરૂં. એ વાત સાંભળી રાજા બોલ્યો કે, અહો! મિત્ર, હું આપને હાલ વિદાય નહિ કરૂં. તમારા રહેવાથી અમારૂં ચિત્ત બહુ પ્રસન્ન રહે છે. જે કાંઇ વસ્તુ દ્રવ્ય ઘરે મોકલવું હોય તે કહો, મોકલી દઇયે; પરંતુ તમને જવા નહિ દઇશું. એવું સાંભળી પંડિત બોલ્યો કે, પ્રયોજન માત્ર જેટલું દ્રવ્ય મારે જોઇયે તેટલું તો મળી ચુકયું, અને જે

વાતનો હું અભિલાષી છું તે આપના સ્થાનમાં નથી, અને જેમાં આપની રૂચિ છે તે મને ઠીક નથી જણાતું; કેમકે તેનો પરિણામ સારો નથી. અને મારો ધર્મ છે કે આપને યોગ્ય શિક્ષા આપું, તેમજ આપનો ધર્મ છે કે તે સાંભળવી. જેમ કવિએ કહ્યું છેઃ—

## શ્લોક.

स किं सखा साधु न शास्ति योधिपं हितान्न यः संश्रृणुते स किं प्रभुः
सदानुकूलेषु हि कुर्व्वते रतिं नृपेष्वमात्येषु च सर्वसम्पदः ॥

અર્થાત્–જે પોતાના પ્રભૂ એટલે સ્વામીને સારી વાત ન શીખાવે તે મિત્ર શાનો? અને ઉચિત શિક્ષા જે સાંભળે નહીં તે સ્વામી શાનો? તેમજ જે મિત્ર સારી શિક્ષા આપે છે તેને સદા સુખ રહે છે અને જે સ્વામી હિતની વાત સાંભળે છે તેને ત્યાં સંપૂર્ણ સંપદ વાસો કરી રહે છે. વળી મને આપ મિત્ર કહો છો, પણ મેં અત્યાર સુધી આપની સાથે કોઇ મિત્રતાની વાત કીધી નથી; કેવળ આપની રૂચિને અનુસાર કામ કરતો રહયો છું. એમાં નથી આપનું હિત, તેમ મિત્રનો ધર્મ પણ એ નથી.

સન્મિત્રશર્મા વિદ્વાન બોલ્યો કે સાંભળો મહારાજ! આપની સભાની એ મોટી અનુચિત વ્યવસ્થા છે કે, જે વાત આપને મોઢેથી નીકળે છે તેની સર્વે સભાસદો પુષ્ટતા કરે છે, પણ એવું નથી કહેતા કે એમાં આટલી હાનિ ને આટલો લાભ છે; કેવળ આપની રૂચિપર ધ્યાન રાખે છે. એ વાત જેમ મંત્રીઓ તેમજ રાજા બન્નેને વાસ્તે સારી નથી.

## દોહરો.

સચિવ, વૈદ્ય, ગુરૂ ત્રણ કદી, પ્રિય બોલે લહિ ત્રાસ;
રાજ, ધર્મ, તનનો સહાં, હોય તુરત તો નાશ.—૧

એનો આશય એ છે કે જ્યાં મંત્રી રાજાને પ્રિય વાત બોલે છે, પણ હિતની વાત નથી બોલતો ત્યાં રાજાનું રાજ રહેતું નથી; તેમ જે વૈદ્ય રોગીની રૂચિને અનુસાર ઔષધ આપે છે,

પણ પથ્ય અપથ્યનો વિચાર નથી કરતો તે રોગીના શરીરનો નાશ થાય છે, અને જ્યાં ગુરૂ ચેલાની રૂચિની વાત કહે છે, પણ ધર્મની વાત નથી શીખવતો ત્યાં ધર્મનો નાશ થાય છે. હવે મહારાજ, આપને ત્યાં જોઉં છું તો રાત દિવસ એવાંજ કામો થયાં કરે છે કે, જે રાજાને ન છાજે અને જેથી રાજાનું અણહીત થાય છે. વળી આપને વિષે મને એવો પણ સંદેહ છે કે આપ રાજધર્મ ને રાજનીતિ જાણતા નથી; અથવા જાણીબુઝીને વિસારી દીધી છે. તેથી આપ અનેક પ્રકારના અનર્થોને અર્થ સમજી રાજકાજથી વિમુખ થઇ રહ્યા છો. તમે એટલું નથી જાણતા કે તમે કોણ છો અને તમારે શું કરવું જોઇયે? જેમ નીતિમાં લખ્યું છે:–

## श्लोक.

कः काल कानि मित्राणि। को देशः कौव्ययागमौ।
कश्चाहङ्क च मे शक्ति। रिति चिंत्यं मुहुर्मुहुः॥

અર્થાત્–મનુષ્યને એ પ્રકારની ચિંતા વારંવાર થવી જોઇયે કે કયો સમય છે? કયા આપણા મિત્ર છે.? કેવો દેશ છે? કેટલો લાભ છે ને કેટલો ખરચ છે? તેમજ હું કોણ છું અને મારી શક્તિ કેટલી છે? એ વાત તો સાધારણ માણસને માટે કહી, પણ રાજાએ તો કોઇપણ અવસ્થામાં વિચારાંશથી રહિત ન રહેવું જોઇયે, કેમકે તેને આધીન જગતનો પ્રબંધ રહે છે. જો તે આલસ્ય કરે કિંવા વ્યસનમાં પડી રાજકાજની સુધ વિસારી દે તો પ્રજા કોને શરણ જાય? રાજાને માટે શાસ્ત્રમાં એવી આજ્ઞા છે કે તેણે કાંઇપણ સમય વ્યર્થ કામમાં ન ગાળવો, પણ જ્યાં તક હોય ત્યાં થોડા સમયમાં ઘણું કામ કાઢવું. હવે હું જોઉં છું કે આપને ત્યાં સઘળો વખત વ્યર્થ વીતે છે, તેથી હું ઘણો દિલગીર છું.

## તરંગ ૩ જો.

## રાજધર્મનું વર્ણન.

વાગીશશર્મા બોલ્યો કે, પુત્ર સાંભળ, આ પ્રકારે સન્મિત્રશર્માનો ઉપદેશ સાંભળીને રાજા સુમતિને અતિ હર્ષ થયો. તેનાં નેત્રમાં જળ ભરાઇ આવ્યું અને આનંદની આધિકતાથી બોલાયું પણ નહીં. પછી ધૈર્ય ધારણ કરી તેના ચરણોપર પડયો. સન્મિત્રશર્માએ રાજાને ઉઠાડી પોતાની છાતીએ લગાડયો અને તેને પણ રોમાંચ થયાં. રાજાએ કહ્યું કે, આપ મારા પરમ હિતકારી ગુરૂ છો. મારી આંખોમાં આજ સુધી જે વિષય અને અજ્ઞાનનો અંધકાર છવાઇ રહ્યો હતો તેને આપે જ્ઞાનોપદેશ રૂપી અંજનવડે દૂર કીધો છે. હું બાળઅવસ્થામાં થોડી વિદ્યા ભણ્યો હતો, પરંતુ મને એવા એવા મૂર્ખોની સંગતિ થઇ કે મારૂં સઘળું વિદ્યાનું વ્યસન જતું રહ્યું. મને એટલું ભાન ન રહ્યું કે હું શું શીખ્યો હતો, ને શું નહિ? તેનું આજ તમારા સત્સંગથી પણ સ્મરણ થયું કે,હું પણ કાંઇક ભણ્યો હતો. અત્યાર સુધી તો જે બન્યું તે બન્યું, પણ હવેથી જે કાંઇ કામ કરવામાં આવશે તે આપની આજ્ઞાનુકૂળ થશે. મારો આ વખતે એ પ્રશ્ન છે કે મને હાલ સંક્ષેપથી રાજધર્મ સંભળાવો; અને પછી વિસ્તારપૂર્વક સંભળાવો અને શીખવો. સન્મિત્રશર્મા બોલ્યો કે સાંભળો રાજાજી, હું પણ એમ સમજ્યો હતો કે તમારે વિષે કાંઇ ખામી નથી; કેવળ સંગતિના વિકારથી દુષ્ટ વ્યસનોમાં ચિત્ત ચોંટી ગયું હતું. આજ ધન્યભાગ્ય કે આપનો ચિત્તરૂપી ચંદ્રમા, કુવિષયરૂપી વાદળામાંથી બહાર નીકળી આવ્યો. હવે જે આપે રાજધર્મ સાંભળવાની ઇચ્છા કીધી છે તે, જો કે રાજધર્મનો બહુ વિસ્તાર છે; તોપણ હું તમને સંક્ષેપથી એવો રાજધર્મ કહીશ કે જે સઘળાનું મૂળ છે.

એક સમય ભૃગુઋષિને ઘણાએક ઋષિઓએ અનેક ધર્મ પૂછ્યા હતા, અને ભૃગુજીએ તે કહ્યા હતા. તેમનુંજ હું સંક્ષેપમાં વર્ણન કરૂં છું, તે આપ શ્રવણ કરો. જ્યારે ભૃગુઋષિએ સંપૂર્ણ વર્ણધર્મ સં-

ભળાવ્યા ત્યારે પછી ઋષિઓને કહ્યું કે હવે હું રાજધર્મ કહું છું, તે તમે સહુ સાંભળો.

ઇશ્વરે સંપૂર્ણ સંસારનું ભય નિવારણ કરવાને રાજાને ઉત્પન્ન કીધો છે; અને તેના શરીરમાં સૂર્ય, અગ્નિ અને પવન આદિ દેવતાઓના અંશ મૂકયા છે. જેમ સૂર્યની સામે દૃષ્ટિ કરવાથી મનુષ્યની આંખ મીંચાઇ જાય છે, તેમ રાજાની સન્મુખ કોઇ પુરૂષ તીવ્ર દૃષ્ટિએ જોઇ નથી શકતો. તેમજ અગ્નિની અતિ સમીપ જે પુરૂષ જાય છે, અથવા સ્પર્શ કરે છે તે બળી જાય છે, તેમજ રાજારૂપી અગ્નિને અપકાર કરનાર ધનસંપત્તિ સહિત બળી જાય છે. રાજા ગમે તો અવસ્થાએ નાનો પણ હોય, પરંતુ તેને દેવબુદ્ધિએ કરીને મોટો સમજવો જોઇયે. રાજા યથોચિત કાળ, શક્તિ તથા દેશને જોઇને ધર્મની સિધ્ધિને માટે નાના પ્રકારનાં રૂપ વારંવાર ધારણ કરે છે. રાજાની પ્રસન્નતામાં લક્ષ્મી વસે છે, પરાક્રમમાં વિજય અને ક્રોધમાં મૃત્યુ વસે છે: આવા રાજાનો દ્વેષ અને વૈર જે કરે છે તે નિશ્ચય વિનાશને પ્રાપ્ત થાય છે. એટલા માટે જે વાતને રાજા પ્રચલિત કરવા ચાહે તે ઇષ્ટ હો કે અનિષ્ટ, પરંતુ તેનું ઉલ્લંઘન ન કરવું જોઇયે. ઇશ્વરે રાજાની સહાયતા અને પ્રજાના ધર્મકર્મની રક્ષાને અર્થે દંડને બનાવ્યો; તે દંડના ભયથી સંપૂર્ણ સ્થાવર જંગમના જીવ પોતાના ધર્મથી ચલાયમાન નથી થતા; એટલા માટે રાજાને યોગ્ય છે કે દેશકાલ શક્તિ અને વિદ્યા જોઇને તેણે અપકારી અને અન્યાયીજનોને ઘટિત દંડ દેવો; કેમકે રાજા સર્વે વર્ણાશ્રમ ધર્મોનો પ્રતિભૂ અર્થાત્ જામિન છે. સઘળી પ્રજાઓની રક્ષા કરવાવાળો, આજ્ઞા દેવાવાળો અને અચેતોને સચેત કરવાવાળો તેજ દંડ છે કે જેને પંડિત લોક ધર્મ કહે છે. જ્યારે વિચારની સાથે ઉત્તમ પ્રકારના ન્યાયપૂર્વક દંડ દેવામાં આવે છે ત્યારે સંપૂર્ણ પ્રજા સુખી થાય છે અને તેજ દંડ જો વગર વિચારે વા અન્યાયથી કરવામાં આવે છે તો સંપૂર્ણ પ્રજાનો વિનાશ કરી દે છે. જ્યારે રાજા દંડ દેવા યોગ્ય પુરૂષને દંડ ન

દે તો બળવાન લોક દુર્બળોને ખાઇ જાય, ને ઉત્તમો અને અધર્મીઓમાં વિવેક ન રહે. સ્વામીની આજ્ઞા સેવક ન માને તો આખા જગતનો વ્યવહાર ઉલટપુલટ થઇ જાય.

દોહરા.

લાલ નયન વળી શ્યામ તન, જ્યાં વિચરે છે દંડ;
ત્યહાં ન મોહિત થાય નર, વળિ ન વધે પાખંડ-૧
ધર્મનિરત, કામાર્થ વિદ, સત્ય વચન નૃપ જેહ;
જોઇ વિચારી સમજશે, દંડ યથાવિધિ તેહ-૨
દંડ કર્યે નૃપનો અધિક, ધર્મ અર્થ વધિ જાય;
જેને ભય દબતા રહે, લંપટ ખળ સમુદાય-૩

પરંતુ દંડમાં એટલું તેજ છે કે મૂર્ખ અને નિસ્તેજ રાજા લોક તેને ધારણ કરી શકતા નથી; કેમકે જ્યારે વિધિથી રહિત દંડ દેવામાં આવે છે ત્યારે રાજાને પરિવાર સહિત નષ્ટ ને નિર્મૂળ કરી દેછે અને તેનું રાજપાટ સઘળું બગડી જાય છે.

સોરઠા.

લોભી, લંપટ, મૂઢ, વિષયી ક્રોધી જે નૃપતિ;
દંડ કર્મ અતિ ગૂઢ, વણ સહાય નહિ કરિ શકે-૧
સત્ય વચન શુચિ કાય, વિદ્યાગુણ સાગર મગન;
બુધજન સહિત સહાય, તે નૃપ ધારે દંડને-૨

ચોપાઇ.

ન્યાય સહિત પાળે નિજ રાજ, સહે દંડ ખળ શત્રુ સમાજ;
વિબુધ સાધુપર દયા વિશેષ, જયહાં મળે ગુણ ગ્રહે અશેષ-૧
એવી રહે સદાયે મતી, તે નૃપની રે થિર કીરતી;
તેલ બિંદુ ફેલે જયમ જળમાં,ન્યાયનિરત નૃપ યશ ત્યમ જગમાં;
ન્યાયહીન નરપતિ યશ તેમજ, ફેલે ઘૃત નહિ જળમાં જેમજ-૨

ભૃગુજી બોલ્યા કે, સાંભળો ઋષિઓ, રાજાનું નિત્ય નૈમિત્તિક કર્મ એ છે કે, પ્રાતઃકાળે ઉઠીને પોતાના પૂજ્ય વર્ગોની ઉપાસના અને સદૈવ નમ્રચિત્ત અને વિનય સહિત સાવધાન થઇને પૂજ્ય વર્ગ અને વિદ્વાનોનું સન્માન કરવું; કેમકે ઘણાએક રાજાઓ રાજ સામગ્રીની અનુકૂળતા છતે અવિનય અને અન્યાયના કારણથી

નષ્ટ ભ્રષ્ટ થઇ ગયા છે, તેમજ કેટલા વનવાસી રાજાઓ વિનયવડે રાજ્યપદને પામ્યા છે. જેવાકે રાજા વેન, નહુષ, સુદાસ, સુમુખ અને નેમિ આદિ અવિનય અને અન્યાયના સેવનથી નષ્ટ અને નિર્મૂળ થઇ ગયા છે; તેમ રાજામનુ ને રાજાપૃથુ આદિ ધાર્મિક રાજા વિનયથી રાજ્યને, કુબેર ધન ઐશ્વર્યને, અને વિશ્વામિત્ર ઉત્તમ જાતિને પામ્યા છે. એટલા માટે રાજાએ ઉત્તમ આચાર અને નિયમ સંયુક્ત રહેવું જોઇયે, અને જે જે શાસ્ત્રને વિદ્યામાં વિદ્વાન હોય તેજ શાસ્ત્ર અને તેજ વિદ્યા ગ્રહણ કરવી. અને સઘળી ઇંદ્રિયોને પોતાના વશમાં રાખવી; કેમકે જીતેંદ્રી રાજા પ્રજાને પોતાને વશ કરી શકે છે. વળી કામથી ઉત્પન્ન દશ વસ્તુ અને ક્રોધથી ઉત્પન્ન આઠવસ્તુ એ અઢાર પ્રકારનાં વ્યસન છે, તેના રાજાએ અલગ રહેવું જોઇએ; કેમકે કામથી ઉત્પન્ન દશ વસ્તુઓના સેવનથી રાજાનો અર્થ ધર્મ બગડે છે અને ક્રોધથી ઉત્પન્ન આઠ વસ્તુઓમાં પ્રવૃત્ત થવાથી રાજા પોતે નષ્ટ થઇ જાય છે. અતિ શિકાર ખેલવો, જુગટું, દિવસે સુવું, પારકાનો દોષ કહેવો, સ્ત્રીઓની સાથે રહેવું, સુરા આદિનાં પાનથી મદોન્મત્ત થવું, નાચવું, ગાવું, બજાવવું અને વૃથા ભટકવું એ દશ વ્યસન કામથી ઉત્પન્ન થાય છે. હવે કોઇના વગર જાણેલા દોષ કહેવા, બળાત્કાર કરવો, કપટથી વધ કરવો, બીજાનો ગુણ સહન ન કરવો, પરના ગુણમાં દોષ કાઢવો, અર્થ ચોરવો, દવાને યોગ્ય વસ્તુ ન દવી, વાણીથી કઠોર બોલવું અને દંડ વડે તાડન કરવું એ આઠ ક્રોધથી ઉત્પન્ન થનારાં વ્યસન છે. એ બન્ને પ્રકારનાં વ્યસનોનું મૂળ લોભ છે. લોભને જીતવાથી એ બન્ને પ્રકારનાં વ્યસનો જીતાય છે. કામોત્પન્ન દશ વ્યસનોમાંના ચાર ક્રમથી કષ્ટ સાધ્ય છે, અર્થાત્ મદિરાપાન, જુગટું, સ્ત્રી સેવા અને શિકાર ખેલવો; તેમજ ક્રોધોત્પન્નમાંનાં ત્રણઃ અર્થાત્ દંડથી મારવું, ગાળ દવી અને દવા યોગ્ય વસ્તુ ન દવી એ ત્રણ ક્રમથી બહુ કષ્ટ સાધ્ય છે. એ સાતથી વિશેષે કરી રાજાએ બચવું જોઇયે.

દોહરો.

વ્યસન મૃત્યુ બે સદૃશ છે, તેમાં વ્યસન વિશેષ;
વ્યસની નર્કજ ભોગવે, વ્યસન હીન સુખશેષ—૧

રાજાએ કુલીન, વિદ્વાન અને શૂર મનુષ્યોને ચુંટી કાઢીને જેવું નાનું મોટું રાજ્ય હોય તેને અનુસારે મંત્રી નીમવા જોઇયે; કેમકે સુગમ કામ પણ એકલાથી નથી થઇ શકતું, તો રાજકાજ તો સર્વોપરિ ભારી કામ છે તે કેવી રીતે એકલાથી થઇ શકે? એટલા માટે મંત્રીઓની સહાયતાથી રાજકાજ કરવું જોઇયે. સઘળા મંત્રીઓની વાતને છુટી છુટી અથવા એકજ સમયે સમજીને પોતાના હિતની વાત કરવી. જે મંત્રી સહુથી શ્રેષ્ઠ હોય તેની સાથે મોટા કામની મસલત કરવી. પવિત્ર, જ્ઞાની અને સુંદર રીતિથી દ્રવ્ય પ્રાપ્ત કરવાવાળા, તેમજ સુંદર આચરણ અને પરીક્ષામાં સારા નીવડેલા એવાનેજ મંત્રી તરીકે રાખવા. જેટલા માણસોથી આપણો સંપૂર્ણ અર્થ સિદ્ધ થાય એટલા માણસોને આલસ્યરહિત થઇને કાર્યમાં નિમવા. જે મંત્રી કુલીન, પવિત્ર અને નિર્લોભ હોય તેવાને ધનોપ્રાપ્તિસ્થાનમાં રાખવો, અને બીકણ હોય તેને ઘરની અંદરના કાર્યમાં નિમવા. તેમજ દૂત એવા રાખવા જોઇયે કે જે ચેષ્ટા અને આકારને જોવાથી સઘળો અભિપ્રાય જાણી લે; તેમજ પવિત્રાત્મા અને શાસ્ત્રમાં કુશળ હોય, રાજ્યમાં મંત્રીને આધીન દંડ, રાજાને આધીન કોશ અને દૂતને આધીન બિગાડવું સમારવું હોય છે. કેમકે તે મળેલાંને બગાડે છે, અને બગડેલાને મેળવી શકે છે. દૂતની ફરજ એ છે કે બીજા રાજાના મનની વાત જાણીને એવો યત્ન કરવો કે જેથી પોતાના રાજાને પીડા ન થાય. જાંગલ, અર્થાત્ જે દેશ, જળ, તૃણ, વાયુ, અન્ન યુક્ત હોય, જ્યાં ધર્માત્મા મનુષ્ય વસતા હોય અને ફળ, ફૂલ, મૂલ, અને લતા આદિ મનોરંજક વસ્તુઓથી યુક્ત હોય, તેમજ જે દેશમાં વાણિજ્ય આદિ વ્યાપાર સુલભ હોય, ત્યાં મુખ્ય નિવાસસ્થાન (રાજનગર) બનાવવું; પરંતુ જ્યાં દુર્ગ બનાવવામાં આવે ત્યાંની ભૂમિ ચારે તરફથી વાંકી

હોય અથવા તે ભૂમિ ચારે તરફથી પાણિથી ઘેરાયેલ હોય અથવા તે ભૂમિની ચારે તરફ લડવૈયા પ્રબળ મનુષ્ય રેહેતા હોય અથવા પહાડ હોવા જોઇયે. પ્રયોજન એ કે, જે સ્થાનમાં દુર્ગ એટલે કિલ્લો બનાવે ત્યાં બીજા રાજાની સેના આવી ન શકે, પરંતુ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી યત્નપૂર્વક પહાડી ભૂમિમાંજ કિલ્લો બનાવવો; કેમકે સઘળા દુર્ગથી પહાડી દુર્ગ મજબૂત હોય છે; અને સઘળાથી ગુણમાં વિશેષ હોય છે. જેમ દૃઢસ્થાનમાં રહેવાથી વનચર, પશુ, પક્ષી પોતાના શત્રુઓના ભયથી પોતાનો બચાવ કરી શકે છે, તેમજ રાજા દૃઢ દુર્ગમાં રહેવાથી શત્રુઓથી પીડા પામતો નથી; કેમકે કિલ્લામાં થોડાં માણસ હોય તોપણ બહારના અનેક માણસોને મારવા શક્તિમાન થાય છે. હવે કિલ્લામાં લશ્કર, હથિયાર, ધનધાન્ય અર્થાત્ ખાવા પીવાની સામગ્રી આદિ વસ્તુ, તેમજ વાહન, વિદ્વાન, શિલ્પકાર, યંત્ર, ઘાસ, જળ સદા વિદ્યમાન રેહેવાં જોઇયે. વળી કિલ્લાની અંદર પ્રત્યેક મનુષ્ય, પશૂ અને વસ્તુને માટે નિરનિરાળાં ઘર બનાવવાં જોઇયે, તેની આસપાસ પ્રત્યેક ઋતુનાં ફુલ ફળવાળાં ઝાડો રાખવાં જોઇયે. વળી રાજાએ જેનું કુળ ઉત્તમ હોય, જાતે સ્વરૂપવાન અને સ્વભાવ આદિ લક્ષણોથી પોતાને અનુકૂળ હોય એવી સ્ત્રી સાથે વિવાહ કરવો જોઇયે. જે વિદ્વાન પંડિતને યોગ્ય જે કામ હોય તેને તેજ કામ સોંપવું; અને ભોજન વસ્ત્ર ધન આદિવડે સહુનું સન્માન કરતા રહેવું. અને પોતાના કુળ પરંપરા ચાલતાં આવેલાં જે નિત્યનૈમિત્તિક ઉચિત કર્મ હોય તે કરવામાં આળસ ન કરવું. પોતાના રાજની પ્રજા પાસે કર યથોચિત લેવો. પ્રજાને પુત્ર સમાન જાણવી, અને દાન પુણ્ય નિત્ય કર્મો કરવાં. રાજાઓને કલ્યાણકારી કર્મ જો કે ઘણાં છે તોપણ ત્રણ કર્મ અતિ કલ્યાણકારી અને શુભફળદાયક છે. લડાઇમાં સ્થિર રહેવું, પ્રજાનું પાલન અને વિદ્વાનોનું આદર સન્માન, એ ત્રણ વાતો જે રાજા, ઓમાં હોય છે તેમના રાજ્યની દિનપરદિન વૃદ્ધિ થતી રહે છે.

લડાઇની વખતે પોતાની સેના શત્રુને જીતે ને જો ત્યાંની વસ્તુ લુંટે તો તેમાંની ઉત્તમ વસ્તુ રાજાએ પોતે લેવી અને બાકીની જેમણે જીત મેળવી હોય તેમને વાંટી આપવી. રાજાનો પરમ ધર્મ એ છે કે, જે વસ્તુ ન મળી હોય તેની અભિલાષા રાખવી, અને જે મળી હોય તેની રક્ષા યત્નપૂર્વક કરવી, રક્ષિત હોય તેને વધારવી; અને વધી ગઇ હોય તેને સત્પાત્રમાં દાન દ્વારા સ્થાપન કરવી. હાથી, ઘોડા, સૈન્ય આદિ સંગ્રામની વસ્તુઓ સજવા અને અસ્ત્રશસ્ત્રવિદ્યાના અભ્યાસદ્વારા પોતાનું શૌર્ય પ્રગટ કરવું, તેમજ વિચાર અને ચેષ્ટા આદિ ગુપ્ત રાખવાં, અને શત્રુની ભૂલચુકનો ભેદ લેતા રહેવું. દંડ દેવામાં જે પ્રબળ હોય છે તેથી સંપૂર્ણ સંસાર ડરે છે; એટલા માટે રાજાએ દંડ દેવામાં કોમળ ન થવું, પોતે કપટ રહિત રહેવું, પણ શત્રૂનાં કપટને પરખી પોતાના પક્ષની રક્ષા યત્નથી કરવી.

દોહરા.

જાણે અરિના ભેદને, નિજ નવ જાણે કોઇ;
કચ્છપ સમ નિજ અંગને, ગુપ્ત રાખતો જોઇ-૧
બગલા સમ સોચે અરથ, પૌરૂષ સિંહ પ્રમાણ;
અર્થ ગ્રહે વરૂની સદશ, ન્હાસે સસા સમાન.-૨

રાજ્ય ગ્રહણને માટે રાજાએ ચાર ઉપાય કરવા જોઇયે. ૧ સામ ૨ દામ ૩ દંડ અને ૪ ભેદ; પરંતુ વિદ્વાન લોક રાજ્યની વૃદ્ધિને અર્થે સામ અને દંડની પ્રશંસા કરે છે. જેમ ખેડુતો ખેતીની રક્ષાને માટે તમામ તરણાંઓને ઉખેડી નાંખે છે, તેવીજ રીતે રાજાએ રાજ્ય રક્ષાને માટે શત્રૂઓને નિર્મૂળ કરવા જોઇયે. જે રાજા પ્રજાનાં દુ:ખ સુખ ઉપર ધ્યાન નથી આપતો ને કર માત્ર ગ્રહણ કરે છે તે રાજાનો થોડાજ વખતમાં નાશ થાય છે. જેમ શરીરને કષ્ટ આપવાથી સઘળી ઇંદ્રિયોને કષ્ટ થાય છે તેમજ રાજ્યના પીડિત થવામાં રાજાના પ્રાણ પીડિત થાય છે. એટલા માટે રાજાએ નાના, મધ્ય, મોટા એવા ઘણાએક કારભારીઓ નિયત કરવા જોઇયે. જો કોઇ દોષ ઉત્પન્ન થાય

તો નાનો મધ્યને કહે અને મધ્ય મોટાને કહે. વળી રાજાએ એવા ભેદૂ દૂતો રાખવા જોઇયે કે, સઘળી છુપી કે પ્રગટ વાતો સારી રીતે રાજાને જણાવે. બહુધા રાજાના અધિકારી લોક શઠ હોય છે. તે અન્યાય અને બળાત્કારે પરદ્રવ્યહરણ કરે છે; તેટલા માટે તેમનાથી પ્રજાનું રક્ષણ કરવું જોઇયે. જે અધિકારી પ્રજા પાસે બળાત્કારે દ્રવ્ય કઢાવે તેને રાજાએ યથોચિત દંડ દેવો જોઇયે, અને જેટલા રાજકાજમાં સેવકો હોય તેમનો પગાર મહીને મહીને ચુકવી આપવો જોઇયે. વળી પ્રજા પાસેથી જે કર લેવામાં આવે તે એટલો લેવો કે જેથી તે દુઃખી ન થાય; તેમ કેટલો તેને લાભ થાય છે અને કેટલું તેમના કામમાં વપરાય છે તે પણ ધ્યાનમાં રાખવું જોઇયે. જેટલા સત્કર્મી વિદ્વાન અને સાચા તપસ્વી રાજાના રાજમાં હોય તેમને અર્થે વિહિત જીવિકા નિર્માણ કરે, તેમજ જ્યારે ઉત્તમ કાર્ય જોય ત્યારે રાજાએ કોમલ પ્રકૃતિ રાખવી અને જ્યારે ખરાબ કાર્ય જોય ત્યારે કઠોર પ્રકૃતિવાળા બની જવું. જ્યારે રાજા કોઇ કારણથી કાર્યોને તપાસવામાં ખિન્ન થાય ત્યારે પોતાના આસનપર ધર્મશીલ, જીતેંદ્રીય અને વિદ્વાન એવો, સઘળા મંત્રીઓમાં જે મુખ્ય મંત્રી હોય તેને નિયત કરવો. રાજા અને રાજ્યાધિકારીઓનું સામર્થ્ય હોવા છતાં પણ જો પ્રજાને ચોર વગેરેની પીડા થાય તો તેનું રાજ શોભતું નથી. પ્રજાનું પાલન કરવું એ રાજાનો પરમ ધર્મ છે. રાજાનો ધર્મ એ છે કે તેણે પાછલી પોહોર રાત રહે ત્યારે ઉઠીને નિત્યનૈમિત્તિક કાર્યથી પરવારી રાજસભામાં પ્રવેશ કરવો. પ્રથમ જે દર્શન વા ભાષણને અર્થે આવે તેમને આદર સન્માનથી વિદાય કરી, મંત્રીઓ સાથે પાંચ અંગો સહિત મંત્રનો (ગુપ્ત વાતનો) વિચાર કરે. કર્મોના આરંભનો ઉપાય પેહેલું અંગ છે, અને પુરૂષ દ્રવ્ય સંપત્તિ દેશકાળનો વિભાગ બીજું અંગ છે, અને ત્રીજું વિનિપાત—અર્થાત્ કામનું છોડવું અને ચોથું પ્રતિકાર, અર્થાત્ કાર્યસિદ્ધિનો ઉપાય કરવો; અને પાંચમું કાર્યનું સિદ્ધ થવું એ પાંચ અંગ છે. પરંતુ મંત્રીઓ વગરના બીજા કોઇના જાણવામાં રાજમંત્ર ન આવવો જોઇયે. કારણ કે:—

## સોરઠો.

જે રાજાનો મંત્ર, ગુપ્ત રહે અતિ યત્નથી;
તે નૃપ થાય સ્વતંત્ર, વિઘ્ન રહિત ભૂ ભોગવે-૧

બપોર વા મધરાતને સમય નિશ્ચિત થઇને મંત્રીઓ સહિત રાજાએ અર્થ, ધર્મ અને કામને અનુકૂળ મંત્રનો વિચાર કરવો. પ્રથમ વિદ્યાનો પ્રચાર, દીનોની રક્ષા, દૂતો મોકલવા અને ચતુર ચારો દ્વારા બીજા રાજાના મનની વાત જાણવી, પ્રજાઓ પાસેથી કર લેવો, સેવકોને ધન આપવું, તેમજ લોક પરલોકાર્થ કર્મ કરવાં, અને ગુપ્ત ચારોને ભેદ લાવવા માટે નિયત કરવા આદિ કામ રાજાઓને અતિ આવશ્યક છે; પરંતુ જે ગુપ્ત દૂત મુખ્ય રાજાની તરફથી નિયત કરવામાં આવે તે યોગી તપસ્વીનો ભેખ ધારણ કરી અને શુભ આચરણ દેખાડી દેશ દેશાંતરમાં પોતાનું મહાત્મ વધારે કે તેથી કોઇ ભેદ છુપો ન રહે. પછી સાચેસાચો વૃત્તાંત રાજાને નિવેદન કર્યા કરે.

હવે રાજાએ છ વાતની ચિંતા પ્રતિક્ષણ રાખવી જોઇયે. ૧ સંધિ-અર્થાત્ મિલાપ, ૨ વિગ્રહ-અર્થાત્ લડાઇ, ૩ યાન-એટલે શત્રૂપર ચઢી જવું, ૪ આસન-એટલે મુંગા મુંગા બેસી રહેવું અને ૫ મુ દ્વૈધીભાવ-એટલે શત્રૂઓમાં પરસ્પર બિગાડ કરાવવો, ૬ સંશ્રય-એટલે બળવાનનો આશ્રય કરવો. એ છ માં જે વાતનો અવસર હોય તેમાં રાજાએ ચુકવું નહિ. એ છએ વાતોના ભેદ, કારણવશથી અનેક થાય છે તે સર્વેનું ધ્યાન રાખવું; અને જ્યાં જેવો સંજોગ, ત્યાં તેવા પ્રકારે વર્તવું. જ્યારે પોતાના સહાયકને પ્રબળ દેખે ત્યારે શત્રૂ સાથે લડે, અને જો પોતાના વર્ગને નિર્બળ દેખે તો મળી જાય; અને જો શત્રૂ પ્રબળ થઇ પીડા કરે તો કોઇ બીજા પ્રબળ રાજાની સાથે મિલાપ કરે. જો શત્રૂનો વિનાશ કરવા સમર્થ હોય અને આશ્રય કરવામાં શંકા હોય તો નિર્ભય થઇને યુદ્ધ કરે. નીતિ નિપુણ રાજાએ શત્રુ, મિત્ર અને ઉદાસીનથી સહુ વાતમાં પોતાની યોગ્યતા વધતી રહે એવા ઉપાય કરવા જોઇયે, તેમજ

ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનો વિચાર રાખવો જોઇયે. યુદ્ધ કાર્યમાં યુદ્ધશાસ્ત્રની રીતિને અનુસરી વર્તવું; જેમકે શત્રૂપર ચઢાઇ કરવી હોય તો કારતક, ફાગણ કે ચૈત્રમાં યાત્રા કરે, અને બીજા સમયમાં પણ જ્યારે પોતાની જીત નિશ્ચિત જાણે અને શત્રૂને વિપત્તિગ્રસ્ત દેખે તો તેની ઉપર ચઢાઇ કરે. પરંતુ પોતાના રાજ્યની રક્ષાનો દૃઢ ઉપાય કરીને યુદ્ધસામગ્રીને આવશ્યકતાથી પણ અધિક સંયુક્ત અને ગુપ્ત ભેદુઓને સાથ લઇને પ્રસ્થાન કરવું. જેમ જેમ યાત્રા કરતા જાય તેમ તેમ આગળ સુગમ માર્ગ બનાવતો જાય. હાથી, ઘોડા, રથ, પાયદળ અને ટેહેલીયાઓને ખાવા પીવાનું, ઔષધ આદિ સંગ્રામની સામગ્રીનો નિયમ રૂડી રીતે કરતા રહેવું. પોતાના ગુપ્ત દૂતો જે શત્રૂની સેવામાં રહેતા હોય અથવા જે ત્યાં જઇને પાછા વળી આવે તેમને વિષે બહુ સાવધાની રાખવી જોઇયે. યુદ્ધશાસ્ત્રની રીતિને અનુસરી સેનાને દંડ, શકટ, વરાહ, મકર, શુચી અને ગરૂડ આદિ વ્યૂહ રચનાથી જેવો સંયોગ તે પ્રમાણેની રચના કરવી જોઇયે. હવે જેમાં બલાધ્યક્ષ આગળ, મધ્યમાં રાજા અથવા રાજાનો કોઇ સ્થાનાપન્ન અને પાછળ સેનાપતિ, બન્ને પડખે હાથી, તેની પાસે ઘોડા અને પછી પાયદળ હોય તો દંડવ્યૂહ બને છે. ચારે તરફથી ભય હોવાની વખતે એ વ્યૂહથી રક્ષા મળે છે. આગળ સોયની પેઠે પાતળો અને પાછળ મોટો હોય તો તેને શકટવ્યૂહ કહે છે. જ્યારે પાર્શ્વમાં ભય હોય ત્યારે એ બન્ને વ્યૂહોથી સૈન્ય ચાલવું જોઇયે. સૈન્યનો આગલો અને પાછલો ભાગ મોટો હોય અને વચમાં પાતળો રહે તો તે મકરવ્યૂહ કહેવાય છે. જ્યારે આગળ પાછળ ભય ઉત્પન્ન થાય ત્યારે એ વ્યૂહ બચાવી લેછે. કીડીઓની પંક્તિની પેઠે આગલો પાછલો સમ હોય અને વીરપુરૂષ આગળ રહે તે સૂચીવ્યૂહ કહેવાય છે. જ્યારે આગળ ભય હોય ત્યારે સૂચીવ્યૂહથી ચાલવું અવશ્ય છે. જે બાજુએ ભયની શંકા હોય તે તરફ કટકનો વિસ્તાર કરવો, બીજી બાજુ સમાન સેના રહે અને મધ્યમાં સ્વામી પોતે રહે તે પદ્મવ્યૂહ કહેવાય છે. પુરથી નીકળ્યા પછી એ વ્યૂહદ્વારા રાજાએ સદા ગુપ્ત રહેવું.

૧૦ હાથી, ૧૦ ઘોડા, ૧૦ રથ, ૧૦ પાયદળ એટલાનો જે એક સ્વામી તેનું નામ પત્તિક કહેવાય છે. દશ પત્તિકનો સ્વામી તે એક સેનાપતિ કહેવાય છે ૧૦ સેનાપતિનો અધિકારી એક બલાધ્યક્ષ કહેવાય છે. સેનાપતિ અને બલાધ્યક્ષને ચારે બાજુએ રાખવા જોઇયે. જે દિશાથી ભયની શંકા હોય તેને પૂર્વ દિશા જાણવી. ભેરી, પટહ, શંખ આદિ વાજાંઓમાં ત્રણ પ્રકારનો સંકેત નિયમ કરી રાખવો: ૧ ઉભું રેહેવું, ૨ નાહાસવું, ૩ લડવું. જ્યારે જેવો અવસર હોય તેવી આજ્ઞા સેનાપતિ ને બલાધ્યક્ષે આપવી. જ્યારે સેના થોડી હોય ત્યારે સર્વે મળીને યુદ્ધ કરવું અને જ્યારે ઝાઝી હોય ત્યારે ઇચ્છા પ્રમાણે સૂચી અને વજ્રાદિક વ્યૂહ રચનાથી લડવું. સમથળ ભૂમિમાં નોકા અને હાથીથી, વૃક્ષ વન આદિયુક્ત ભૂમિમાં ધનુષબાણ આદિથી અને સ્થળભૂમિમાં ઢાલ તરવારથી—જેવો ઉચિત સંયોગ હોય તે પ્રમાણે યુદ્ધ કરવું. વળી યુદ્ધ સમયે જે દેશના મનુષ્ય વીરતા શૂરતામાં પ્રબળ ગણાતા હોય તેમને સહુથી આગળ રાખવા, અને વ્યૂહ રચના કરી રણ-વાદ્ય વગાડીને અને સૈન્ય સજીને અને ઉત્સાહકારી વચનો સંભળાવી વીરોને હર્ષિત કરવા. તેમજ યુદ્ધ કરવાવાળી પોતાની સેનાની ચેષ્ટાથી વિચાર કરતા રેહેવું કે તે શત્રૂ સાથે મળેલી છે કે નહિ? શત્રૂ કિલ્લામાં રહે કે બહાર રહે, ચાહે યુદ્ધ કરતો હોય વા નહિ, પરંતુ તેને ઘેરી રાખવો અને તેના રાજ્યને પીડા દઇ ઘાસ લાકડાં વિગેરેમાં નકામી વસ્તુ નાખી દૂષિત કરી નાખવી. તડાગ, ગઢ, અટારી, ખાહી વગેરેને જમીનદોસ્ત કરી નાખવાં અને જે ઉપાયથી શત્રૂઓને શંકા ઉત્પન્ન થાય તેમ કરવું. શત્રૂને ત્યાં જેટલા રાજવંશી અને મંત્રીગણ હોય તેને મેળવી લઇ પોતાને વશ કરવા અને તેમની ચેષ્ટાથી તેઓ વશ થયા છે કે નહિ તે જાણી લેવું. અનુકૂળ સમય સાધી યુદ્ધમાં ઉત્સાહ કરવો અને વિપરીત સમયમાં યત્ને કરી યુદ્ધથી વેગળા રહેવું; અને બને ત્યાં સુધી સામ દામ અને ભેદવડે શત્રૂઓને જીતવાનો ઉપાય કરવો. કેવળ યુદ્ધનોજ ભરોંસો ન રાખવો, કેમકે

લડાઈમાં હારવું જીતવું બન્ને સાથે હોય છે. જ્યારે રાજાની કોઈ પ્રકારે જીત થાય તો તે સમયે દાનપુણ્ય કરવાં અને તમામ મનુષ્યોને અભય આપવું. સંક્ષેપથી સહુનું મત સમજી બુઝીને તે રાજાના વંશમાં હોય તેને તે સ્થાનપર સ્થાપિત કરવો અને તે રાજા અને તેના મંત્રીઓને કહેવું કે તમારે આમ કરવું અને આમ ન કરવું. વળી તેમનો જેવો ધર્મ અને જેવી રીતિ હોય તેજ પ્રમાણ રાખવા. તેમ રત્ન અને ઉત્તમ વસ્તુઓના દાનથી પરાજય પામેલા રાજા અને તેના પ્રધાનોનું સમાધાન કરવું; તેમજ પોતાની સેના, મંત્રીઓ અને પ્રધાનોને સત્કારથી સંતુષ્ટ કરવા.

દોહરો.

દેખીતો દુર્બળ દિસે, કારજ કરે મહાન;
પામિ મિત્ર એ રીતનો, રહે ભૂપ બળવાન.—૧
જ્ઞાની, ચતુર, કૃતજ્ઞ, બુધ, કોમળ પ્રકૃતિ સુજાણ;
એવો મિત્ર મહીશનું, કરે સદા કલ્યાણ.—૨

સોરઠા.

પંડિત, શૂર, કુલીન, દાતા, ધીર, કૃતજ્ઞ, બુધ;
એવો શત્રુ બલીન, કદી ન ટાળ્યો તે ટળે.—૧
જે નર બહુ ગુણગાય, સાધુ, ઉદાર, કૃપાયતન;
એવો નૃપ લઈ સાથ, લડે શત્રુશું ભૂપવર.—૨
જ્યહાં ન દેખે જીત, યદ્યપિ ભૂમિ સુહામણી;
તજે સકળ એ રીત, આત્મા રક્ષણ કારણે.—૩

દોહરો.

આપદર્થે ધન જોડવૂં, ધન દઇ ત્રિયા બચાવ;
ધન, ધરતી, સ્ત્રી જાય પણ, કેવળ જીવ ન જાવ.—૧
વિપતકાળ આવી પડે, તવ નવ નૃપ ગભરાય;
ધીરે ધીરે સરવનો, દઢતર કરે ઉપાય.—૨
મન્ત્ર, યન્ત્ર કર્ત્તા પુરૂષ, યત્ન સિદ્ધ જે અર્થ;
આશ્રય એ ત્રણનો કરે, નૃપ તવ હોય સમર્થ.—૩

એટલા ઉપાયથી વિશેષ રાજાએ પોતાના શરીરની રક્ષાને માટે એવી વસ્તુ રાખવી કે જેથી સમયનું જ્ઞાન થાય એવા ઘટિયંત્ર;

તેમજ એવી વસ્તુ કે જેથી દૂષિત અને વિષમિશ્રિત અન્ન આદિની પરીક્ષા થઇ જાય છે. જેવાં કે ચકોર પક્ષીનાં વિષ ભેળેલાં અન્નને દેખતાં નેત્ર લાલ થઇ જાય છે, તે તેમજ બીજાં ઉપકારક એવાં મણિ, રત્ન, ઔષધી તેમજ વૈદ્યોને સર્વકાળ પોતાની પાસે ઉપસ્થિત રાખવા. શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે આહાર, વિહાર, શયન ચેષ્ટા આદિ યથોચિત પ્રકારે કરવી. હથિયાર, વાહન, આભરણ આદિની તપાસ રાખવી અને નીમેલે વખતે મંત્રીઓના ઉચિત સંમત શ્રવણ કરવા અને શરીરનાં સુખને અર્થે એક નીમેલે વખતે શયન કરવું.

એટલે સુધી રાજાને અર્થે જે પ્રબંધ કહેવામાં આવ્યો છે તે પ્રમાણે વર્તવાથી રાજા સદા સુખી રહે છે. એ ઉપરાંત રાજાનું એક એ મોટું કામ એ છે કે જેવું નાનું મોટું રાજ હોય તે પ્રમાણે પ્રજાની રક્ષા અને ન્યાયની સુગમતાને માટે ઠેકાણે ઠેકાણે ન્યાય સભા સ્થાપન કરવી. એ ન્યાયસભાના ન્યાયાધીશ એવા હોવા જોઇયે કે જે જાતના કુલીન, વિદ્યાગુણમાં પ્રવીણ, ધર્મિષ્ઠ, ઇશ્વર નિષ્ઠ, પરલોકભય સહિત અને ક્રોધ લોભ રહિત હોય વળી તે ન્યાયાધીશોને ધર્મશાસ્ત્ર, પ્રચલિત વ્યવસ્થા, સ્મૃતિ અનુસાર અથવા પોતાના બુદ્ધિબળને અનુસાર, જીવ સંબંધી વા ધન સંબંધી કાર્યના વિવાદનો યથોચિત નિર્ણય કરીને ન્યાય કર્યા કરે એવી શિક્ષા આપતા રહેવું જોઇયે. તેમજ સર્વે ન્યાયાધીશોની કાર્યપ્રવૃત્તિની ન્યૂનાધિકતા રાજાએ પોતે તપાસ્યાં કરવી અથવા મંત્રીને એવી આજ્ઞા કરવી કે કોઇ પ્રજા ન્યાય પામવાથી વિમુખ ન થાય. વળી યથાર્થ વાતનો નિર્ણય કરવામાં રાજા અને રાજ્યાધિકારીઓએ તેજ ઉપાય કરવા જોઇયે કે, જે શત્રુને જીતવામાં અને રાજ્યને વધારવામાં આવશ્યક થાય. રાજાનો પરમ મિત્ર ન્યાય અને બહુ સમર્થ શત્રૂ અન્યાય છે. એટલા માટે એવો ઉપાય કરવો જોઇયે કે અન્યાયરૂપી શત્રૂ સારા રાજમાં કોઇ બેસવાનું ઠેકાણું ન પામે; કેમકે અન્યાય થવાથી સજ્જનોની હાનિ અને દુરાચારીઓની વૃદ્ધિ થાય છે. અન્યાય વધવાથી દેશનું કલ્યાણ નથી

થતું, પણ જ્યારે અન્યાય ઘણોજ વધી જાય છે ત્યારે અંતે રાજ્યને નિર્મૂળ કરી નાખે છે. એટલા માટે રાજાએ તન, મન, ધનથી ન્યાય કર્મમાં પ્રવૃત્ત અને પ્રજાપાલનમાં સન્નદ્ધ રહીને સજ્જનોની રક્ષા અને દુરાચારિયોને દંડ દેવામાં શ્રમ અને ઉદ્યોગ કરતા રહેવું જોઇયે—કે જેથી અનીતિનું કે મર્યાદાથી વિપરીત કોઇ કામ રાજ્યમાં થવા ન પામે.

## તરંગ ૪ થો.

### આપત્કાલના ધર્મ અને શત્રૂથી બચવાના ઉપાય.

રાજા સુમતિ બોલ્યો કે, હે મિત્ર! જે રાજા દીર્ઘદર્શી ભાઇબંધોથી વિમુખ અને ધન ધાન્ય, બળ, સેના, મંત્રી ને ઇષ્ટ મિત્રથી હીન થઇ શત્રુઓના ભય આપદામાં આવી પડે તો તેણે શો ઉપાય કરવો?

સન્મિત્રશર્મા બોલ્યો કે, રાજાજી સાંભળો, જેવી અવસ્થા તમે કહી તેવી દશા જોવામાં આવે તો રાજાએ બાહારનો પ્રબળ શત્રૂ ચઢી આવ્યો હોય તો તેની સાથ તરત મળી જવું. અને તે જો મળી જવા ન ચહાતો હોય તો સંપૂર્ણ દ્રવ્ય સાથે લઇ રાજધાનીને છોડી શરીરની રક્ષા કરવી જોઇયે; કેમકે આત્માનું રક્ષણ કર્યાથી ફરી પાછો ઉપાય થઇ શકે છે. હવે જો ધન આદિનો વ્યય કરવાથી તે આપદા દૂર થઇ શકે તો અવશ્ય દૂર કરવી, ને આત્માનું રક્ષણ કરવું એ ઉચિત છે. જો બહારના અને અંદરના બન્ને પ્રકારના શત્રૂઓવડે ભય ઉપસ્થિત થાય તો તુરત મળી જવું, અથવા તીવ્ર બળથી હઠાવી દેવું જોઇયે; કેમકે જે રાજા ઉત્સાહવાન અને હર્ષિતચિત્ત થઇને લડે છે તે થોડી પણ સેનાથી શત્રૂને જીતી લેછે; મરણ પામી સ્વર્ગ પામે છે અને જીતે તો પૃથ્વી ભોગવે છે. પરંતુ જ્યાં સુધી સામદામથી કાર્ય સરે ત્યાં સુધી યુદ્ધ વિષયમાં આસક્ત થઇને કર્તવ્ય કાર્યને છોડે છે અને

અકર્તવ્ય કર્મને ગ્રહણ કરે છે. તેનું નિશ્ચે અનિષ્ટ થાય છે. રાજાએ પોતાના રાજ્યમાંથી અથવા પરરાજ્યમાંથી દ્રવ્ય એકઠું કરવું. કેમકે ધર્મથી રાજની વૃદ્ધિ થાય છે; અને તે ધર્મ દ્રવ્યને આધીન છે.

દોહરો.

ધન ન મળે બળરહિતને, વણ ધન નવ બળ હોય;
રાજ ન બળવણ હોય, વણ રાજ ન સુખ તે કોય.

રાજ્યને વધવાનું મુખ્ય કારણ ધન છે, પરંતુ રાજાએ નીતિ પૂર્વક ધનસંગ્રહ કરવો જોઇયે. પોતાના રાજ્યમાં કોઇ મર્યાદા રહિત કામ કોઇપણ કરવા ન પામે તે તપાસવું; અધર્મનો પ્રતિબંધ કરવો અને ધર્મની સંસ્થાપના કરવી આદિ રાજાનું કામ છે. બીજા કોઇનું એ કામ નથી કેમકે બળવાન જે કામ કરે છે તેજ સિદ્ધ થાય છે. જે કોઇ ધર્મનો પ્રચાર અને અધર્મનું નિવારણ કરે છે તેના યશની વૃદ્ધિ થાય છે અને પ્રજા આનંદિત રહે છે.

સન્મિત્રશર્મા બોલ્યો કે, સાંભળો રાજા સુમતિ; સંસારમાં સહુ કોઇનો એક મોટો સમર્થ શત્રૂ તે આળસ છે. તે સત્કર્મને અટકાવનારો અને દુઃખદાઇ થાય છે. એજ કારણથી દીર્ઘસૂત્રી નામની માછલી મારી ગઇ, માટે રાજાઓએ કિંચિત માત્ર પણ આળસ ન કરવું જોઇયે; કેમકે આળસ કરવું એ અશુભને આમંત્રણ કરવા બરાબર છે; કેમકે કેહેવત છે કે "आलस निद्रा जंभुआंइ। यह तीनो जमके भाई॥" એટલે આળસ નિદ્રા ને બગાસાં એ ત્રણ જમના ભાઇ છે. હવે હું આળસુની કથા કહું છું તે સાંભળો.

## આળસુની કથા.

પૂર્વકાળમાં એક ઊંટ વનમાં તપ કરતું હતું. જ્યારે પરમેશ્વરે પ્રસન્ન થઇ વરદાન આપવાને પોતાનો ગણ મોકલ્યો, કે ઊંટ જે માગે તે તેને આપજે, ત્યારે તે ગણ ઊંટ પાસે જઇ બોલ્યો કે, હે ઊંટ! તારી તપસ્યા પૂર્ણ થઇ છે, તારે જે જોઇયે તે માંગ. ત્યારે ઊંટ જન્મનું આળસુ તેથી તેણે કહ્યું કે મારી ડોક ચાર કોસ લાંબી થઇ જાય, કે જેથી મારે કેયે જવું આવવું ન

પડે ને એક જગાએ બેઠું બેઠું જ્યાં ચાહું ત્યાં ચારો ખાયાં કરૂં, ને પાણી પીઊં. ઇશ્વરના ગણે કહ્યું, "एवमस्तु" અર્થાત જેમ તું કહે છે તેમ થાઓ. તે દિવસથી ઊંટની ડોક થોડાજ અંતરમાં કંઇ કોસ લાંબી થઇ ગઈ. ત્યારથી ઊંટે પોતાના અંગમાં આળસને એટલું વધાર્યું કે એક સ્થાનમાં પડયું પડયું કંઇ કોસ સુધી ચારો ચરતું ને પાણી પીવા લાગ્યું. તે, તે જગાએથી બીજી જગાએ ન જતું અને જે જગાએ તેનું શિર પહોંચતું ત્યાંજ તે નાખીને સૂઈ રહેતું હતું. કોઇકિ સમયે તે ચરતું રહ્યું એટલામાં ઘનઘોર વાદળ ચઢી આવ્યું અને પાણી વરસવા લાગ્યું ત્યારે ઊંટે ઘભરાઇને પોતાનું માથું કોઇક પાહાડની ગુફામાં ખોસી દીધું અને તેનું ધડ તો ત્યાંથી કેટલા કોસ દૂર પડયું હતું. હવે તે દિવસે એટલું પાણી વરસ્યું કે પૃથ્વી જળમયી થઇ ગઇ. તે વખતે એક શિયાળ, શિયાળણી સહિત ભીંજાયલો થંડીથી વ્યાકુળ થઇ તે ગુફામાં પેસી ગયો. તે ભૂખનો માર્યો આહાર ખોળી રહ્યો હતો ને ઊંટની ડોક ઘણે દૂર સુધી ચાલી ગઇ હતી એટલે શિયાળને શિયાળણી બન્ને મળી ઊંટનું ગળું કરડી ખાવાં લાગ્યાં. જ્યારે ઊંટને પીડા થઇ ત્યારે તે અછાડ પછાડ કરી ડોકું ગુફામાંથી બહાર કાઢી લેવા યત્ન કરવા લાગ્યું, પણ તેટલામાં તો શિયાળ શિયાળણી ગળું કરડી ખાઇ, તે નોખું કરી નાખી અને ઊંટનાં માંસથી તૃપ્ત થઇ વરસાદ નરમ પડતાં બહાર નીકળી ગયાં.

સોરઠા.

આળસ દોષ મહાન, ભાળો ફળ કેવું મળ્યું !
જેથી ઊંટ અજાણ, મરણ પામ્યું નિજ કર્મથી-૧
આળસ તજિ મતિમાન, બુધ્ધિમૂળ જે વિજય તે;
અહિયે કરિ શુભ જ્ઞાન, મત એ મનુ ભગવાનનો-૨

રાજા સુમતિ બોલ્યો કે, એકને અનેક શત્રુઓ ઘેરે અને તેને સપડાવવાને તાકી રહે ત્યાં શો ઉપાય કરવો !

સન્મિત્રશર્મા બોલ્યો કે, રાજાજી સાંભળો, જો એવો સમય આવે તો કોઇ શત્રૂ સાથે તો મળિ જાય, કોઇનો વિશ્વાસ પણ કરે અને કોઇની સાથે લડે પણ ખરો. એ વિષે એક ઉપાખ્યાન કહું છું, સાંભળો.

## ઉપાખ્યાન.

એક વનમાં એક ઘણું મોટું વડનું વૃક્ષ હતું. તેપર જાત જાતનાં પક્ષીઓ રેહેતાં હતાં. તેનાં મૂળની નીચે દર ખોદીને પલિત નામના ઊંદરે પોતાનું રેહેઠાણ કર્યું હતું. તેની ડાળપર લોમસ નામનો બિલાડો બેસીને પક્ષીઓને પકડી પકડી ભક્ષ કરતો હતો. ત્યાં એક પારધી દરરોજ જાળ નાખી રાતના પોતાને ઘેર ચાલ્યો જતો હતો. રાતનાં જેટલાં પ્રાણીઓ જાળમાં સપડાઇ જતાં તેને તે સવારમાં પકડી લઇ જતો. એક દિવસે દૈવયોગથી લોમસ બિલાડો જાળમાં સપડાઇ ગયો. ત્યારે મૂષક પોતાના વેરીને ફસેલો જોઇ આનંદ પૂર્વક ઘરની બહાર નીકળ્યો અને બિલાડાની બાજુએ પડેલા દાણા હસી હસી ખાવા લાગ્યો. આણી તરફ જોય છે તો પોતાનો બીજો વેરી એક ઘણો મોટો નોળિયો, જેનું નામ હરિત હતું, તેને પોતાની તરફ આવતો જોયો. વળી ઉપરની તરફ જોય છે તો ત્રીજો વેરી ચંદ્રક નામનો ઉલુક (ઘૂઅડ), જેની તીક્ષ્ણ ચાંચ હતી તે તાકી રહ્યો હતો. આવું જોઇ ઉંદરને મોટો અંદેશો થયો કે અહિંથી નાહાસું તો નોળિયો ખાઇ જશે અને નહિ નાહાસું તો ઉલુક ઝપટ મારી ઉંચકી જશે અને જો જાળથી છુટયો તો બિલાડો મારી નાખશે. આ રીતે કોઇ પ્રકારે જીવ બચવાની આશા નથી. ત્યારે પછી ઉંદરે મનમાં વિચાર કર્યો કે જ્યાં સુધી ઉપાય કરવાનું સામર્થ્ય હોય ત્યાં સુધી નિરાશ થવું ન જોઇયે. કેમકે જે બુદ્ધિમાન નીતિશાસ્ત્ર જાણે છે, તે આપત્કાળમાં ન ડૂબતાં વિપત્તિસાગરમાંથી પાર ઉતરે છે.

### દોહરો.

જિવાય ત્યાંલગિ જીવવા, કરવો ઉચિત ઉપાય;
સુધિ સંકટ સાગર તરી, પાર લહે સુખ થાય.–૧

નોળિયો ને ઘુઅડ એ બે શત્રૂઓ હાલમાં પ્રબળ છે અને બિલાડો જે મારો પરમ વેરી છે તે પણ આપદામાં પડયો છે: તો હું એની સાથે મિલાપ કરૂં. એ બુદ્ધિમાન શત્રૂ છે પોતાની મતલબને માટે મારી સાથે મિલાપ કરશે કેમકે બુદ્ધિમાન શત્રૂ સારો, પણ મૂર્ખ

મિત્ર સારો નહિ. જો મારી ને બિલાડાની મિત્રતા થઇ જશે તો નોળિયો ને ઘૂઅડ બિલાડાના ડરથી મારી પાસે આવી શકનાર નથી. એમ વિચાર કરી પલિત મૂષક, લોમસ બિલાડા પ્રત્યે બોલ્યો કે ભાઇ લોમસ, આપણે બન્ને વિપત્તિમાં પડયા છૈયે. જો મને તમે મારો નહિ તો હું તમારૂં બંધન કાપી નાખું પણ નોળિયો ને અહીં ઘૂઅડ એ બન્ને મારા જીવના ભુખ્યા છે; તો હવે એવો ઉપાય કરવો જોઇયે કે જેથી આપણ બન્નેનો પ્રાણ બચે. એ પ્રકારનાં પલિત મુષકનાં વચન સાંભળી લોમસ બિલાડો બોલ્યો કે, ભાઇ! આપણે બન્ને વિપત્તિમાં પડયા છૈયે. જે પ્રકારે જીવ બચે તેમ કરો. હું તમને નહિ ખાઉં, પણ તને મારો પરમ મિત્ર ગણીશ, અને તમે ગુરૂ ને હું ચેલો થઇને તમારી સેવા કરીશ. ઉંદર બોલ્યો કે જેવી મોટેરાની રીત હોય છે તેમજ આપ કહો છો; પરંતુ આ વખત નોળિયા અને ઘૂઅડથી મારો પ્રાણ બચાવો અને હું તમારૂં બંધન કાપી છોડાવીશ. બિલાડો બોલ્યો કે, ભાઇ, તમે મારી પાસે આવો. હું તમારૂં મારા પ્રાણની પેઠે રક્ષણ કરીશ, અને જો છૂટો થઇશ તો જન્મ સુધી તમારો ઉપકાર ભૂલીશ નહિ. એવું સાંભળી પલીત મૂષક, બિલાડાની પાસે ચાલ્યો ગયો. અને બિલાડાએ ઉંદરને પોતાના બેટાની પેઠે પોતાના ખોળામાં લઇ લીધો. એ ચરિત્ર જોઇ નોળિયો ને ઘૂઅડ આશ્ચર્યમાં ડુબી ગયા કે એ બન્નેમાં મિત્રતા થઇ ગઇ તેથી હવે આપણે હાથ ઉંદર આવવાનો નથી. એમ વિચારી બન્ને નિરાશ થઇ ત્યાંથી ચાલ્યા ગયા. ત્યારે ઉંદરે વિચાર કીધો કે જો હવડેનો હવડે હું બંધ કાપી નાખું તો એમ ન થાય કે બિલાડો મને ખાઇ જાય. માટે જ્યારે પારધી પાસે આવશે ત્યારે એના બંધ કાપી નાખીશ; એટલે બિલાડો તરત તેના ડરથી ભાગી જશે ને મારો ભક્ષ કરવા ઉભો પણ નહિ રહે. એમ વિચાર કરી તે જાળ ધીમે ધીમે કરડવા લાગ્યો. બિલાડો બોલ્યો કે, જલદી જલદી કરડી ખાની કે હું દુઃખથી છુટું. ઉંદર બોલ્યો કે, ભાઇ, હજી કાપવાનો સમય નથી આવ્યો. જો હવડે હું બંધન કાપી નાંખું તો તમારો તો જીવ બચી જાય,

પણ તમે મારા પ્રાણઘાતક બની જાઓ. જે પોતાના બચાવ શોધ્યા વિના બીજાના બચાવ કરે છે તે પોતેજ માર્યો જાયછે. જ્યારે તે ચંડાળ પાસે આવશે ત્યારે હું ઝટપટ તમારા પાશ કાપી નાખીશ. અને તમે તમારી ડાળપર ને હું મારા દરમાં ભરાઇ જઇશ; એમાં બન્નેનું હિત છે. એ પ્રકારે વાતચિત થઈ, જ્યારે રાત વીતી ગઈ અને તે પરિઘ નામે પારધી, સાથીઓ સમેત આવ્યો એટલે તેને જોતાંજ બિલાડાના જીવમાં ચ્રચુપચુ થઇ, તેવાંજ ઉંદરે પાશ કાપી નાખ્યો કે બિલાડો કુદકો મારી ઝાડની ડાલીપર ચઢી ગયો; ને ઉંદર પોતાનાં દરમાં ભરાઇ ગયો. આખરે તે પરિઘ નામના પારધી નિરાશ થઈ પોતાની જાગ લઇને ઘેર ચાલ્યો ગયો ત્યારે લોમસ બિલાડો બોલ્યો કે, હે મિત્ર મુષકરાજ! તમારો મારાપર મોટો ઉપકાર થયો. આજ તમે મારો જીવ બચાવ્યો છે; આવો, આપણે બે મળિયે જે ઉચિત શિક્ષા હોય તે તમે મને તમારો બેટો જાણી શીખવો! હું તમારી વાત માથે ચઢાવીશ. તમે અમારી નિકટ પરમેશ્વર સમાનછો. હું જીવતાંસુધી તમારી સેવા કરીશ. તમે બુદ્ધિમાં શુક્રાચાર્ય સમાન છો કે તમે આવી વિપત્તિમાંથી પોતાના તેમજ મારો પ્રાણ બચાવ્યો.

પતિત મુષક બોલ્યો કે, સુણો લોમસ ભાઇ, તમે સાચું કહ્યું, પરંતુ અમારા વિચાર પ્રમાણે કોઇ કોઈના મિત્ર નથી. જેના જેનાવડે અર્થ સરેછે તેના તે મિત્ર થાયછે, અને જેનાથી હાની થાયછે તેને શત્રૂ જાણેછે. શત્રૂ મિત્ર થવામાં કાંઇ પ્રમાણ નથી

ચોપાઇ.

સુણો જગતની એવી રીતી,<br>
સ્વારથકાજ કરે સહુ પ્રીતી.

કેટલા મિત્ર વખત જોઇ શત્રૂ બની જાયછે અને કેટલા શત્રૂ કાળ પામી મિત્રભાવને પ્રાપ્ત થાયછે, એટલામાટે કોઇના ઝાઝો વિશ્વાસ કરવો ન જોઇએ. વિશ્વાસ કરવાથી સંકટમાં આવી પડવાનું ભય ઉત્પન્ન થાયછે. જુઓ સંસારમાં માતા, પીતા, ભાઇ, મામા, સબંધી, ભાણેજ આદિ જેટલા કુટુંબી છે તે સઘળા તેનીજ

સાથે હેત પ્રીત કરેછે, કે જેનાથી તેનો કાંઈ અર્થ સરે. તે એટલે સુધી કે જો પુત્ર પતિત અને ભ્રષ્ટ થાયછે તો તેનો માતા પીતા ત્યાગ કરેછે. વિનાકારણ પ્રીતિ નથી થતી. તો આપણી વચ્ચે જે મિતીનું કારણ હતું તે તો પુરૂં થયું. હવે તમારી પાસે આવવામાં અમારે લાભ શો ? માટે એવી વાત બુદ્ધિમાન આગળ તમારે બોલવી ન જોઇએ. બુદ્ધિમાન લોક પોતાને થનારા લાભ ને હાનિ સારી રીતે સમજેછે. તમે પ્રથમ અમારા શત્રૂ હતા, પછી કારણવશાત્ મિત્ર બન્યા ને હવે પાછા શત્રુ બનવા ચાહોછો એ તમારી ચતુરાઇ છે. મને એવડી શી પડી છે કે મારો જીવ ખોવા તમારી પાસે આવું ? જે જીવ મોટી યુક્તિથી બચ્યો છે તેને એમજ ગુમાવી દઉ એવો હું મૂર્ખ નથી. જેમ તમે મને ઉપકાર કર્યો તેમ મેં તમારૂં ભલું કર્યું. હવે બન્ને સમાન થઇ ગયા. હવે વારેવારેની મિત્રાઇમાં કાંઇ ભલીવાર નહિ. પેહેલાં તો બંધન કાપવા કારણે મિત્રાઇ કરી હતી ને હવે અમારો ભક્ષ કરવાને નિમિત્ત મિત્રાઇ ચાહોછો. કેમકે તમે રાતભર બંધનમાં પડયા રહ્યા એટલે ખાવાનું કાંઈ મળ્યું નથી, તે છુટયા એટલે ભૂખ લાગી છે. તે કારણથી અમારાં વખાણ કરોછો તે હું જાણુંછું. જે બુદ્ધિમાન હશે તે શત્રુની વાતનો કદી વિશ્વાસ નહિ કરશે. જે તમારૂં કામ હોય તે હું કરી દઊં, પણ મારો જીવ નહિ આપું; કેમકે જીવની ખાતર ધન, રત્ન, રાજ્ય આદિ છોડી દેવાં જોઇયે. જે લોક પોતાના પ્રાણની રક્ષા કરેછે અને શત્રુના સ્વભાવને જાણેછે તેનાપર કોઇપણ વિપત્તિ પડતી નથી.

પલિતની વાત સાંભળી લોમસ બિલાડો લજ્જિત થઈ બોલ્યો કે, હું સાચું કહુંછું કે જો હું વિશ્વાસઘાત કરૂં તો મારૂં શરીર મારે કામ ન આવે; અને એ મારો સ્વભાવછે કે મિત્રોની સાથ ઘાડી પ્રીતિ રાખુંછું. વળી તમે તો મારો પ્રાણ બચાવ્યો છે તેથી તમારી સાથ તો વિશેષ પ્રીતિ બાઝી ગઇ છે. તમે નચિંત રહો, હું કોઇનો ગુણ વિસરતો નથી. તેમજ હું ધર્મ છોડું એવો પણ નથી. તમે કહો તો તમારી ખાતર ઘરબાર સહિત પ્રાણ તજી દઊં, તો બીજું તે શી ગણતીમાં !

બિલાડાની વાત સાંભળી ફરી ઉંદર બોલ્યો કે, ભાઈ, તમે મોટા સાધુ છો ને અમારૂં કલ્યાણ ચાહોછો, તથાપિ હું તમારો વિશ્વાસ કરનાર નથી બુદ્ધિમાન લોક વિનાકારણ શત્રુનો વિશ્વાસ કરતા નથી; તેમજ શત્રુને હાથ સપડાતા પણ નથી. એ સંબંધી શુક્રાચાર્યે બે શ્લોક કહ્યા છેઃ—

**શ્લોક.**

शत्रुः साधारणेकृत्ये। कृत्वा सन्धिबलीयसा ॥
समाहिताश्चरेद्युक्त्या। कृतार्थश्चनविश्वसेत् ॥ १ ॥
न विश्वसेदविश्वस्ते। विश्वस्ते नाति विश्वसेत्।
नित्यं विश्वासयेदन्यान्। परेषांतु न विश्वसेत् ॥ २ ॥

બળવાન શત્રુની સાથ જો કોઇ કારણસર મેલાપ કરિયે તો સાવચેત રહિયે, જ્યારે કામ પુરૂં થઇ જાય ત્યારે પછી વિશ્વાસ ન કરિયે. અવિશ્વાસીમાં વિશ્વાસ ન કરવો અને વિશ્વાસીમાં અતિ વિશ્વાસ ન કરવો. એમ હોવું જોઇયે કે આપણો વિશ્વાસ તો અન્યજન કરે ને આપણે પરાયાનો વિશ્વાસ ન રાખવો.

રાજનીતિનો સારાંશ એ છે કે પોતાનું કલ્યાણ ચાહો તો કોઇનો પણ વિશ્વાસ ન કરવો. વિશ્વાસને કારણે દુર્બળ બળવાનોને મારી નાખે છે. જેમ પારધીના ડરથી, લોમસ ભાઈ! તમે ભાગ્યા છો, તેમજ તમારાથી અમારે નાસવું જોઇયે. એ વાત સાંભળી બિલાડો તે ઝાડપરથી ઉતરી બીજા ઝાડપર ચાલ્યો ગયો અને ઉંદર પણ તે દર છોડી બીજા દરમાં જઇ વસ્યો. સન્મિત્રશર્મા બોલ્યો કે, સુણો રાજાજી, સુમતિ ઉંદરે કેવી ચતુરાઇ કરી ત્રણ શત્રુઓથી પોતાને બચાવ્યો અને વળી પાછો બિલાડાનું કપટ જાણી તેનાથી અલગ થઇ ગયો. એજ પ્રકારે મનુષ્યોએ પણ જ્યારે કોઇ શત્રુ તરફથી ભય જોવામાં આવે તો પ્રબળ શત્રુને વિશ્વાસ આપી, તેના બળથી બીજાઓને નિરાશ કરી, પછી પોતાનું પ્રયોજન કાઢી લઇ દૂર થઈ જવું, અને તેનો વિશ્વાસ ન કરવો.

## ઉપાખ્યાન.

કાંપિલ્ય દેશમાં રાજા બ્રહ્મદત્તને ત્યાં એક પૂજની પક્ષી હતું. તેને એક બચ્ચું થયું અને રાજાને પણ એક પુત્ર જન્મ્યો. તે પક્ષી સમુદ્રના તટપરથી બે અમૃત સમાન ફળ લાવ્યું, તેમાંથી તેણે એક ફળ પોતાનાં બચ્ચાંને અને બીજું રાજપુત્રને આપ્યું. તે ખાવાથી બન્ને બાળક બળવાન અને હૃષ્ટપુષ્ટ થયા, તેમજ તેજની વૃદ્ધિ થઇ. એક દિવસ પુજનીનાં બચ્ચાંને રમતાં રમતાં કોઇ એકાંતસ્થળમાં રાજપુત્રે મારી નાખ્યું; જ્યારે પુજની પક્ષી આવ્યું અને બચ્ચાંને મુવેલું જોયું તેવાંજ તેણે શોક સંતાપ અને ક્રોધના આવેશમાં રાજપુત્રની આંખો ફોડી નાખી. ત્યારે રાજા બ્રહ્મદત્ત બોલ્યો કે જેમ અમારા પુત્રે તમારા છોકરાને મારી નાખ્યો તેમ તમે તેની આંખો ફોડી નાખી, એટલે બન્ને સમાન થઇ ગયા. હવે તમારે ભયથી કેથે જવું નહિ. પૂજના બોલી કે સાંભળો રાજાજી, જેનો કોઇ થોડો પણ અપકાર કરે તો તે પછી તેની નિકટ રેહેવાથી સારૂં ન થાય.

દોહરો.

વેરી દુખસહિ ચુપ રહે, નવ કીજે વિશ્વાસ;<br>
ભાગ આવતાં તે ડસે, તજે ન કપટ કુવાસ ૧

બ્રહ્મદત્ત બોલ્યો કે, જે જેવું કરે તેની સાથે તેવું કરવામાં અપરાધ નથી થતો, પણ વૈર વળી જાયછે. પૂજની બોલી કે, વેરીઓનો કદી પણ વિશ્વાસ ન કરવો જોઇયે. પેહેલાં તો મીઠી મીઠી વાતો કરી વાહી ફુસલાવી વિશ્વાસ પેદા કરેછે, અને પાછળથી સમયસાધી ઘાત કરેછે. રાજા બોલ્યો કે, સાથ રહેતાં રહેતાં પાછી પ્રીતિ થઈ જાયછે. પૂજની બોલી કે, વેર પાંચ પ્રકારથી થાયછે:– ૧ સ્ત્રી, ૨ પદાર્થ ને કારણ, ૩ વાતચિતમાં, ૪ શત્રુને કારણ, ૫ અપરાધથી. સઘળો અગ્નિ બુઝાઇ જાયછે, પરંતુ ક્રોધરૂપી અગ્નિ નથી બુઝાતો. બ્રહ્મદત્ત બોલ્યો કે, સુખદુઃખ કાળગતિથી થાયછે, એમાં કોઇનો દોષ નથી. પુજની બોલી કે, જો કાળની ગતિ સત્ય છે તો તો શું કામ ભાઇએ ભાઇ પરસ્પર લડે ઝગડેછે અને રોગીને

શુ કરવા વૈદ્ય ઓસડ આપેછે? લોક શું કરવા શોક સંતાપ કરેછે? પણ ભાઇ સાહેબ, પ્રાણ ને પુત્ર સહુને વ્હાલા લાગેછે. જેમ મેં પોતાના પુત્રના શોકમાં તમારા પુત્રની આંખ ફોડી નાખી, તેમજ તમે મને મારી નાખશો એ સત્ય છે. બ્રહ્મદત્ત બોલ્યો કે,હું તને કદાપિ મારનાર નથી. તું મારા વચનપર વિશ્વાસ રાખ. પુજની બોલી કે જો હું રાગરસિક સર્પ અને સુનામ ગવૈયાની કથા ન જાણતી હોત તો તમારા સપાટામાં આવી જાત. બ્રહ્મદત્ત બોલ્યો કે તે કથા કેવી છે?

## રાગરસિક સર્પ અને સુનામ ગવૈયાની કથા.

પુજની બોલી કે, એકવનમાં રાગરસિક સર્પ રહેતો હતો. તેના દરમાં ઘણાંએક રત્નોનો સમુદાય હતો. તે રત્નોના પ્રકાશથી ત્યાં અજવાળું થઇ જતું હતું, કોઇ એક સમયે સુનામ ગાયક હાથમાં સતાર લઈ કહીંથી આવતો હતો તે, તે સ્થાનકે માણસનું અનુમાન કરીને ગયો, પણ ત્યાં કોઇ ન હતું, કેવળ તે દરમાંથી પ્રકાશ નીકળતો હતો. સુનામ ગાયક તેને દૈવી ચમત્કાર સમજી ત્યાં બેસી ગાવા લાગ્યો જ્યારે તે સર્પ દરમાંથી નીકળીને રાગ સાંભળવા લાગ્યો; ત્યારે ગાયકે તેની પ્રસન્નતા જોઇ નિડર થઇને આખી રાત ગાયન કર્યું અને વાદ્ય વજાડયું. પ્રાતઃકાળને સમય સર્પે તેને એક હીરો આપ્યો; અને કહ્યું કે રોજ આવી રાગ સંભળાવી જાઓ. મહીનામાં તમને એક હીરો મળશે. આપરથી તે ગાયક તે દિવસથી નિત્ય રાતને સમે આવી તે સર્પને રાગ સંભળાવી જયા કરતો અને મહીને એક હીરો લેતો, અને પોતાના ઘરમાં આનંદ કરતો હતો. એક દિવસ તે ગાયકને પરગામ જવાનું ઠર્યું, ત્યારે સર્પને ગાયન સંભળાવવા પોતાના પુત્રને કહેતો ગયો. જે દિવસે પુત્ર ત્યાં ગયો તે દિવસે મહીના પૂરો થઇ ગયો હતો. ગાયા બજાવ્યા પછી સર્પે તેને એક હીરો આપ્યો. બીજે દિવસે ગાયકના પુત્રે વિચાર કીધો કે એના દરમાં ઘણાંએક રત્ન ભર્યાંછે. એમ કરૂં કે એ સર્પને મારી નાખું અને દર ખોદીને સઘળી વસ્તુઓ ઉઠાવી લઇ જાઉં. જેથી રોજની આ-

વજા મટે અને ઘર બેઠાં રાજ કરૂં. છેલ્લે બીજે દિવસે ગાઈ બજાવી ચુક્યો ને સર્પ પોતાના દરમાં જવા લાગ્યો ત્યારે, ગાયકના પુત્રે એવો સોટો માર્યો કે સાપ તો ન મુવો પણ તેનું પૂછડું કપાઇ ગયું. તેવોજ સર્પે ઉછળીને એવો ડંશ કીધો કે કરડતાંજ તે પૃથ્વીપર પડ્યો અને થોડાજ વખતમાં નિષ્પ્રાણ થઈ ગયો. જ્યારે સુનામ ગાયક આવ્યો અને પુત્રના સમાચાર ન મળ્યા, ત્યારે તે ગભરાયો અને વનમાં દોડ્યો, તો પુત્રને મુવેલો દીઠો. ગાયક માથું ધુણાવી ધુણાવી પશ્ચાત્તાપ ને વિલાપ કરવા લાગ્યો. ત્યારે સર્પે સઘળી કથા સંભળાવી પોતાનું પુંછડું દેખાડ્યું; અને કહ્યું કે તમારે પણ હવે અહીં ન આવવું. ગાયક બોલ્યો કે એણે જેવું કામ કર્યું તેવું ફળ પામ્યો: પોતાનો પ્રાણ ખોયો, પરંતુ મારાપર કૃપા કરી જે ટુકડો આપોછો તે આપ્યાં કરો, મને બીજાનું દ્વાર જોવું પડે તેમ મ કરો. ત્યારે સર્પ બોલ્યો કે તું સાચું કહેછે પણ જે તમારી ને મારી વચ્ચે વૈર પડ્યું છે તેને મટાડવા કોણ સમર્થ છે? ગાયક બોલ્યો કે તમે મારા પ્રભુછો, તમારી સાથ હું કદી વૈર નહિ કરૂં; જે થયું તે થયું. સર્પે કહ્યું કે તું જુઠ્ઠું બોલેછે, તારો પુત્રશોક ને મારો પુચ્છશોક જે વૈરનું કારણ છે તે કદી મટાડ્યું મટનાર નથી.

દોહરો.

જહાં વૈર અતિશય વધે, તહાં ન પ્રીતિ સંયોગ;
પુચ્છશોક નિત સર્પને, ગાયકને સુતશોક. ૧

પૂજની બોલી કે, સાંભળો રાજા બ્રહ્મદત્ત, એ પ્રકારે સર્પનાં વચન સાંભળી ગાયક હાથ ઘસતો પોતાને ઘેર ચાલ્યો ગયો; એમજ હું તમારો વિશ્વાસ નહિ કરૂં. એમ કહી પૂજની પક્ષી બીજે દેશ ચાલ્યું ગયું.

---

## તરંગ ૫ મો.

## વીરતા અને શૂરતા સંબંધી વારતા.

દોહરો.

લઘુવય, કૃશ તન, વીરનર, દિયે શત્રુ શિર લાત;
જયમ તોડે છે સિંહ શિશુ, મત્ત દ્વિરદનાં ગાત્ર. ૧

સકલ રાજ ધર્મને જાણવાવાળી તેમજ સાહસ અને ઉત્સાહ સંપન્ન એક બિંદુલા નામે મહારાણી હતી. તેનો પુત્ર સંજયસિંધુ રાજાથી યુદ્ધમાં પરાજય પામી દીનચિત થઇ રહ્યો હતો. તે બિંદુલા મહારાણી, પોતાના પુત્રની કાયરતા અને દીનતા જોઇને અને રાજધર્મનો વિચાર કરીને વીરતા અને સાહસ વધારવા-વાળાં વચન બોલી કે, હે સંજય, તું મને દુઃખ દેવાવાળો અને શત્રૂને સુખ દેવાવાળો એવો મારો પુત્ર છે. માતપિતાથી નહિ ઉપજેલો એવો તું કોણ જાણે ક્યાંથી આવ્યો છે! રણ-ભૂમિમાં આળસ અને કાયરતા ગ્રહણ કરીને તું જીવિતપર્યંતને માટે કેમ નિરાશ થાય છે? હે નિન્દિત કર્મના અભિલાષી! તું પોતાનો સોચ કર. તું કોણ છે? કોનો વંશ છે? તે વિચારી, તારા મ-નને દૃઢ કરી ઉભો થા. તારા હારવાથી સહુ શત્રૂલોક સુખી અને મિત્રગણ દુખી થાય છે. નાની નાની નદિઓ અને નાનાં નાનાં માણસો થોડામાંજ સંતોષને પ્રાપ્ત થાય છે. શા માટે તું શત્રૂથી હાર પામીને મૃતક સમાન પડયો છે? અને નીચ કર્મ કરવાથી નીચ બને છે? આમલીના અંગારા પેઠે શત્રૂની નિકટ મુહૂર્તભર પ્રજ્વલિત થા, અને છાલાં ભૂસાની આગની માફક કેવળ ધુમાડો મ કર; કેમકે થોડીવારનું બળવું-પ્રજ્વલિત થવું સારૂં, પણ ઝાઝી વારનું ધુમાવવું સારૂં નહિ. જે મનુષ્ય પોતાને યોગ્ય વિહિત શુભ કર્મ કરે છે તે ધર્મથી ઋણમુક્ત થાય છે અને તેની કોઇ સ્થળે પણ નિંદા થતી નથી. પંડિત લોક કર્મનો આરંભ કરે છે, પણ પ્રાપ્તિ અપ્રાપ્તિનો સોચ કરતા નથી. હે

પુત્ર ! પોતાના બળને સંભાળ, અને ધર્મને આગળ કર. તમારો મનોરથ સિદ્ધ ન થયો, તમામ કીર્ત્તિ જતી રહી અને ભોગનું મૂળ કપાઇ ગયું છે, તો હવે તું શાને માટે જીવે છે ? તું સોચ કર કે તારે નિમિત્ત તારૂં કીર્ત્તિમાન કુળ ડુબી ગયું, અને કોઇ નામ પણ નથી લેતું. જે પુત્ર વિદ્વાન વા શૂર વા ધનવાન વા યશસ્વી થાય છે તેનાં માતાપિતાની પ્રશંસા થાય છે. જે પુત્ર શુભ કર્મ કરી લોકમાં પ્રસિધ્ધ ન થાય એવો પુત્ર ન હોય તે ભલું; કેમકે જે મનુષ્ય દુર્યશ અને અપકીર્ત્તિરૂપી દુઃખને સહે છે અને પોતાની કાયરતાથી શત્રૂનો હરખ વધારે છે, તેનાથી બંધુવર્ગ સુખને પામતો નથી. જેમ આ સમયે તમે જે ઉત્સાહ, અમર્ષ અને બળરહિત છો, તેથી તમારે જીવતાં જીવત અમે વૃત્તિહીન થઇને રાજ્યમાંથી નિકળી જઇશું અને સંપૂર્ણ કામના અને મનોરથથી ભ્રષ્ટ થઇશું. હે પ્રભૂ ! એવો, કુળ વંશને બોળવાવાળો પુત્ર મારી પેઠે બીજી કોઇ રાણીને ન થશો. જે ક્ષમાવાન અને અમર્ષ રહિત છે તેને સ્ત્રી એ ન જાણવી ને પુરૂષે ન જાણવો. કેમકે સંતોષથી લક્ષ્મી અને યશ બન્ને જતાં રહે છે. હે સંજય ! અમર્ષી અને સમર્થ પુરૂષ પણ એવાજ હોય છે કે જેવો તું છે. તો ક્ષણ વા મુહૂર્ત્ત માત્રમાં શત્રૂઓનું શિર તોડી તું પોતાને અપકીર્ત્તિરૂપી પાપથી છોડવતો કેમ નથી ? હૃદયને લોખંડના જેવું દૃઢ કરી વિચાર કર, કે તું પુરૂષ પેઠે કે સ્ત્રીની પેઠે જીવે છે ? કારણ કે પુરૂષ શબ્દનો એજ અર્થ છે કે, શત્રૂઓની ગરદન તોડવામાં સદૈવ અમર્ષયુકત રહેવું. શૂરવીર સિંહવૃત્તિ રાજાના રાજ્યમાં પ્રજા મોજ કરે છે અને જે પોતાનું સુખ છોડી લક્ષ્મીને શોધે છે તે થોડાજ સમયમાં પોતાના જનોને સુખથી ભરપૂર કરી દેછે.

એ પ્રકારનાં માતાનાં વચન સાંભળી પુત્ર બોલ્યો કે, જો તું મારા ઉપર કૃપાદૃષ્ટિ નથી કરતી અને સઘળા પદાર્થોની આકાંક્ષા રાખે છે, તો મારા વિના આખી પૃથ્વી, વસ્ત્રાભરણ અને ભોગ એટલુંજ નહિ પણ જીવવું પણ તારે શું કામનું છે?

માતા બોલી કે, જે અનાદરવાળા લોક છે તેમાં આપણા શત્રૂ જાય અને આદરવાળા લોક છે તેમાં અમારો મિત્રવર્ગ પ્રાપ્ત થાય. હે પુત્ર! જે કૃપણ અને નિર્બળ હોય છે તે ચાકરનફરોથી રહિત પરાઈ ઉપજીવિકાથી જીવે છે, તેમની વૃત્તિ તું ધારણ મ કર. જેમ વાદળોના આશ્રયીભૂત થઇ બધા જીવ જીવે છે, તેજ પ્રમાણે તમારી પાછળ વિદ્વાન અને મિત્રગણ પણ જીવે છે. ફળવાન વૃક્ષની પેઠે જેની નિકટ જીવોનો નિર્વાહ થાય છે, તેનું જીવવું ઠીક છે. જે નિજ બાહુબળથી ઐશ્વર્યને વધારી સંપૂર્ણ પોતાના આશ્રિત જનોને પાળે છે તેની લોકમાં સત્કીર્તિ અને પરલોકમાં ઉત્તમ ગતિ થાય છે. વળી બિદુલા બોલી કે, હે પુત્ર સંજય! જો તું આ વખતે પરાક્રમ કરવા નથી ચાહતો તો એથી ઘણા કાળ સુધી કુમાર્ગગામીઓના માર્ગને પ્રાપ્ત થશે. જેનામાં જેવો પરાક્રમ અને શક્તિ હોય છે ને તે જીવવાની લાલચથી તેવોજ પરાક્રમ નથી કરતો તો તે ચોર કહેવાય છે. હવે આ વખતે અર્થસાધક અને ગુણકારી વાતો તમને ભાવતી નથી, તે જેમ મરવા તૈયાર થએલાને ઓસડ ન ગમે તેના જેવું છે. સિંધુરાજના લોક દુર્બળતાના કારણથી તેનાથી સંતુષ્ટ નથી, વળી મૂઢ છે, અને તેના વિનાશની વાટ જોઇ રહ્યા છે. જો તમારો પરાક્રમ જોશે તો તેજ તમારા સહાયક બની જશે અને શત્રૂને જીતવા વિષયમાં તેજ તમારે માટે પહાડી કિલ્લા બની જશે; અને જેવું તમારૂં નામ સંજય—અર્થાત્ ભલી ભાતિ જીતવાવાળો એમ છે, તેવો ગુણ તમારામાં નથી જણાતો એટલા માટે હે પુત્ર, પોતાના નામાર્થને વ્યર્થ મ કર. જ્યારે તમે બાળક હતા ત્યારે તમને જોઇને એક જ્યોતિષી વિદ્વાન બ્રાહ્મણે કહ્યું હતું કે, એ મોટા કલેશને પ્રાપ્ત થઇ, પછી વૃદ્ધિને પ્રાપ્ત થશે. તે તેનાં વચનને સંભારીને હું વારંવાર તમને કહું છું કે તમારો વિજય થશે. જેનો અર્થ સિદ્ધ થવામાં ઘણાનો અર્થ સંભવિત હોય તેનો અર્થ અવશ્ય સિધ્ધ થાય છે, એવું નીતિનિપુણ કહે છે. વળી જે કામ થવાથી અનેક જીવોનું હિત થાય તે કામમાં ગમે તો અંતે વૃદ્ધિ થાય વા હાનિ, તથાપિ

વિદ્વાન લોક તે કામનો આરંભ કરે છે. એજ પ્રમાણે અમારૂં અને આખી પ્રજાનું ભલું વિચારી તું પણ ઉદ્યોગ કર. જેમ શંબરાસુરે કહ્યું છે કે, દારિદ્રયથી મોટી પાપદશા બીજી એકે નથી. જ્યારે એવી અવસ્થા થઇ જાય છે કે ન આજનું ખાવાનું, કે ન કાલનું ઠેકાણું; ત્યારે પતિ પુત્રનાં દુઃખથી પણ એને વધારે કહ્યું છે. જેને દરિદ્ર કહે છે, તે પણ એક પ્રકારનું મરણ છે. જેમ મોટા કુળમાં જન્મી, તેમજ મોટા કુળમાં પરણી અને સંપૂર્ણ ઐશ્વર્ય કલ્યાણથી પૂરિત રાજ્યસંપત્તિને પ્રાપ્ત થઇને જેમ, આ સમયે મહર્ઘ મૌલ્યનાં રત્નો, આભરણ અને વસ્ત્રોથી ભૂષિત નિજ જનોમાં પ્રસન્નચિત્તા એવી મને દેખે છે તેનાથી વિપરીત મને વા તારી સ્ત્રીને દુર્બળ અને ઐશ્વર્યહીન દેખશે તો, હે સંજય! તને પોતાના જીવવાથી શું સુખ મળશે? જો અમારા ચાકરનફર, અને આચાર્ય, પુરોહિત, મંત્રી આદિ પોતાની વૃત્તિથી હીન થઇ જશે તો તેમને દેખીને તમને પોતાના જીવવાથી શું સુખ મળશે? અને જેમ રાજપાટની શોભા સહિત ઘણા કાળથી—સદૈવથી હું તમને જોતી હતી તેમ નહિ દેખું તો શું સુખ પામીશ? એથી તો હું પ્રાણ પણ તજી દઇશ.

### દોહરા.

આ અપાર દુખ સિંધુમાં ઉઠ સુત બન તું જહાજ;
અરિગજગણ હણિ સિંહસમ, કુળની રાખ તું લાજ. ૧
કાયરતાને કર પરી, વીરતણું કર કામ;
એક શત્રુનો વધ કરે, થાય શૂરનું નામ. ૨
વૃત્રાસુરને મારિને, થયો ઇંદ્ર સુરરાજ;
તેમ તમે નિજ શત્રુ હણિ, કરો અકંટકરાજ. ૩
જે રણમાં નિઃશંક થઇ, કરે શત્રુ સંહાર;
તે સુખ પામે યશ લહે, રત્ન ભરે ભંડાર. ૪
સ્વર્ગ દ્વાર વા અમૃતસમ, મળે રાજપદ આંહિ;
વેરીગણ વશમાં રહે, સેવે તનમન ચાહિ. ૫

એ પ્રકારનાં માતાનાં વચન સાંભળી પુત્ર બોલ્યો કે, મોટી

આશ્ચર્યની વાત છે કે રાજ્યની લાલચથી તું મારી માતા થઇને પરમાતાની પેઠે મને યુદ્ધ કરવાની શીખામણ દે છે. તારૂં હૃદય કેવું લોખંડ સરખું કઠોર છે કે, હું તારો એકનોએક પુત્ર છું તેને તું આવાં વચન કહે છે. જો કદાચિત હું ન હોઉં તો તને રાજ્યભોગ અને વસ્ત્રાભરણ આદિથી શું સુખ થશે? માતા બોલી કે હે પુત્ર! વિદ્વાનોને ધર્મ અર્થની ચિંતા પ્રત્યેક અવસ્થામાં રાખવી જોઇયે. ને હાલ અર્થ અને ધર્મ એ બેઉનો સંયોગ જોઇ હું તને પ્રેરણા કરૂં છું કે, આ યુધ્ધનો સમયજ અમારો પરંપરાનો ધર્મ છે તે આમજ વહી ગયો; અને તમારાથી કાંઇ ન બની શક્યું તો તમારૂં સ્વરૂપ શ્રીહત થઇ જશે અને અપકીર્ત્તિ તમારા તનને છોડશે નહિ. જેથી સામર્થ્યહીન કારણ પ્રગટ થાય છે તે ખરી વાત્સલ્ય પ્રીતિ કહેવાય છે. જેમ ગધેડી પોતાનાં બચ્ચાંપર પ્રીતિ કરે છે, તે માર્ગને સજ્જન લોક સારો નથી સમજતા, કેમકે તે માર્ગ મૂર્ખજનનો સેવેલો છે. માટે તે માર્ગને તું પણ છોડી દે. તારામાં મહા અજ્ઞાનવાસ કરી રહ્યું છે, કે જેથી સઘળી પ્રજા વિકળ બની રહી છે. જો તારી ઉત્તમ દશા થાય તો તેજ મને પ્રિય છે. જે કાર્ય, ધર્મ અર્થથી યુક્ત અને સજ્જનોએ વખાણેલું એવું હોય અને જે થવાથી આપણા પુત્ર પૌત્રાદિવંશ અને પ્રજાને સુખ મળે, એવાં કાર્યને છોડી લોક પરલોક સૌખ્ય રહિત કામ જે કરે છે તે પુરૂષોમાં અધમ છે. ક્ષત્રીના જન્મની સાફલ્યતા તો ત્યારેજ થાય છે કે લડે અને જીતે, વા રણભુમિમાં મરણ પામે. મરણ પામવાથી જીવને સ્વર્ગ મળે અને જીત હોવાથી રાજ્યલક્ષ્મીનું સુખ મળે છે.

શ્લોક.

પોતે મરે કાં અરિને વિડારે, પાછો ન તે પાગ કદાપિ ધારે;
એવો પ્રતાપી હરિ તુલ્ય જે છે, સાચો ખરે શૂર પ્રતાપિ તે છે-૧
જો મૃત્યુ થાયે કદિ, સ્વર્ગ પામે, જીતે મળે વૈભવ સુખ જામે;
બે લોક શૂરો નર તે સુધારે, મારે વૃથા કાયર ભૂમિ ભારે-૨

પુત્ર બોલ્યો કે, હે માત! તું તારા પુત્રમાટે એવી વાત કેમ

કરે છે? તારા એકના એક વહાલા દીકરાપર કરૂણા લાવી જડ ને મુંગીની પેઠે ચૂપ થઇ કેમ નથી રહેતી!

માતા બોલી કે મને એમાંજ આનંદ છે—કે જે વાતની હું તને પ્રેરણા કરૂં છું તેજ વાત વારંવાર કહું અને ત્યારપછી તું સઘળા સૈંધવોને જીતીને આવે તો હું તારી પ્રશંસા કરૂં.

પુત્ર બોલ્યો કે હે માતા, તું સાંભળ, હું કોશ અને સહાય બન્નેથી હીન છું. મારો જય અને કાર્ય સિદ્ધિ ક્યમ થશે? એ પ્રકારે પોતાની કુદશાનો મે હૃદયમાં વિચાર કરી રાજ્યની આશા છોડી દીધી છે.—તે જેમ પાપીઓને સ્વર્ગની આશા નથી રહેતી તેની પેઠે. જો તને એવો કોઇ ઉપાય સૂઝતો હોય તો વર્ણન કરી બતાવ; હું તારી સઘળી શીખામણ માનીશ.

માતા બોલી કે એ વાતનો સોચ ન કર, અને એમ ન માન; કેમકે તે અનિત્ય વાત છે. કેટલા દરિદ્રી જોતજોતામાં શ્રીમાન્ બની જાય છે. કર્મનાં ફળનો કાંઇ નિશ્ચય નથી. જે લોક કર્મ ફળનો સંકલ્પ વિકલ્પ કરે છે તેનાથી કોઇ વાત થઇ શકતી નથી અને તે કોઇ તરફના રહેતા નથી. જે લોક સિદ્ધ ન થવામાં એક ગણો અને સિદ્ધ થવામાં બે ગણાની આશા રાખે છે તેમને રિદ્ધિસિદ્ધિ પ્રાપ્ત થાય છે. જે ઉત્તમ કર્મને માટે ઉઠે છે, જાગે છે, અને ઉપાય કરે છે અને કાર્યસિદ્ધ હોવાનો દૃઢ નિશ્ચય કરે છે તેની પાસે લક્ષ્મી આવી ઉદય પામે છે: જેમ પૂર્વ દિશામાં સૂર્ય. તો હે પુત્ર, તમે પુરૂષાર્થના વિષયમાં કુશળ છો, તો પોતાનું પૌરૂષ પ્રગટ કરો અને તે હું નજરે જોઉં. વેરીના પક્ષમાં જે તમારા વેરીપર ક્રોધ રાખતા હોય, જે લોભી હોય, જેમના દિવસ પડતા હોય, જેમનું વેરીઓથી અપમાન થયલું હોય અને જે વેરીપર ઇર્ષ્યા રાખતા હોય તેમને મિત્ર કરો અને સઘળાને આદર સન્માનથી બેસાડો, તેમના પ્રત્યે પ્રિય વચન બોલો, અને તેમનું અભ્યુત્થાન કરો, તો તમારા કામને માટે તે સહુ પોતાના પ્રાણ પણ આપશે. જ્યારે એવો પ્રબંધ બની જાય અને જ્યારે તે સઘળાને તમારા શત્રૂ પોતાને વશ ન કરી શકે ત્યારે

તમારે જાણી લેવું કે તેનાથી લડાઇ પણ નહિ કરી શકાય. જો એમ થયું તો ધનની અધિક વૃદ્ધિ થશે. જ્યારે ધન પ્રાપ્ત થાય છે ત્યારે મિત્રલોક આવી સેવા કરે છે અને તે વેરીની નિંદા કરે છે અને તે વેરીનો સાથ પણ છોડી દે છે.

દોહરા.

નૃપતિ પામિ વડિ આપદા,નવ જરિયે ગભરાય;
જેને શોચિત દેખિને, સકળ દેશ અકળાય. ૧
એક શત્રુને જ્યાં ગ્રહે, એક શત્રુ તજિ જાય;
માન તેમ અપમાન વશ, વેર હેતુ અધિકાય. ૨
જે નર આપત કાળમાં, જ્યહાં જોય સુખ માન;
જાય તેહના શરણુમાં, ચિતમાં ધરે ન આન. ૩
શોચ કરે તે શોચમાં, હર્ષ વિષે હરખાય;
સુખ પૂજાનું પામિ તે, સકળ મિત્ર થઇ જાય. ૪

એટલા માટે હે રાજપુત્ર! જે વિપત્તિમાં પડ્યા હોય તેમને સતાવતો ના; અને તેમને હસતો નહિ. વિશેષ કરી મિત્રોના દુઃખ સમયમાં તેમનો અનાદર ન કરવો. કેમકે પછી તેઓ આદરનું સ્થાન ખોળશે. સાંભળો સંજય! મેં તમારો પ્રભાવ બુદ્ધિ, પૌરૂષ જાણવા અને તેજ વધારવા માટે આ શિક્ષા આપી છે. જો તમારા ધ્યાનમાં કાંઇ ઉતર્યું હોય અને તે સારૂં લાગતું હોય તો પોતાના કલ્યાણ માટે યુધ્ધને નિમિત્ત ઉભા થાઓ. મારી પાસે મોટો ધનનો ઢગલો છે જે તમે જાણતા નથી; તે દ્વારા હું તમારૂં દુઃખ દૂર કરીશ. વળી તમારા કેટલાક સુમિત્રો એવા છે કે તે તમારી સાથે સદૈવથી સુખદુઃખ સહન કરતા આવ્યા છે અને તમારા અનુકૂળ વર્ત્તી છે. તેમ એજ તમારા મિત્રોના ઘણાએક સહાયક છે કે જેમનું એ પાલન કરે છે તે સઘળા તમને મદદ કરશે.

એ પ્રકારનાં માતાનાં વચન સાંભળી પુત્ર બોલ્યો કે, હે માતા, જો તું નેત્ર થઇ મને કલ્યાણની વસ્તુ દેખાડે છે તો હું અવશ્ય પૃથ્વીને ગ્રહણ કરીશ. હું એટલા માટેજ તારી વાતને

છેડછેડ કરતો હતો કે, કેમકે તારા ઉપદેશરૂપી અમૃત પીવાથી હું તૃપ્ત નોતો થતો. હવે તારા ઉપદેશથી તૃપ્ત થઈને શત્રૂઓ જીતવામાં ઉદ્યોગ કરૂં છું.

### દોહરો.

જે અરિને રણયજ્ઞમાં, શસ્ત્રદાન નવ દેય;
તે નર બન્ને ખાંધપર, દુખ દુર્યશને લેય. ૧

### વારતા.

દક્ષિણ દેશમાં એક રેવંત નામે રાજા હતો. તે મોટો ધર્મિષ્ઠ અને પ્રજા પાળક હતો. તેને વૃદ્ધાવસ્થામાં પુત્ર પ્રાપ્ત થયો તેનું નામ એકવીર પાડવામાં આવ્યું. તે રાજપુત્ર બાર વર્ષની અવસ્થામાં સંપૂર્ણ વિદ્યા અને રાજધર્મ શીખીને નિપુણ થયો. જ્યારે રાજા રેવંતે પોતાના પુત્રને રાજકાજને યોગ્ય દીઠો ત્યારે તેને રાજ્યાસનપર બેસાડી પોતે સંસારપરથી મન ઉઠાડી પરમેશ્વરના ભજનમાં લેહ લગાડી. પછી થોડા દિવસમાં રાજા રેવંત પરલોકગામી થયો; અને તેનો પુત્ર એકવીર રાજા થોડીજ અવસ્થામાં પોતાનું રાજ ધર્મપૂર્વક ભોગવવા લાગ્યો. એક દિવસ રાજપુત્ર એકવીર મંત્રીના પુત્રને સાથે લઈ ઘોડાપર ચઢીને વનાંતરમાં, ગંગાના તટપર ગયો. તે વનમાં ભાતભાતનાં રમણીક વૃક્ષો ફુલી ફળી શોભાયમાન બન્યાં હતાં—તેનાપર નાના પ્રકારનાં પક્ષીઓ નાદ કરી રહ્યાં હતાં. વળી તેજ વનમાં મોટા મોટા સંત મુની રહેતા હતા, તેમના ભણવાનો શબ્દ આખા વનમાં પૂરાઈ રહ્યો હતો. તેજ સ્થાનમાં ગંગાના તીરપર કમળ ખીલી રહ્યાં હતાં. તેનો સુગંધિત પવન તે સ્થાનમાં ગમન કરતો હતો; એટલામાં કમળવનની દક્ષિણ બાજુએ એક સુકુમારી સ્ત્રી વિરહથી પીડિત આંખમાંથી આંસુ પાડતી (રડતી) નજરે પડી. ત્યારે રાજાએ તેને પૂછ્યું કે તું કોણ છે? ક્યાં રહે છે? અને કોની પુત્રી છે? તને શી વિપત્તિ પડી છે? કે એકલી વનમાં રહે છે? તારા પિતા વા પતિ ક્યાં ચાલ્યા ગયા? આ સ્થળે તને

શી વાતનું દુઃખ છે? મને બતાવ હું તારા દુઃખનો નાશ કરીશ. મારા રાજ્યમાં કોઇ કોઇને દુઃખ દેતું નથી, તેમ ન કોઇને ચોર કે રાક્ષસનો ભય છે; તેમજ કોઈ પ્રકારનો ઉત્પાત પણ થતો નથી. વાઘ, સિંહ કોઇને સતાવતા નથી. હે સુંદરી! તને રોતી જોઇ મને મોટો કલેશ થયો છે; કેમકે આ સ્થાનનો રાજા હું ઉપસ્થિત છું ને તને કલેશ થયો એ મારે અર્થે સારી વાત નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે,

ચોપાઈ.

જે નૃપતણી પ્રજા દુખિયારી, તે નૃપ થાય નર્ક અધિકારી;

મારૂં એજ વ્રત અને નિયમ છે કે દુઃખીઓનાં દુઃખ મટાડવાં. માટે તારા અંતઃકરણમાં જે ખેદ હોય તે વર્ણન કર. જેવો તારો મનોરથ હશે તેવોજ હું યત્ન કરીશ.

એવો રાજાનો પ્રશ્ન સાંભળી તે સ્ત્રી બોલી કે, સાંભળો પૃથ્વિનાથ! હું મારા શોકનું કારણ કહું છું. સંસારમાં વિના વિપત્તિ કોઇ રહતું નથી. મારી વિપત્તિની દશા એ પ્રકારની છે કે, તમારા રાજ્યના પડોસમાં એક રૈભ્ય નામનો રાજા પરમ ધાર્મિક છે. તેની રાણી સરવે સુલક્ષણયુક્ત તથા પરમ સુંદરી છે. હવે પુત્ર વગર એ રાજા રાણી બહુ દુઃખી હતાં તેથી રાજાએ પુત્ર પ્રાપ્તીને અર્થે કેટલા એક યજ્ઞ કર્યા, ત્યારે પરમેશ્વરે પ્રસન્ન થઇ એક પુત્રી આપી. તેના અંગની સુંદરતા અને સુલક્ષણતા મારાથી વર્ણવી જાય તેમ નથી. બિંબફળ જેવા લાલ હોઠ, કુંદ પુષ્પના સમાન દંતપંક્તિ અને પૂનમના ચંદ્ર સમાન મૂખ અને સુનેરી રંગના સમાન બાલ, રતનાલાં લોચન અને લાલ લાલ હથેળીઓ અને પગ તળિયાં, તેમજ તેનામાં જેટલાં શુભ લક્ષણ અને ગુણ છે તેમનું હું વર્ણન કરી શકતી નથી. એવી દીકરીના જન્મથી રાજા રાણીને પુત્ર જન્મથી પણ અધિક આનંદ થયો; અને ઘણાંએક દાન પુણ્ય કર્યાં. હું રાજાના પ્રધાનની પુત્રી છું. મારૂં નામ યશોમતી છે. રાજપુત્રીની અવસ્થા અને મારી એકસરખી છે. તેથી રાજાએ જ્યારથી મને રાજપુત્રીની સાથે કરી

દીધી છે કે અમે બન્ને ભેળા રમ્યાં કરીએ ત્યારથી હું એની સાથ આનંદમાં વખત કાઢતી હતી; ને તેમ કરતાં તેનો ને મારો પરસ્પર પ્રેમ અતિ ગાઢ થયો. તે એકાવલી રાજપુત્રીની એવી અવસ્થા થઈ કે જ્યાં સુગંધિત કમળનાં ફૂલો દેખે ત્યાંજ સુખથી રહે, બીજાં સ્થાનમાં સુખ ન પામે. એમ હોવાથી ઘણે દૂર ગંગાના તટપર કમળનાં ફૂલ ફૂલે છે ત્યાંજ સખીઓ સમેત તે રાજપુત્રી રહ્યાં કરતી હતી. એક દિવસ રાજપુત્રીની માતાએ તેનો હાથ પકડી મને સોંપી દીધી કે એ તારે આધીન છે, તેથી કોઇ દિવસ હું તેનો સાથ છોડતી ન હતી. પછી તે રાજાએ ઘણે દૂર અને વનાંતરમાં જવાનો નિષેધ કર્યો અને પોતાની રાજધાનીનાં જળાશયોમાં કમળ લગાડી દીધાં કે રાજપુત્રી ત્યાંજ રહ્યાં કરે. પરંતુ એકાવલી રાજકન્યાનું ચિત્ત ત્યાં આલ્હાદિત રહેતું ન હતું. તેથી રાજકન્યા તેજ ગંગાતટના વનમાં પાછી જવા લાગી, ત્યારે રાજાએ ઘણાએક હથિયારબંધ રક્ષક તેની સેવામાં સોંપી દીધા; તે દિવસથી તેને એવો અભ્યાસ પડી ગયો કે રોજ જઇને કમળવનમાં ચિત્ત પ્રસન્ન કરી રાજધાનીમાં પાછી આવે. એક દિવસ એવું બન્યું કે પ્રાતઃકાળમાં ઉઠી સખીઓ સમેત કમળવનમાં વિહાર કરવા તે ગઈ. ચારે બાજુ હથિયારબંધ સિપાઇયો સન્નદ્ધ હતા અને રાજપુત્રીપર રાજ્ય શ્રી સહિત ચમર ઢળતું હતું, તેટલે ગંગાતટપર પહોંચી, રાજપુત્રી કમળવનમાં મારી સાથ ક્રીડા કરવા લાગી. તેજ સમયે ત્યાં કાળકેતુ દાનવ, અનેક રાક્ષસો સમેત આવી પહોંચ્યો. તેની સાથે તેના સઘળા હથિયારબંધ સુભટો હતા. મેં રાજપુત્રીને કહ્યું કે આ કોઇ દૈત્ય આવ્યો જણાય છે, ચાલો આપણે રક્ષપાળોની વચમાં થઇ જઇયે, એટલું કહી હું રાજપુત્રીને લઇ રખવાળોની વચમાં ચાલી ગઇ. પરંતુ કાળકેતુ રાજપુત્રીની સુંદરતા દેખી મોહિત થયો અને હાથમાં ભારી ગદા લઇ દોડયો; અને અમારા સિપાઇઓને હઠાવી દીધા. તેને દેખી ભયને લીધે રાજપુત્રી થરથર ધ્રુજવા લાગી ત્યારે મેં કાળકેતુને કહ્યું કે તમે મને લઇ ચાલો ને એને છોડી દો. તે વાત ન ગણ

કારતાં તે તેનેજ ઉપાડી ચાલતો થયો. જ્યારે અમારી સાથના ચોદ્ધાઓ દોડયા ત્યારે તેની સાથેના રાક્ષસો, જે ઘણા હતા તે લડવા લાગ્યા ને તે વખત મોટી લડાઇ થઇ; તેમાં રાક્ષસોએ અમારી સાથવાળા રખવાળોને મારી પાડયા, અને તે પણ કેટલાક માર્યા ગયા. પછી તે રાજપુત્રીને લઇ કાળકેતુ પોતાના નગરમાં ગયો. મેં જોયું કે રાજપુત્રી રડતી રડતી પરવશ પડેલી રથપર બેસી ચાલી જતી હતી ત્યારે હું પણ તેની પાછળ પાછળ ઘણે દૂરસુધી ચાલી ગઇ. જ્યારે તેણીએ મને દીઠી ત્યારે તે કાંઇક સચેત થઇ. જ્યારે હું તેની પાસ પહોંચી ત્યારે મારે ગળે વળગી તે રૂદન કરવા લાગી; અને છાતી માથું કુટવા લાગી. ત્યારે કાળકેતુ મને પ્રીતિપૂર્વક કહેવા લાગ્યો કે, હે સખી! તું રાજપુત્રીને સમજાવ, શું કરવા ડરે છે? મારૂં નગર, જે ઇંદ્રપુરીથી પણ ઉત્તમ છે ત્યાં હું એને રાખીશ. ત્યાં કોઇ પ્રકારનું ભય નથી. વળી હુંજ એનો સેવક છું તો એ શું કરવા શોચ કરે છે? એમ કહી રાજપુત્રીને સખીઓ સમેત એક નિરાળા મંદિરમાં રાખી. અને ચારે બાજુ કાંઇ હજારો માણસોની ચોકી રાખીને પોતે પોતાના મેહેલમાં ગયો. બીજે દિવસે આવી તે રાક્ષસ મને એકાંતમાં કહેવા લાગ્યો કે, હે સખી! તું રાજપુત્રીને સમજાવી દે કે તું શું કરવા વિરહ ને શોચમાં પડી છે? કાળકેતુ જેવા મોટા મહારાજની પત્નિી થઇ અનેક સુખોનો ઉપભોગ કર. મેં કહ્યું કે, મહારાજ! એ વાત મારાથી કેમ કહેવાય? આપજ કહો. એવું સાંભળી તે દુષ્ટ દૈત્યે હાથ જોડી રાજપુત્રીને પોતાનો મનોરથ કહ્યો કે તમે મારી સ્ત્રી થઇ મારો જન્મારો સફળ કરો. એવા પ્રકારની જ્યારે તેણે ઘણીએક વાતો કહી ત્યારે એકાવલી રાજપુત્રી બોલી કે, મારા પિતાએ આગળથીજ કહી મુકેલું છે કે આ કન્યાનો વિવાહ હૈહય નામી રાજા એકવીરની સાથ કરી શું—હવે આ તો સનાતન ધર્મ છે કે જેને પિતા પ્રસન્નતાથી કન્યા આપે તેજ તેનો પતિ થાય છે; તો કહો, હું કેમ કરી કન્યાનો ધર્મ છોડી શકું? કેમ કે કન્યા કદી સ્વતંત્ર નથી હોતી. રાજપુ-

ત્રીનાં એવાં વચન સાંભળી પાછો તે પોતાના રાજ મેહેલમાં આવ્યો અને તે મારી પ્રાણની પ્યારી સખી, તેજ દુર્ગમાં અનેક સખીઓ સમેત કેદ પડી છે અને હું તેના વિરહમાં આમ ભટકું છું.

રાજા બોલ્યો કે હે સખી! મને બે સંદેહ ઉપજે છે. એક તો એ કે, તું પોતાની પ્રાણપ્યારી સખીને છોડી કેમ ચાલી આવી? બીજું, જે રાજાનું તું નામ લેછે કે રાજપુત્રીએ તેને પતિ માન્યો છે તે હૈહય નામી એકવીર રાજા હું છું. તો કહો એવો સંયોગ કેમ થયો; જો યથાસ્થિત એ વાત કેહેવામાં આવે તો હું પ્રતિજ્ઞા કરૂં છું કે તે દુષ્ટ દાનવને મારીને તેને બંદીખાનેથી તમારી સખીને છોડાવી લાવીશ.

યશોમતી બોલી કે, સુણો મહીનાથ, મને બાળ અવસ્થામાં એક તપસ્વીએ પ્રસન્ન થઇને મંત્ર શીખવ્યો હતો અને કહ્યું હતું કે, જો તને કાંઇ સંકટ પડે તો આ મંત્ર ભણીને પરમેશ્વરનું ધ્યાન ધરજે; એટલે તે સંકટથી છૂટવાનો ઉપાય સ્વપ્નમાં વિદિત થઇ જશે. મહારાજ! તે રાતનાં મારા મનમાં મોટી ગ્લાનિ પેદા થઇ હતી, ત્યારે મંત્ર ભણી પરમેશ્વરની પ્રાર્થના કીધી. જ્યારે આંખ મળી ત્યારે મને એ ઉપદેશ થયો કે તું ગંગા તટપર જઇને બેસજે, ત્યાં એકવીર રાજા તને આવી મળશે. તું તેને પોતાનો વૃત્તાંત કહેજે. તે રાજા શરણાગતવત્સલ છે. તેથી તે તારા શત્રુને મારી દુઃખ દૂર કરશે. ત્યારપછી જ્યારે મારી આંખ ઉઘડી ગઇ ત્યારે સ્વપ્નનો વૃત્તાંત રાજપુત્રીને કહી સંભળાવ્યો. રાજપુત્રીએ મને આજ્ઞા કરી કે તું શીઘ્ર તે સ્થાનકે જઇ પહોંચ. તે પ્રમાણે સ્વપ્નમાં જે માર્ગ જોવામાં આવ્યો હતો તે માર્ગે થઇ હું બરાબર અહીં આવી પહોંચી છું, અને અત્રે આપનાં ચરણારવિંદનાં પણ દર્શન થયાં. વળી જેવું વૃત્તાંત હતું તેવું બરાબર આપને કહી પણ બતાવ્યું છે. હવે આપનું નામ શું અને આપ કોના પુત્ર છો તે યથાર્થ કહો. રાજા બોલ્યો કે મેં આગમચથીજ કહી દીધું છે કે હું હૈહયવંશી એકવીર નામે રાજા છું; એ તું જાણ. આ સમયે તારૂં અને રાજપુત્રીનું દુઃખ સાંભળીને મારા અંતઃકરણમાં મોટો ખેદ થયો છે.

ત્યારપછી તે રાજાએ મંત્રીના પુત્રને એકાંતમાં જઈને પુછ્યું કે આ વિષે તમારો સમ્મત કેવો છે? આ સ્ત્રી જે વાત કહે છે તે સાચી છે કે એમાં કાંઇ છળકપટ ધારવામાં આવે છે? એની વાત બરાબર હોય તો હવે હમારે કેમ કરવું? મંત્રીનો પુત્ર બોલ્યો કે પૃથ્વિનાથ! સામો અનુમાનથી એની વાત સાચી જણાય છે, પરંતુ સ્ત્રી વિશ્વાસને પાત્ર નથી હોતી એવું નીતિમાં લખ્યું છે, તેમ વગર વિશ્વાસે જગતનો વ્યવહાર પણ નથી ચાલતો; માટે બુધ્ધિવાન લોક પરીક્ષા દ્વારા કામ લે છે. તો આપ એની પરીક્ષા કરી જુવો. જો પરીક્ષા કરવાથી કોઇ પ્રકારનાં છળ છિદ્ર ન જોવામાં આવે તો એ કામ કરવું યોગ્ય છે; કેમકે તેમાં કેટલા ગુણ છે. રાજાને યોગ્ય છે કે, જે કામ કરવા માંડે તેના ગુણ દોષનું તોલન કરવું. જો ગુણ આધક હોય તો કાર્ય કરવું અને અવગુણ અધિક હોય તો તે છોડી દેવું. તો મહારાજ! એ કામમાં ગુણ ઘણા છે. એક એ કે જ્યારથી આપ રાજપર બેઠા છો ત્યારથી કાંઇ યુધ્ધ કરવાનો પ્રસંગ નથી પડયો, તેમજ નથી કોઇ નવો દેશ તમે જીત્યો. રાજાનો પરમ ધર્મ એ છે કે સદૈવ રાજ્યની વૃધ્ધિ કરતા રેહેવું, અને દેશને વધારવામાં સંતોષ ગ્રહણ ન કરવો. યદ્યપિ આપનું રાજ્ય ઘણું વિસ્તીર્ણ છે અને સઘળા રાજા આજ્ઞાકારી છે, પરંતુ કાળકેતુ તામસી પ્રકૃતિવાળો દૈત્યકુળથી ઉત્પન્ન થયો છે તે, આપણા રાજ્યસુ વૈરભાવે વરતે છે તો તેના માનનો ધ્વંસ કરવાનો આ ઘણોજ ઉચિત અવસર છે, કેમકે શત્રુનું અભિમાન તોડયા વગર આપણી શ્રી વધતી નથી.

**શ્લોક.**

समूल घातमघ्नंतः परान्नोद्यांति मानिनः
प्रध्वंसितांधतमस स्तत्रोदाहरणं रवेः

અર્થ—જ્યાં સુધી મનુષ્ય પોતાના સઘળા વેરીઓને મારે નહીં ત્યાં સુધી તેનો વૈભવ વધતો નથી; જેમ સૂર્ય જ્યાં સુધી સઘળા અંધકારને નષ્ટ કરી દેતો નથી, ત્યાં સુધી ઉદય પામતો નથી.

### દોહરો.

શત્રુ હણ્યા વણ શૂર નર, ઉત્તમ યશ નવ જોય;
કીચ કર્યાં વણ ધૂળનો, ઠરે કેમ ત્યાં તોય.

વેરીને વશ કરવાના છ ઉપાય છે. ૧ સંધિ એટલે મિલાપ, ૨ વિગ્રહ અર્થાત્ લડાઇ, ૩ યાન એટલે વેરીપર ચઢી જવું, ૪ આસન અર્થાત્ ચુપ બેસવું, ૫ દ્વૈધીભાવ એટલે એક વેરીની સાથે મળી જઇ બીજાને મારવો, ને ૬ આશ્રય એટલે વેરીને વશ રેહેવું. રાજનીતિ જાણવાવાળાનું મત છે કે જ્યાંસુધી બની શકે ત્યાંસુધી હળિમળિને કામ લેવું; પરંતુ કીર્તિ લડાઇથી અધિક થાય છે. તો હવે આપને ઉચિત છે કે કાળકેતુને રણમાં જીતીને આપની કીર્ત્તિ વધારવી અને રાજપુત્રીને છોડાવવી, કેમકે જેવો રાજા હોવો જોઇયે તેવા આપ છો. જેમકે રાજનીતિમાં લખ્યું છે કે,

### શ્લોક.

बुद्धिशस्त्रःप्रकृत्यंगो धनसंवृत्ति कंचुकः
चारेक्षणो दूतमुखः पुरुषः कोपि पार्थिवः

અર્થ–બુધ્ધિ તે જેનું હથિયાર હોય, મંત્રી મિત્ર, કોશ દેશ ને ગઢ સેના શરીર હોય, મંત્રગોપન કવચ બખતર, ચાર તે ચક્ષુ અને દૂત તે મુખ જેનું હોય એવો, તે રાજા કહેવાય છે.

એ સઘળા ગુણ આપમાં છે, તેટલા માટે હું પોતાનો સમ્મત પ્રગટ કરૂં છું કે, આપ શીઘ્ર લડાઇની તૈયારી કરો. એ પ્રકારની મંત્રીના પુત્રની વાત સાંભળીને રાજા બોલ્યો કે, "તમે જે આ સખીની વાતની સાચવટની પરીક્ષા કરી લેવાનું કહ્યું છે તે કેવી રીતે કરવી?"

મંત્રીના પુત્ર બોલ્યો કે, "પરીક્ષાને માટે સુધો ઉપાય તો એ છે કે, તેણે કહ્યું હતું કે મને મંત્રબળથી સંપૂર્ણ વૃત્તાંત વિદિત થયો છે. તો તે જો એ મંત્ર આપને બતાવી દે અને તે ભણવાથી આપને સઘળો વૃત્તાંત વિદિત થાય તો જાણિયે કે એ સાચી ને નિષ્કપટ છે. વળી એથી આપને એક અનુભવ ચમત્કાર પણ મળી જશે."

આ વાત રાજાને બહુ ગમી. પછી રાજા અને મંત્રી પુત્ર, યશોવતી સહિત પોતાની રાજધાનીમાં ગયા. ત્યાં જઇ રાજાએ યશોવતીને કહ્યું કે, "હે સખી, તારૂં દુઃખ જોઇ અને રાજપુત્રીને કેદમાં પડેલી સાંભળી મને મોટો શોચ થાય છે. પરંતુ તે સ્થાન મેં દીઠું નથી, તેમજ કાળકેતુનું બળપૌરૂષ પણ વિદિત નથી. જેમ તેં મંત્રબળથી મારૂં વૃત્તાંત જાણી લીધું છે, તેમજ જો મને જણાઇ આવત તો હું તેજ પ્રકારનો પ્રબંધ કરી અહીંથી યાત્રા કરત." એવું સાંભળી યશોવતી બોલી કે, "તે પરમ દુર્લભ મંત્ર જે મને દત્તાત્રય સ્વામીએ આપ્યો છે તે આપને હું બતાવી દઉં છું. તેનો આપ વિધિપૂર્વક જપ કરો, તેથી સંપૂર્ણ માર્ગ અને વેરીનો કોટ, સેના અને વેરી આપને સ્વપ્નમાં દેખા દેશે અને જે થવાનું હશે તેપણ વિદિત થઇ જશે." નિદાન તેણીએ મંત્ર બતાવી દીધો. રાજાએ તેનો વિધિપૂર્વક જપ કીધો. એટલે તેને સ્વપ્નમાં પોતાના સ્થાનથી ત્યાંસુધીનો માર્ગ, શત્રૂનો કોટ, તેનું સઘળું સૈન્ય નજરે પડયું. વળી સ્વપ્નમાં કોઇ સ્વર્ગદૂતે એ પણ કહી દીધું કે, આપનો શીઘ્ર વિજય થઇ જશે. જ્યારે રાજા સુઇ ઉઠયો ત્યારે મંત્રીને સઘળો વૃત્તાંત જણાવી, ચતુરંગિણી સેના સહિત યશોવતીને સાથે લઇને કાળકેતુના નગરપર ચઢી ગયો. જ્યારે તે નગર થોડું દૂર રહ્યું ત્યારે તે રાજધાનીના દૂતો, રાજા એકવીરને સેના સમેત જોઇ ભયથી વિકળ થઈ પોતાના રાજા કાળકેતુની પાસે ગયા. તે વખતે કાળકેતુએ એકાવળી રાજપુત્રીને હાથ જોડી સમજાવી રહ્યો હતો. દૂત બોલ્યા કે, "મહીનાથ! યશોવતી સખી, જે અહીંથી ચાલી ગઈ હતી તે ચતુરંગિણી સેના સહિત વીરપુરૂષની સાથે આવે છે. તે રાજપુત્રનું તેજ સૂર્ય પેરે પ્રકાશિત છે. આપ રાજપુત્રીનો સ્નેહ છોડી યુદ્ધની તૈયારી કરો. હાલ તે સેના અહીંથી બાર કોશપર છે." એ પ્રકારે દૂતની વાણી સાંભળી કાળકેતુ એકાવળી રાજપુત્રી પ્રત્યે બોલ્યો કે, "કહો, એ કોણ રાજા સેના સમેત આવે છે? જો કદાચ તમારા પિતા આવતા હશે તો હું તેમની સાથ યુદ્ધ નહિ કરૂં,

પણ શિષ્ટાચારથી મળીશ. જો બીજો કોઈ હશે તો માર્યા વગર નહિ છોડું." રાજપુત્રી બોલી કે, "હું તો તમારા બંધનમાં પડી છું, મને શું માલમ કે કોણ આવે છે?"

ત્યાર પછી કાળકેતુ સૈન્ય સજ્જ કરીયુદ્ધને માટે તૈયાર થયો. જ્યારે રાજાની સેના નગરની નિકટ આવી પહોંચી ત્યારે દૂતોએ કહ્યું કે, "વૈરીની સેના પાસે આવી પહોંચી છે." ત્યારે કાળકેતુ, રાક્ષસો સમેત નગર બહાર નિકળ્યો. મહા ઘોરસંગ્રામ થયો. અંતે રાજા એકવીરે કાળકેતુને એક એવી ગદા મારી કે તે રાક્ષસ પૃથ્વીપર પડ્યો અને નિષ્પ્રાણ થઈ ગયો. તેની સાથના જેટલા રાક્ષસો બચ્યા તે સઘળા નાહાસી ગયા. ત્યારે એકાવળી રાજ-પુત્રીની પાસે યશોવતી ગઈ અને બોલી કે, "મહારાજ એકવીરે મહા ઘોરસંગ્રામ કરી દુષ્ટ કાળકેતુને માર્યો અને તમારૂં મુખ જોવા સૈન્યના મધ્યમાં ઉભા છે. તમે તો પ્રથમથીજ તેને પતિ ભાવે માન્યો છે, તો ચાલો અને પરસ્પર અવલોકન કરો." રાજપુત્રી બોલી કે, "ખરેખર મહારાજને હું પતિભાવે ભજું છું અને મારા પિતાનો પણ એજ સંકલ્પ છે. પરંતુ હાલ હું કુમારી અને કન્યાભાવને પ્રાપ્ત છું તેથી, મારા પિતાના દાન દેવા વગર મારે રાજપુત્રને મળવું એ અનુચિત છે. એટલા માટે રાજપુત્રને સમજાવો કે થોડી વાર ધીરજ ધારણ કરે અને મને મારા પિતાની પાસ પહોંચાડે અને પછી વિહિત રીતિથી મારો પાણિ ગ્રહણ કરે." મંત્રી પુત્રીએ તે પ્રમાણે રાજપુત્રને કહ્યું કે, "મહારાજ, રાજપુત્રી આપને આધીન થઈ ચુકી છે, પરંતુ ઉચિત તો એજ છે કે પ્રથમ રાજપુત્રીને તેના પિતા પાસ પહોંચાડવી; પછી વિધિપૂર્વક વિવાહથી ગ્રહણ કરવી." એ વાત યથોચિત સમજી રાજાએ તે માન્ય કરી.

ત્યાર પછી તે નગરમાં મનાદી ફરવી કે જેની મરજીમાં આવે તેણે રાજાની મુલાકાત લેવી, અને કોઈ પ્રકારનું ભય ન રાખવું. એવી રાજાની આજ્ઞા સાંભળી ત્યાંના મંત્રી અને પ્રધાનમંડળ, કાળકેતુના પુત્રને આગળ કરી અને ભાતભાતના અમૂલ્ય મણિરત્ન ભેટ તરીકે સુવર્ણની થાળીઓમાં ભરી રાજા એકવીરને શરણે આવ્યા. રાજપુત્રે

એકવીરને પ્રણામ કરી સંપૂર્ણ ભેટ આગળ મુકી દીધી અને રાજાએ તે રાજપુત્રને પોતાના ખોળામાં બેસાડયો; અને કહ્યું કે, "હે પુત્ર! તું અભય રહે અને આ રાજ્યનો તને રાજા કરિયે છિયે; પરંતુ નીતિ અને ધર્મથી રાજ કરવું અને હમારી આજ્ઞા પ્રતિપાલન કરવી. આજ દિનથી રાક્ષસી પ્રકૃતિ છોડી દજે." એવી વાત સાંભળી મંત્રીઓએ કહ્યું કે, "મહારાજ, રાજકુંવરની એવી ઇચ્છા છે કે આપ રાજમંદિર સુધી પધારી આપના કરકમળથી એને ગાદીપર બેસાડો;અને જેવી શિક્ષા જણાવો તે પ્રમાણે વર્ત્તવામાં આવે તે જૂવો. એવી વાત સાંભળી રાજાએ પોતેજ જઈ તે બાળકને રાજગાદીપર બેસાડયો અને સારા સારા રાજનીતિ અને ધર્મશાસ્ત્રના જાણવાવાળા મંત્રીઓને રાજકાજ સોંપી, રાજપુત્રી અને યશોવતી આદિ સઘળી સખીઓનેપાલખીપર ચઢાવી, વિજય જયનો ડંકો બજાવતા સેના સમેત રાજા રૈભ્યના નગર ભણી ચાલ્યો. અને કેટલેક દિવસે સર્વે ત્યાં આવી પહોંચ્યા, ને રાજા રૈભ્યને બોલાવી તે રાજપુત્રી સોંપી દીધી. પછી યશોવતીએ સંપૂર્ણ વૃત્તાંત રૈભ્યને કહી સંભળાવ્યો. રૈભ્યે મંત્રીઓ સમેત એકવીર રાજાનાં પૌરૂષ અને વીરતાની પ્રશંસા કીધી, અને ઉપકારનો ધન્યવાદ આપી પોતાને કૃતાર્થ માન્યો. હવે શુભ મુહૂર્ત જોઇ એકવીર રાજપુત્રની સાથે એકાવળીનો વિવાહ કરી. યશોવતી સખી સમેત અનેક પ્રકારની પહેરામણી કરી પોતાની રાજપુત્રીને વિદાય કરી. રાજા એકવીર, એકાવળી રાજપુત્રી પામી ઘણો હર્ષિત થયો. ત્યારથી એકવીરની રાજ્યશ્રી દિનપરદિન વધતી ચાલી અને સંપૂર્ણ દેશ તેને આધીન થયો. રાજા એકવીરનો પુત્ર કૃતવીર્ય થયો, તેણે પણ પોતાના પિતાની પેઠેજ રાજ્ય કર્યું હતું. કૃતવીર્યનો પુત્ર કાર્તવીર્યાર્જુન ચક્રવર્તી રાજા થયો હતો, કે જેણે લંકાના રાજા રાવણને પણ બાંધી રાખ્યો હતો, જેને પાછળથી પુલાસ્ત મુનિના કેહેવાથી છોડયો હતો.

---

## તરંગ ૬ ઠો.

### યથાર્થ નિર્ણય અને ન્યાય કરવા વિષે.

સૌરાષ્ટ્ર દેશમાં નીતિપાળ નામે એક રાજા થઇ ગયો છે. તે ચૌદવિદ્યાનો ભંડાર અને રાજનીતિમાં નિપુણ હતો. તે પોતાની પ્રજાને પુત્ર સમાન પાળતો અને ગુણીઓનો ગુણ જાણનારો હતો. તેમજ સહુનું યથોચિત સન્માન કરતો અને દુષ્ટ દુરાચારિઓને ઘટતો દંડ દેતો હતો. તે ન્યાય કાર્યમાં હંસની પેઠે એવો વિચક્ષણ હતો કે દૂધનું દૂધ ને પાણીનું પાણી અલગ કરી આપતો. તેના રાજમાં કશી મર્યાદા અથવા આચારની વિરૂદ્ધ કોઇ કર્મ થવા પામતું ન હતું. પુત્ર પિતાની સેવા, સ્ત્રી પતિની સેવા, અને સેવક સ્વામીની સેવા અને આજ્ઞા પ્રતિપાલનમાં ભક્તિ શ્રદ્ધા સમેત તત્પર રહેતાં હતાં, અને જેમ ઉંચ વર્ગવાળા, નીચ વર્ગવાળાને પોતાના સેવક સમજીને પ્રીતિ રાખે છે, તેમ નીચ વર્ગવાળા ઉંચ વર્ગવાળાને પોતાના સેવ્ય અને સ્વામી સમજી માન્ય રાખતા, અને મર્યાદાપૂર્વક તેમનાથી ડરતા રહેતા અને કોઇના મુખમાંથી અપ્રિય અથવા અસત્ય વચન નીકળતું નહોતું. જો કોઇથી જોગજોગે તેમ બની જતું તો ન્યાય સભાથી તેનો દંડ થતો હતો. કોઇનું ધન ચોરાઇ જતું તો તેટલું તેને તેજ વખતે રાજકોશમાંથી મળતું હતું. ચોરોને અનેક અનેક ઉપાયથી કઠિન દંડ દેવામાં આવતો હતો, તેમજ વ્યભિચાર કર્મને માટે પણ કઠિન દંડ ઠરાવવામાં આવ્યો હતો. તે કારણથી કોઇ ઠેકાણે ચોરી ને વ્યભિચારનું નામ માત્ર પણ સંભળાતું ન હતું.

વળી તેણે પોતાના રાજના સઘળા વિભાગોમાં અનેક ન્યાય સભા સ્થાપન કરી હતી અને તે સઘળીની ઉપર રાજાની મુખ્ય રાજધાનીમાં સર્વોપરિ ન્યાય સભા હતી. તેમાં રાજા બે પ્રકારે ન્યાય કરતો. એક તો ખુલ્લી કચેરીમાં વ્યવસ્થાનુસાર સહુની અરજી સાંભળતો અને બીજી ન્યાય

સભા એક પુષ્પવાટિકામાં હતી, ત્યાં રાજા એકલો બેસીને એકલા આવેલા પ્રાર્થકને બોલાવીને તેનો અર્થ અને દુઃખસુખ પુછતો; અને ન્યાય પણ છુપી રીતે કરતો. એ કારણથી તેનું નામ એકાંતસભા રાખવામાં આવ્યું હતું. પરંતુ તેમાં રાજાની એવી આજ્ઞા હતી કે જેની પાસ પત્ર અથવા સાક્ષી આદિ પુષ્ટ પ્રમાણ વિદ્યમાન હોય તે ખુલ્લી કચેરીમાં પોતાનું કાર્ય પ્રકાશિત કરે. તેથી એમ થતું કે જે પ્રાર્થક પાસ પુરાવા હોય તે ખુલ્લી કચેરીમાં જતો અને જે સઘળે પ્રકારે અશક્ત હોય તે એકાંતસભામાં જતો અને રાજાને પોતાની વાત જણાવતો હતો. વળી ઉક્ત મહારાજાની એવી દૈવીબુદ્ધિ અને સમજ હતી કે તુરત કાર્યની સાચી જુઠી વાત જાણી જતો. વળી કાર્યની વાસ્તવિક વ્યવસ્થા વિદિત થવાનું કારણ દૈવીબુદ્ધિ ઉપરાંત એ પણ હતું કે, રાજા એવા એવા ગુપ્ત ભેદુઓ અને ચતુર ચાર રાખતો હતો કે તે ક્ષણક્ષણ માત્રનો સર્વ વૃત્તાંત રાજાને કાને બરાબર નાખતા હતા અને તે ચારોને રાજા પોતાના હાથથી પગાર અને ઇનામ આપતો હતો. તેઓ મહારાજાના ભૃત્ય છે એમ કોઇ જાણતું નહીં, તેમજ તે ભેદુઓ પણ પરસ્પર એક બીજાને જાણતા ન હતા કે, એ મહારાજાના ભૃત્ય છે. એજ પ્રમાણે પ્રત્યેક ભેદુને રાજાની આજ્ઞા હતી કે જો તારો ભેદ બીજો કોઈ જાણી જશે તો તને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવશે. એ કારણથી તેઓ અનેક પ્રકારના ભેખથી છુપા રહેતા હતા. કોઇ યોગી વૈરાગી બની રહે, તો કોઇ બહુરૂપી, કોઈ ગવૈયો, કોઇ પંડિત, કોઇ કવિ અને કોઇ વેપારી બની ફરતા; અને એવી એવી વસ્તુઓ વેચતા કે જે ખરીદનારા ઘણા લોક આવે, જેવી કે ભાંગ ગાંજો ઇત્યાદિ.

એ પ્રકારે રાજાને પોતાના દેશની વ્યવસ્થા ક્ષણક્ષણ માત્રની વિદિત થતી. રાજા નીતિપાળની એવી પ્રતિજ્ઞા હતી કે અમારા દેશમાં કોઇ મનુષ્ય અન્યાયથી પીડા પામે નહીં. એટલા માટે રાજા પોતે પણ વેશ બદલી ઘુમ્યા કરતો, અને રાત દિવસ તેનું ધ્યાન યથાર્થ ન્યાય કરવામાં રહેતું હતું.

એક દિવસ રાજા નીતિપાળ પુષ્પવાટિકાની નીતિસભામાં બિરાજમાન થઇ અરજદારોની અરજી સાંભળી રહ્યો હતો તે વખતે એક દરિદ્રી ક્ષેમશર્મા નામે બ્રાહ્મણે ત્યાં જઇને દુહાઇ પોકારી અને કહ્યું કે, "પૃથ્વીનાથનો જય થાઓ. હું ન્યાયનો યાચક આપને શરણે આવ્યો છું તેને ન્યાયરૂપી જળથી શીતળ કીજીયે."

"રાજા બોલ્યો કે, તમારી શી ફરીયાદ છે?" ક્ષેમશર્માએ કહ્યું કે, "માહારાજ મારી સંકલ્પની ધરતી ગામના ઠાકોરોએ છીનવી લીધી છે અને જે મારી પાસે ખેતરનું દાનપત્ર હતું તે પણ મારી પાસેથી લઇને આગમાં બાળી નાખ્યું છે. હવે હું વૃત્તિહીન થઇ ભૂખે મરૂં છું." રાજાએ પુછ્યું કે, તે સ્થાનમાં જે અમારી ન્યાયસભા છે તેમાં તમે અરજ નથી કરી?" ક્ષેમશર્મા બોલ્યો કે, "મહારાજ, મેં ત્યાં અરજ તો કરી હતી પણ સાક્ષી પુરાવો ન હોવાના કારણથી ત્યાંથી હારી બેઠો છું. કેવળ તેજ ધરતી અમારી જીવિકા હતી, તેનાથીજ કુટુંબનું પાલન પોષણ થતું હતું, તે હવે અમે સર્વે તેના જતા રહેવાથી ભુખે મરીયે છીયે." રાજાએ તેનું નામ ગામ સઘળું લખી લીધું અને કહ્યું કે, "તમે જાઓ અને કેટલાએક દિવસ તે ખેતરપર જવાનું રોજ ચાલુ રાખજો અને દુહાઇ બુવાઈની વાતો કર્યા કરજો. થોડા સમયમાં તમારો ન્યાય થઈ જશે, પરંતુ અમારી પાસે તમે આવી ગયા છો એ વાત તમારા ઘરનાને કે કોઇને પણ કહેવી નહિ.

આખરે ત્યાંથી ક્ષેમશર્મા વિદાય થઈ પોતાને ઘેર આવ્યો અને રોજ ખેતરપર રોદણાં રડે? અને ઠાકોરોને ભલી ભુંડી સંભળાવે. કેટલાક દિન પછી રાજા નીતિપાલ દેશાટન કરતો કરતો અને રાજ્યાધિકારીઓને શિક્ષા દેતો દેતો જે સ્થળમાં પેલા બ્રાહ્મણ ક્ષેમશર્માની ધરતી હતી તેની પડોસમાં આવી પહોંચ્યો. રાજાની સેના ત્યાં ઉતરી અને રાજાએ પડાવ નાખ્યો. રાત્રીને સમયે રાજાએ ક્ષેમશર્માનું ખેતર જોઈ લીધું. એક દિવસ રાજા તેજ ખેતરપર થઇને શિકારે ગયો. જ્યારે

તે ત્યાંથી પાછો ફર્યો ત્યારે તે ખેતરપર ઊભો રહીને રાજાએ સાથીઓને કહ્યું કે, આજ ખેતરમાં અમારી એક "વસ્તુ, મોંઘા મૂલ્યની ખોવાઇ ગઇ છે તેની શોધ કરાવો. એટલું કહીને રાજા તો પોતાની સેના સહિત ચાલતો થયો." જે સિપાઇઓ રહી ગયા હતા તેમણે ગામના ઠાકોરોને બોલાવીને શોધ ખોળ કરાવી, પણ તેમાંથી કાંઇ વસ્તુ મળી નહિ. ત્યારે તે માણસોએ જઇ રાજાને કહ્યું કે, મહારાજ આપની વસ્તુ મળતી નથી. રાજાએ હુકમ કર્યો કે તે વસ્તુ તેજ ખેતરમાં પડી ગઇ છે, જેનું ખેતર હશે તેને અવશ્ય મળી હશે, તેટલા માટે ત્યાંના લોકોને સૂચના કરો કે જો ત્રણ દિવસમાં અમારી વસ્તુ લાવી નહિ આપો તો ગામ છીનવી લેવામાં આવશે અને ખેતરનો ધણી જે બહુધા તે ખેતરપર રહેતો હશે તેને જન્મસુધી બંદીખાને નાખવામાં આવશે.

આવો હુકમ થવાથી ઠાકોરોએ ઘણી શોધ કરી, પરંતુ તે વસ્તુ ન મળી ત્યારે સઘળા એકઠા મળી વિચાર કરવા લાગ્યા કે, "ગામ પણ છીનવી લેવામાં આવશે ને જન્મ પર્યંત બંદીવાનની દશા ભોગવવી પડશે; ત્યારે તેમાંનો એક બોલ્યો કે, તો હવે શું ઉપાય કરવો"? મારૂં મત તો એમ છે કે, ક્ષેમશર્મા બ્રાહ્મણ રાતદહાડો તે ખેતરમાં ઘુમ્યા કરે છે અને સહુને ભલી ભુંડી સંભળાવે છે, અને શાપ દયાં કરે છે તો તેનું નામ લખીને એવી મતલબની એક અરજી આપિયે કે, "ક્ષેમશર્માની એ ધરતી છે અને તે રાત-દાહાડો તે ખેતરમાં રહ્યાં કરે છે તેને તમારી વસ્તુ જડી હશે. "જ્યારે તે રાજાની વસ્તુ માગતાં છતાં નહિ આપી શકે ત્યારે જીવે ત્યાં સુધી સહકુટુંબ બંદીખાનામાં પડયો પડયો માંખો માર્યા કરશે, તો વગર ઓસડે આપણી વ્યાધિ મટી જશે, અને આપણું ગામ પણ બચી જશે. એ વાત સાંભળી, જેટલા માણસો ત્યાં હતા તે સઘળા બોલી ઉઠયા કે, વાહવા ! ખૂબ કરી; રંગ છે રંગ. એમાં બે વાતનો લાભ છે: એક તો પેલો બ્રાહ્મણ નિત્ય મરણ મસાણ

કર્યા કરે છે તે વગર પરિશ્રમે બંધાયો જશે ને બીજું આપણું ગામ બચશે." એ પ્રકારે સઘળા ઠાકોરોએ સોચ વિચાર કરી તેજ આશયનું નિવેદન પત્ર મહારાજની સન્મુખ પ્રવેશિત કર્યું. તેમાં લખ્યું હતું કે, "પૃથ્વીનાથ! અમ લોકોએ બહુ શોધ કરી, પરંતુ તે વસ્તુ મળતી નથી, તેનું કારણ એછે કે, તે ધરતી ક્ષેમશર્મા બ્રાહ્મણને સંકલ્પમાં મળી છે અને તે રાત દિવસ તે ખેતરમાં રહ્યાં કરે છે. તેથી જણાય છે કે, તે તેને હાથ આવી હશે. તેથી આપને પ્રાર્થના કરિયે છૈયે કે અમ લોકને છોડી દઇ તેની પાસે તે વસ્તુ માગી લેશો તો તે અવશ્ય મળશે." રાજાએ કહ્યું કે બહુ સારૂં, તમે સઘળા પ્રાર્થના પત્રપર હસ્તાક્ષર લખી પોત પોતાને ઘેર ચાલ્યા જાઓ, અને તે બ્રાહ્મણને પકડીને મોકલી દો તો તમને છોડી દેવામાં આવશે.

ત્યારપછી ઠાકોરોએ ક્ષેમશર્માને પકડી રાજા પાસે મોકલી દીધો. ત્યારે રાજાએ હુકમ કર્યો કે એને પેહેરામાં રાખો. આવતી કાલે કચેરીમાં હાજર કરજો. તેજ રાતના રાજાએ ક્ષેમશર્માને એક હીરે જડેલી અંગુઠી આપી અને સમજાવ્યો કે તમારે કચેરીમાં એમ કહેવું કે મને સાત દિનની મેહેતલ આપો તો હું શોધીને તે વસ્તુ લાવી આપું. પછી સાત દિન વીતે તે વીટી ખુલ્લી કચેરીમાં અમને આપજો. જ્યારે રાજાએ બીજે દિવસે ખુલ્લી કચેરીમાં ક્ષેમશર્માને બોલાવીને પૂછ્યું કે જેમાં અમારી વસ્તુ ખોવાઇ ગઈ છે તે તમારૂં ખેતર છે? ત્યારે ક્ષેમશર્મા બોલ્યો કે, હા પૃથ્વીનાથ, તે મારૂં ખેતર છે. રાજાએ કહ્યું કે તમારા ગામના ઠાકોર કહે છે કે, અમારી વસ્તુ તમને જડી છે. જો તમે પોતાનું ભલું ચહાતા હો તો તે વસ્તુ લાવી આપો, નહિતો જન્મ સુધી તમારે પરિવાર સમેત બંદીગ્રહમાં રહેવું પડશે. ક્ષેમશર્મા બોલ્યો કે, પૃથ્વીનાથ, મને તે વસ્તુ નથી મળી, પરંતુ જો મને સાત દિનનો અવકાશ મળે તો હું શોધી ખોળીને પોતાના પ્રભૂની વસ્તુ અવશ્ય લાવી આપીશ. ત્યારે રાજાએ તે ગામના ઠાકોરોને

બોલાવી કહ્યું કે, આને સાત દિનની છુટ્ટી આપવામાં આવે છે અને તમને આજ્ઞા કરવામાં આવે છે કે તમારે એનાપર ચોકસી રાખવી ને એને જોતા રેહેવું કે એ બ્રાહ્મણ નહાસી ન જવા પામે; કેમકે ખોવાયલી વસ્તુ અમારી અમૂલ્ય છે. એમ ન થાય કે એ લઈને બીજા દેશાંતરમાં પલાયન કરી જાય. જો સાત દિનમાં ક્યાંય નાહાસી જશે તો તેમને ભારી શિક્ષા કરવામાં આવશે, માટે તમારે એને સાતમે દહાડે હમારી સન્મુખ હાજર કરવો. પછી તમારૂં કાંઈ પ્રયોજન નહિ.

એવો રાજાનો હુકમ મળવાથી ક્ષેમશર્માપર ચોકસી રાખવાને ઠાકોરોએ કેટલાએક માણસો રાખ્યાં કે તે ઘર ને ખેતર છોડી ક્યાંહી જવા ન પામે. એમ ક્ષેમશર્માની પુઠે રાતદહાડો માણસ લાગ્યાં રહેતાં, સાતમે દહાડે તેને પકડીને ફરી રાજાની સામે ઉભો કીધો. રાજાએ પુછ્યું કે, "અમારી વસ્તુ મળી?" ક્ષેમશર્મા બોલ્યો કે, હે પૃથ્વી-નાથ, મેં ઘણી શોધ કરી, પરંતુ તે વસ્તુ તો નથી મળતી. કેવળ એક નાની સરખી વીંટી મળી છે." રાજાએ વીંટી લઇ લીધી ને કહ્યું કે અમારી વસ્તુ એજ છે. પછી એવી આજ્ઞા લખાવી આપી કે અમારી વસ્તુ ક્ષેમશર્મા બ્રાહ્મણના ખેતરમાં ખોવાઇ હતી તે તેણે સાત દિવસમાં શોધી આપી માટે તેને છોડી મુક-વામાં આવે છે; અને તેના પરિશ્રમના બદલામાં રૂપિયા પાંચસો પારિતોષિક તરીકે આપવામાં આવે છે." હવે રાજાની આજ્ઞા-નુસાર પાંચસો રૂપિયા ક્ષેમશર્માને મળ્યા. પછી રાતને સમયે રાજાએ તેને કહી દીધું કે આ કામના કાગળોની નકલો સભા પાસેથી લખાવી લઇ તમારે ઘેર જાઓ. જો તને ખેતર ખેડ-વામાં કોઇ ઠાકોર હવે નિષેધ કરે તો આ પત્રોના પ્રમાણથી તે સ્થાનના ન્યાયાધીશને નિવેદન કરશો તો તે તમારૂં ખેતર તમને અપાવશે. પછી બીજે દિવસ ક્ષેમશર્માએ એવી પ્રાર્થના કરી કે મારા ગામના ઠાકોરોએ જે નિવેદનપત્ર પ્રવેશિત કર્યું છે તે, તેમજ મારા છૂટવા અને પારિતોષિકની આજ્ઞા સંબંધી પત્રોની નકલો મને રીત્યનુસાર રાજમુદ્રાથી મુદ્રિત થયલી મળવી જોઇએ.

તે પ્રમાણે તેને રીત્યનુસાર સંપૂર્ણ કાર્ય પ્રવૃત્તિ સંબંધી પત્રોની નકલ સાક્ષાત્ રાજાના હસ્તાક્ષર અને મુદ્રાંકથી મુદ્રિત થયલી મળી, અને તે રાજાને આશિર્વાદ આપી પોતાને ઘેર ચાલતો થયો; અને રાજા નીતિપાળ પણ તેજ દિવસે સૈના સમેત પોતાની રાજધાનિમાં ગયો.

જ્યારે ક્ષેમશર્મા ખેતર ખેડવા લાગ્યો ત્યારે ઠાકોરોએ રોકયો, અને નિષેધ કર્યો. ત્યારે ક્ષેમશર્માએ કહ્યું કે, જ્યાં સુધી રાજસભાથી હુકમ નહિ મળે, ત્યાં સુધી અમે તમારૂં કહ્યું માનીશું નહીં. છેલ્લે ઠાકોરોએ ન્યાયાધીશની કોરટમાં અરજી આપી કે, ક્ષેમશર્મા બ્રાહ્મણ તો પેહેલાં આ કચેરીમાં હારી ચુકયો છે, ને તે બળાત્કારે મના કરેલું ખેતર ખેડે છે. ન્યાયાધીશે ક્ષેમશર્માને બોલાવીને પુછયું કે, તમે કેમ અઘટિત પ્રકારે બીજાનું ખેતર ખેડો છો? તેણે કહ્યું કે, અમારૂં ખેતર છે ને અમે ખેડીએ છૈયે. ન્યાયાધીશે કહ્યું કે તમારી પાસે કાંઇ પ્રમાણપત્ર નથી. ત્યારે ક્ષેમશર્માએ તે રાજમુદ્રાંકિતપત્ર ન્યાયાધીશની સન્મુખ રજુ કીધો. ન્યાયાધીશે તે વાંચીને ઠાકોરોને કહ્યું કે, તમે લોકો બહુ દુષ્ટ ને પ્રપંચી છો. તમે સાક્ષાત્ પૃથ્વીનાથની સન્મુખ જે સમયે તમારા ગામમાં મહારાજની વસ્તુ ખોવાઇ હતી ત્યારે અરજી આપી હતી કે, જ્યાં પૃથ્વીનાથની વસ્તુ પડી ગઇ છે તે ક્ષેમશર્માની ધરતી છે; અને તેણે શોધીને મહારાજની વીટી આપી હતી; અને જેના બદલામાં તેને પારિતોષિક મળ્યું હતું. તે સઘળી વાત આ રાજમુદ્રાંકિત પ્રમાણપત્રમાં લખી છે. તો ક્ષેમશર્મા એ ખેતરના ધણી છે. જો કદિ એને સતાવશો તો તમને કઠિન દંડ દેવામાં આવશે. એ પ્રકારે ન્યાયાધીશની સભામાંથી હારીને ઠાકોર લોકો લજ્જિત થઇ પોતાને ઘેર બેઠા. અને ક્ષેમશર્મા પોતાની ધરતી મેળવી આનંદ કરવા લાગ્યો: રાજાનો યશ પૃથ્વીમાં છવાઇ રહ્યો અને લોકને એવો ડર લાગ્યો કે અનુભવ જ્ઞાની રાજા સહુની સાચી જુઠી જાણી જાય છે. જે કોઇ અન્યાય કરશે તે દંડને પામશે. એ પ્રકારે જ્યારે સઘળી પ્રજામાં રાજાનો

ઠર બેસી ગયો ત્યારે રાજાના રાજમાંથી અન્યાય અને અસત્કર્મ ઉડી ગયાં અને સઘળાં મનુષ્ય સુમાર્ગપર ચાલવા લાગ્યાં.

## બે મિત્રની વાર્તા.

બે માણસો પરદેશ જતા હતા ત્યાં વાટમાં એક થેલી પડેલી મળી, તેને ખોલીને જોઇ તો તેમાં હજાર રૂપિયા ને બે મણિ હતાં; તે બન્નેએ અડધો અડધ એટલે પાંચસો પાંચસો રૂપિયા અને એક એક મણિ વહેંચી લીધું. એક બોલ્યો કે હું તો હવે પરદેશ નહિ જાઉં, કેમકે મારૂં પ્રયોજન પાર પડ્યું. બીજાએ કહ્યું કે ભાઇ, હું હાલ પાછો નહિ ફરૂં, પણ તમે મારા પાંચસો રૂપિયા અને આ મણિ લેતા જજો, અને મારી સ્ત્રીને આપજો. હવે તેણે પાંચસો રૂપિયા તો તે સ્ત્રીને આપ્યા, પરંતુ મણિ ન આપ્યું. જ્યારે પેલો કેટલેક દહાડે પરદેશથી આવ્યો અને પોતાની સ્ત્રીને પૂછ્યું કે, મેં એક મણિ અને પાંચસો રૂપિયા તારાપર મોકલ્યા હતા તે તને મળ્યા છે? તેણીએ કહ્યું કે પાંચસો રૂપિયા તો મને મળ્યા છે, પરંતુ મણિ મળ્યું નથી. ત્યારે તેણે પોતાના સાથીને કહ્યું કે તમે મારી સ્ત્રીને મણિ કેમ નહિ આપ્યું? તેણે કહ્યું કે મેં તો મણિ ને રૂપિયા બન્ને એકસાથેજ આપી દીધાં છે; તમારી સ્ત્રી જુઠું બોલે છે. તે સાંભળી તેણે પોતાની સ્ત્રીને દમ દીધો કે તું કેમ જુઠું બોલે છે! એણે તો તને મણિ આપ્યું છે. મણિ લાવી આપ, નહિ તો તારી વાત તું જાણીશ. તે દુખિયારી રડતી રડતી ન્યાય સભામાં ગઇ અને ત્યાં તેણે પ્રાર્થના કરી કે મને મિથ્યા કલંકથી મુક્ત કરો. ન્યાયકર્ત્તાએ પ્રતિવાદીને બોલાવીને પુછ્યું કે, તેં એને મણિ કેમ નહિ આપ્યું? તેણે કહ્યું કે મેં તો તેજ વખત આપ્યું હતું. ન્યાયકર્ત્તાએ પુછ્યું કે જ્યારે તેં આપ્યું ત્યારે બીજું કોઇ ત્યાં હતું? તેણે કહ્યું કે બે માણસ મારા સાક્ષી છે? ત્યારે ન્યાયકર્ત્તાએ તે સાક્ષીઓને પણ બોલાવ્યા. એ સાક્ષીઓને લાંચ આપી શિખવી મૂકયા હતા; તેથી જ્યારે ન્યાયકર્ત્તાએ તેમને પુછ્યું કે તમારી સ-

-મુખ પ્રતિવાદીએ આ બાઈને મણિ આપ્યું તે તમે જોએલું કે? તેઓ બોલ્યા કે હા. તે ઉપરથી ન્યાયકર્ત્તાએ તે સ્ત્રીને હરાવી દીધી.

પછી તે સ્ત્રી ગભરાઈને રાજાને શરણ ગઈ અને કહેવા લાગી કે, મારા ઉપર મોટો અન્યાય ગુજરે છે, તેમાંથી મુક્ત કરો. રાજાએ કહ્યું કે ન્યાયકર્ત્તાની પાસ કેમ નથી જતી? સ્ત્રી બોલી; કે મહારાજ, ન્યાયકર્ત્તા તો મને મિથ્યાજ હરાવી ચુક્યા; પણ હવે આપ મારૂં કાર્ય તપાસો. રાજાએ તે કામના કાગળપત્રો મંગાવ્યા અને સાક્ષિઓને બોલાવી પુછ્યું કે, મણિ તમારી સન્મુખ આપ્યું છે કે? તેમણે કહ્યું કે હા. ત્યારે રાજાએ તેમને પુછ્યું કે મણિના આકારની તો તમને સ્મૃતિ હશે? તેમણે કહ્યું કે, હા મહારાજ, અમને સારી રીતની સ્મૃતિ છે. ત્યાર પછી રાજાએ એક જાતની માટી મંગાવી થોડી થોડી સહુને આપી ને કહ્યું કે તમે સઘળા જેવું મણિ હતું તેવુંજ મટોડીનું મણિ બનાવી લાવો. તે સઘળાની સાથ એક એક સિપાઇ પણ આપ્યો કે, એક બીજાને મળવા ન પામે. હવે જેની પાસે મણિ હતું તેણે તો મણિનો જેવો હતો તેવો આકાર બનાવ્યો, પણ બન્ને સાક્ષીઓ તો જુદા જુદા પ્રકારનાં નાનાં મોટાં બનાવી લાવ્યા. કેમકે તેમણે તો મણિ દીઠેલો પણ નહિ એટલે શું બનાવે? પેલી સ્ત્રીએ તો કહ્યું કે હું તો મણિ કેવું હોય તે પણ જાણતી નથી એટલે કેવી રીતે બનાવું? એવું સાંભળી રાજાએ પ્રતિવાદીને બોલાવી કહ્યું કે, તે આ સ્ત્રીને મણિ આપ્યો નથી, મણિ તારી પાસે છે અને તારા સાક્ષીઓ શીખવી આણેલા છે; માટે સિધો સિધો એનું મણિ એને આપી દે, નહિ તો તને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવશે. એવું સાંભળી તેણે તરત મણિ આપી દીધું અને જુઠા સાક્ષીઓને રાજાએ યથોચિત શાસન કીધું. પેલી સ્ત્રી ન્યાય મળવાથી આશિર્વાદ દેતી અને રાજાનો જયજયકાર પુકારતી પોતાને ઘેર ગઈ, અને પોતાના પતિને મણિ આપી કલંકથી મુક્ત થઇ. પછી રાજાએ ન્યાયકર્ત્તાને બોલાવી, બહુ ઠપકો આપ્યો અને કહ્યું કે, કેવળ સાક્ષીઓની વાતપરજ વિશ્વાસ ન

રાખવો, પણ વિચાર અને ન્યાયને સમય કાંઇ બુદ્ધિ અને વિદ્યાની પણ સહાયતા લેવી.

**સોરઠો.**

સભા સમુદ્ર અપાર,ગુણ અવગુણ પય નીર ગતિ;
રાજા હંસ વિચાર, કરિ પય જળ અલગાં કરે.

## તરંગ ૭ મો.

### સત્યની પ્રશંસા વાર્તા.

નૈમિષ વનમાં એક સમયે ઘણાએક ઋષિમુનિઓ એકઠા મળ્યા હતા. તેમને પરશુરામે પૂછ્યું કે, લોક પરલોક સુધારવાને માટે સહુથી ઉત્તમ કયી વસ્તુ છે? એ પ્રશ્ન સાંભળીને લોમસ મુનિએ કહ્યું કે, હે ભૃગુવંશના ભૂષણ પરશુરામ! જે તમે પ્રશ્ન પૂછયો તેના ઉત્તર તો ઘણા છે, પણ તે સઘળાથી ચઢતો એક ઉત્તર નિર્વાદ છે કે, આ સંસારમાં પરમ ઉત્તમ અને પવિત્ર વસ્તુ સત્ય છે. તે સત્યની પ્રશંસા લોક પરલોક બન્નેમાં સરખી છે. કારણ કે લોકમાં સત્યવાદીની સાખ-પરતીત અને ઉત્તમ કીર્ત્તિ વધે છે, અને પરલોકમાં તેને શુભકીર્તિ મળે છે. વળી સત્ય એવો પદાર્થ છે કે તેને પ્રત્યેક દેશ અને પ્રત્યેક મતના મનુષ્ય ઉત્તમ સમજે છે; તે એટલે સુધી કે નીચ કર્મી અને દુરાચારી જીવ હોય છે તે પણ સત્યને ઉત્તમ જાણે છે. જે સત્યને નથી છોડતો તે ભારી આપદાથી બચી જાય છે.

કલિંગ દેશમાં એક સત્યશીળશર્મા નામે બ્રાહ્મણ હતો. તે આખો દહાડો પોતાનું ગૃહસ્થીનું કામકાજ કરતો અને રાતનો નિશ્ચિંત થઇ વન મધ્યે એક મંદિરમાં જઇ ભજનભાવ અને સત્સંગ કરતો. એક દિવસ રાતને સમે તે પર્ણકુટીમાં સત્સંગ કારણ જતો હતો એટલામાં તેને એક મોટો ભયંકર રાક્ષસ મળ્યો તે સત્યશીળશર્માને જોઇ "ખાઉં ખાઉં". કરતો દોડયો.

સત્યશીળશર્મા તેનું વિક્રાળરૂપ જોઇ થરથર કાંપતો તેને કેહેવા લાગ્યો કે, ભાઇ, તું શું કામ મારી ભણી દોડયો આવે છે? રાક્ષસ બોલ્યો કે, તું નથી જાણતો કે હું મનુષ્યનો ભક્ષ કરનાર છું? હવડેજ તારો ભક્ષ કરી મારી ક્ષુધા શાંત કરૂં છું. એવું સાંભળી સત્યશીળશર્મા બોલ્યો કે, શરીર નષ્ટ થાય તેનું મને દુઃખ નથી; કેમકે આ શરીર કોઇ દહાડો પણ નષ્ટ થવાનું છેજ; પરંતુ મને એ વાતનો પસ્તાવો છે કે આજનો દિન મારો વ્યર્થ જશે; કેમકે જે દિવસે મનુષ્ય ઇશ્વરનું સ્મરણ અને સત્સંગ કરતો નથી તે દિવસ તેનો વ્યર્થ વીતે છે. માંટે જો તું મારી વિનતિ સાંભળી મને સત્સંગ કરવા જવા દે તો હું પાછો ફરી અહિં આવીશ અને તું સુખે મારૂં ભક્ષણ કરજે. એવી વાત સાંભળી રાક્ષસ બોલ્યો કે તમને હું જવા તો દઉં અને તમે પાછા ન આવો તો પણ હું શું કરૂં? સત્યશીળશર્મા બોલ્યો કે, હે રાક્ષસોત્તમ! જેમ તમે આહારને પ્રિય સમજી તેને છોડવા નથી ઇચ્છતા, તેમજ હું સત્યને પ્રિય અને ઇષ્ટ સમજી એવું નથી ચહાતો કે મારૂં સત્ય જાય; કેમકે વચન કેહેવામાં સદૈવ અંતરાત્મા સાક્ષી રહે છે. જે કોઇ અસત્ય બોલી તેને ધોખો દે છે અને ઠગે છે તેના કરતાં ચઢતું બીજું એકે પાપ મોટું નથી. એટલા માટે સાચું કહું છું કે આજનો સત્સંગ મને કરવા દો; થોડી રાત બાકી રહેશે ત્યારે હું આજ રસ્તે આવીશ, અને તમને મારૂં શરીર અર્પણ કરીશ; હું જેટલો અસત્યથી ડરૂં છું તેટલો બીજાં દુઃખથી ડરતો નથી.

એ પ્રકારની સત્યશીળશર્માની વિનતિ સાંભળી; રાક્ષસે કહ્યું કે બહુ સારૂં; તમે જાઓ અને થોડી રાત બાકી રહે અને તમે પાછા આવશો ત્યારે હું તમારૂં ભક્ષ કરીશ. ત્યાર પછી સત્યશીળશર્મા ત્યાં ગયો, રાતભર ગાયું બજાવ્યું અને સત્સંગ કર્યો. પાછલી રાતના જ્યારે તે પાછો ફર્યો ત્યારે તરત રાક્ષસની પાસે જઇ બોલ્યો કે, હું મારા કહેવા પ્રમાણે આવ્યો છું; અને મારો જે સત્સંગ કરવાનો મનોરથ હતો તે પૂર્ણ થઇ ગયો છે. હવે મને ઇચ્છાપૂર્વક ભક્ષ કરો. એ વાત સાંભળી રાક્ષસને જ્ઞાન ઉત્પન્ન થયું અને તેણે સત્યશીળશર્માને

ન ખાધો; અને સત્સંગને પ્રધાન રાખી બોલ્યો કે, અમે તમારા સમાન સત્યવક્તા નથી જોયો એટલા માટે મેં તમને ગુરૂ માન્યા. હવે મારાપર કૃપા કરી એવો ઉપદેશ કરો કે મારાપર પરમેશ્વર પ્રસન્ન થઈ મને મુક્તિ આપે. રાક્ષસની એવી જ્ઞાનયુક્ત વાણી સાંભળી સત્યશીળશર્મા બોલ્યો કે, એમ છે તો સાંભળો ભાઇ, મારૂં એટલું સામર્થ્ય નથી કે હું ગુરૂ બની કોઇને ચેલો કરૂં. હું પોતે ચેલો બન્યો છું. આટલું નિશ્ચયપૂર્વક સમજી રાખવું કે જેથી પરમેશ્વર પ્રસન્ન થઇને મુક્તિ આપે તે બહુ કઠિણ છે. પરંતુ મહાત્માઓના મુખથી જે મેં સાંભળ્યું છે તે હું તમને કહું છું:—

ચોપાઇ.

સત્ય વચન બોલે દિન રાત, પ્રિય આધીન રહે સહુ ભાત;
પરસ્ત્રી જાણે માત સમાન, કરે સકળ જિવનું કલ્યાણ;
તે પર પ્રભુજી રહે પ્રસન્ન, કદિ ન લહે તે દશા વિપન્ન. ૧

એ પ્રકારનાં સત્યશીળશર્માનાં વચન સાંભળી રાક્ષસે પ્રતિજ્ઞા કીધી કે આજથી હું કોઇ જીવજંતને દુઃખ નહિ દઉં. પછી તેણે તેમજ કીધું કે, તે દિવસથી મનુષ્યાદિકનું ભક્ષણ કરવું બંધ કરી દીધું અને પોતે ઇશ્વરના ભજનમાં તત્પર થઇ ગયો. કેટલાએક દિવસમાં તે રાક્ષસી પ્રકૃતિથી મુક્ત થયો ને ફળફૂલ ખાઇ ગુજારો કરતો હતો. અંતે તેનો મોટો સુજશ ફેલાયો અને મરણ પછી સ્વર્ગગામી થયો.

## ચંદ્રશેન રાજાની વાર્તા.

લોમસમુનિ બોલ્યા કે, હું સત્યની પ્રશંસા વિષે એક બીજો ઇતિહાસ કહું છું તે તમે સાંભળો. મથુરામાં એક રાજા ચંદ્રસેન સદૈવ રાજધર્મમાં નિષ્ટ, અતિથિપૂજક, સત્યવક્તા, સત્યપરાક્રમી અને પ્રજાપાલક હતો. તેની રાજધાનીમાં હૃષ્ટપુષ્ટ અને સત્યવાદી ધર્મશીળ મનુષ્ય વસતાં હતાં, અને પશુ પક્ષી આદિ જીવ પણ આનંદચિત્ત રહેતાં હતાં. આ વાત બુદ્ધિ અને પ્રમાણ બન્નેથી સિદ્ધ છે કે જે સમયે જે પ્રકૃતિનો રાજા હોય છે તેવીજ પ્રજા થાય છે. જેમ ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

## શ્લોક.

राज्ञिधार्म्मिणि धर्मिष्ठाः पापेपापाःसमेसमाः
प्रजास्तदनुवर्त्तंते । यथा राजा तथा प्रजाः॥

જ્યાં રાજા ધર્મિષ્ઠ હોય છે ત્યાંની પ્રજા પણ ધર્મિષ્ટ થાય છે, અને જ્યાં રાજા પાપી હોય ત્યાંની પ્રજા પણ પાપી થાય છે. જે જે કર્મ રાજા કરે છે તેનેજ અનુસારે પ્રજા પણ ચાલે છે એટલા માટે આ વચન પ્રસિધ્ધ છે કે, "यथा राजा तथा प्रजाः"

હવે તે ચંદ્રસેનના રાજમાં મનુષ્ય સર્વથા ધર્મશીળ હતાં એટલુંજ નહિં, પણ તે રાજા એવી શુધ્ધભાવના અને ધર્મિચિતાથી રાજ્ય કરતો હતો કે, તેના રાજમાં પશુ પક્ષી પણ એવાં ધર્મનિષ્ટ અને સત્યવાદી હતાં કે અસત્યવાદી થવા કરતાં પ્રાણ આપવો એ વધારે સારૂં એમ સમજતાં હતાં.

તે રાજા ચંદ્રસેનના રાજ્યમાં ગાયોનો મોટો સમૂહ હતો. તે સર્વેમાં એક ગાય કે જેનું નામ બહુલા હતું તે પ્રધાન અને મુખ્ય હતી; અને તે સદા સહુ ગાયોની આગળ આગળ ચાલતી અને ચરતી હતી. કોઇએક સમયે તે બહુલા ગાય ચરતી ચરતી મોટા ગહન વનમાં ચાલી ગઇ. ત્યાં સૌભલ નામે મોટો વાઘ હતો કે જેના મોટા મોટા તીક્ષ્ણ દાંત અને નખ એજ હથિયાર હતાં, તેની અને બહુલા ગાયની ભેટ થઇ. તેને દેખી બહુલા ગાય થરથર કાંપવા લાગી અને મન સાથે બોલી કે; આ પ્રાણસંકટથી મને ઉગારે એવો કોઇ નથી. એમ તે મનમાં શોચતી હતી એટલે સૌભલ વ્યાઘ્ર બોલ્યો કે, હે મારા પ્રાણના પુષ્ટિકારક આહાર, તું ઉભી રહે, ડરવાથી હવે તું શું કરી શકીશ ? આજ તારૂં જીવવું દુર્લભ છે. કેમકે હું નિશ્ચય ભૂખ્યો છું. ત્યારે આજે સંજોગ સારો આવ્યો છે કે હવે તારા માંસ અને રકતથી તૃપ્ત થાઉં. લોમસ બોલ્યા કે સુણો પરશુરામ, વ્યાઘ્રની એવી વાણી સાંભળીને જેમ પવનના ઝપાટાથી કેળનું વૃક્ષ કંપે તેમ તે ગાય કંપવા લાગી અને પોતાના વાછડાને સંભારી બહુ રોવા લાગી. પછી વ્યાઘ્ર

બોલ્યો કે, હે બહુલા, તું ગમે તેટલું રડશે પણ તારો પ્રાણ બચનાર નથી. એ વાત સાંભળી મનમાં ધીરજ ધરી બહુલા બોલી કે, હે પશુઓના રાજા, હું તમને પ્રણામ કરૂં છુ. થોડી મારી અરજ સાંભળો. હું જીવવા મરવાનો શોચ નથી કરતી, કેમકે આ શરીરને માટે સુખ દુઃખનો નિશ્ચય નથી; પરંતુ મૃત્યુ ધ્રુવ છે.

દોહરો.

જે જન્મે તે તો મરે, એમાં નહિ સંદેહ;
ગમે આજ કે સો વરસ, ફરિ પાછો શો સ્નેહ:—૧

પરંતુ મને એ વાતનો શોચ છે કે, મારો જે એક વહાલો વાછડો છે તે ક્ષુધાથી વ્યાકુળ થયેલો મારી વાટ જોતો બેઠો હશે. મેં એને કહ્યું હતું કે સાંજની આવી હું તને ધવાડીશ. હું માત્ર એ વાતથી ડરૂં છું કે મારૂં વચન જુઠું ન પડે ને મરતી વખતે તેને એકવાર વધારે ધવાડી લઉં: પછી મને પોતાના પ્રાણનો કશો શોચ નથી. આપ આનંદપૂર્વક મારા શરીરનું ભક્ષણ કરજો. વળી તમને વિશ્વાસ આવે માટે હું સોગન ખાઉં છુ કે હું વાછડાને ધવાડી પાછી તમારી પાસે ન આવું તો માતાપિતાનું અપમાન કરનાર પુત્રને; તેમજ વિદ્યા ભણનાર, પણ ગુરૂની સુશ્રુષા નહિ કરનાર વિદ્યાર્થીને જે પાપ લાગે છે તે મને લાગે. વળી જે રાજા પ્રજા પાસેથી કર લઇ પોતાનો ભંડાર ભરે છે અને પ્રજાના હિતના અને ઉપકારના ઉપાય નથી કરતો તેને જે પાપ લાગે છે તે જો હું પાછી ન આવું તો મને લાગે; તેમજ કૃતઘ્ન, વિશ્વાસઘાતી ને મિથ્યાવાદીને જે પાપ લાગે છે તે જો મારા વચનથી ફરૂં તો મને લાગે. એ પ્રકારના બહુલાના સોગનો સાંભળીને સૌભલ બોલ્યો કે, જે તમે મોટા મોટા ભારે સોગન ખાધા છે તેના ભરોંસાપર હું તને છોડી દઉં તો જાણે મેં મારો આહાર પોતેજ ફેંકી દીધો એમ થાય. હવે એ વાત રાજનીતિથી વિપરીત છે; કેમકે જે પ્રગટ વસ્તુને છોડીને અપ્રગટ વસ્તુની આશા કરે છે તે પ્રગટ વસ્તુને અપ્રગટ કરે છે અને અપ્રગટ તો ઘરથી અપ્રગટ છેજ.

### દોહરો.

જે ધ્રુવ તજી અધ્રુવતણી, સેવા કરવા ધાય;
અધ્રુવ પ્રથમજ નષ્ટ છે, ધ્રુવ પણ નાશજ થાય.—૨

જો હું તને ઘેર જવા દઉં અને તું ઘેર બેસી રહે તો હું શું કરૂં! બહુલા બોલી, સુણો મૃગેંદ્ર, આ સંસારમાં સત્યના સમાન કોઇ ધર્મ, અને અસત્યના સમાન પાપ નથી.

### દોહરો.

જ્યહાં સત્ય ત્યાં ધર્મ છે, જ્યહાં સત્ય ત્યાં યોગ;
જ્યહાં સત્ય ત્યાં શ્રી રહે, જ્યહાં સત્ય ત્યાં ભોગ ૧
સમિર વાય છે સત્યથી, બળે સત્યથી આગ;
સત્ય થકી થંભી ધરા, સત્ય વડે બડભાગ ૨
સત્ય ભાવ અંતર ગ્રહો, તજો જૂઠનો ભાવ;
નહિ અસત્ય સમ અન્ય છે, પાપ સુણો મૃગરાવ. ૩

જે અસત્ય બોલે છે તેનો ધર્મ નષ્ટ થઇ જાય છે અને પરલોક બગડે છે અને લોકમાં અસત્યવાદીની એવી સાખ જતી રહે છે કે જો કદાપિ તે સાચું કહે છે તોપણ તેનું લોક જુઠું માને છે. જો તેનાપર વિપત્તિ વા દુઃખ પડે છે તો લોક તે મિથ્યા ને જુઠું સમજી અસત્યવાદીપર દયા કરતા નથી. જેમ વિદૂષકપાલ ભાંડની ઉદર પીડાને લોક મિથ્યા સમજતા રહ્યા ને એજ દુઃખમાં તે કાળવશ થયોઃ કોઇએ કાંઇ ઉપાય નહિ કીધો. એમજ જો હું પાછી ન આવું તો આલોક અને પરલોક બન્ને ગમાવું અને જુઠી ગણાઉં. જુઠાં પડવા કરતાં મરવું સોગણું સારૂં છે.

## વિદૂષકપાળ ભાંડની કથા.

સૌભલ વ્યાઘ્ર બોલ્યો કે, વિદૂષકપાળ ભાંડની કથા કેવી છે? બહુલા બોલી, સુણો સૌભલ. ચંદ્રાવતી નગરીમાં એક વિદૂષકપાળ ભાંડ એવો કૌતુકી હતો કે જેનો ભેખ બનાવી જે પ્રસંગનું કૌતુક કરતો હતો તેનું યથાર્થરૂપ બની જતો હતો; અને તેનું એ કૌતુક એવું ન જણાતું કે તે જુઠું છે. હવે કોઇ

સભામાં તે કૌતુક કરી રહ્યો હતો અને તેના ઉદરમાં ઘણા દિવસનો શૂલનો રોગ થયો હતો. સભામાં કૌતુક કરતાં કરતાં તેના પેટમાં એવી શૂલની પીડા ઉઠી કે તે મૂર્છિત થઈ પડી ગયો. આમ તેમ પછાડા મારી અને ઉપરા ઉપરી ચીસ પાડી તે કહેતો હતો કે, ભાઇયો, મારો પ્રાણ જાય છે કોઇ મને ઓસડ આપો, હું મરી જઇશ, પણ એ તેની વાત સાંભળી લોક હસતા હતા અને કૌતુક સમજતા હતા. કોઇએ તેને કાંઇ ઓસડ ન આપ્યું ને છેલ્લે તેને એટલી પીડા થઇ કે તે તરફડી તરફડીને મરી ગયો. પરંતુ તે મરી ગયા છતાં લોક એમજ સમજતા હતા કે હજી પણ એણે કૌતુકને ખેલ કરવા માટે આવી અવસ્થા બનાવી છે; પરંતુ અંતે જ્યારે જોયું કે તે નિશ્ચે મરી ગયો છે. ત્યારે લોક પસ્તાવા લાગ્યા કે જો અમે જાણત કે એ સાચું કહે છે તો ઓસડ કરત.

એ સમયે એક વિદ્વાને કહ્યું કે, જે અસત્ય બોલીને પોતાનો આલોક ને પરલોક નષ્ટ કરી દેછે એવા લોકને માટે એનું મરણ એક ઉત્તમ શિક્ષા અને ઉપદેશ છે.

એજ પ્રકારે જે જુઠા અસત્યવાદી મનુષ્ય થાય છે તેમનાપર ગમે તેવી વિપત્તિ પડે પરંતુ તેમનાં વચનને મિથ્યા સમજી કોઇ તેમનાપર દયા નથી કરતું.

આ દૃષ્ટાંત કહ્યા પછી બહુલા બોલી કે મારા સાચા સોગનપર વિશ્વાસ રાખી મને જવા દો. હું મારા વાછડાને ધવાડી જરૂર પાછી આવીશ. લોમસ બોલ્યા કે પરશુરામજી સાંભળો, બહુલાના એ પ્રકારના સોગન સાંભળી વ્યાઘ્રે કહ્યું કે ઘણું સારૂં, હું તારા સોગનના વિશ્વાસપર તને જવાની અનુમતિ આપું છું, પરંતુ પોતાના ખાધેલા સોગન અને આપેલા વચનને ભુલી જતીનહીં. ઘેર જઇ વાછડાને ધવાડવો અને તેને તારી સખીને સોંપી તુરત પાછાં આવજો. હું આજ સ્થળે તમારી વાટ જોતો બેસીસ.

એવાં વચન સાંભળી બહુલા પોતાને ઘેર ગઇ. તે સમયે તે રોતી અને ઇશ્વરની શરણ પોકારતી હતી કે, હે દીનબંધુ! કૃપા-

સિંધુ ! મુજ દીનપર એવી દયાદષ્ટિ કરો કે હું અસત્યથી બચું અને મારા સોગન સાચા હોય. ત્યાર પછી જ્યારે બહુલા પોતાના સ્થાનપર પહોંચી ત્યારે વાછડાનો હુંકાર સાંભળી તે ધરતીપર પડી ગઇ. પછી ઉઠી વાછડાની પાસે ગઇ. વાછડાએ માતાને દુઃખિત દેખી પુછ્યું કે, હે અંબ! તું આજે આમ હાંફલી ફાંફલી કેમ થઇ રહી છે? બહુલા બોલી કે હે પુત્ર, મારૂં દૂધ તું ઇચ્છાપૂર્વક પી લે. આજ મારા દુઃખની વાત ન પુછ, હું તો માત્ર તને દુધ પીવાડવા ને જોવાને માટેજ આવી છું. અને પાછી જ્યાંથી આવી છું ત્યાંજ પાછી જઇશ. એ પ્રકારે વાછડાને સમજાવી દુધ પાઇ સખીને સોંપી પાછી જમનાના તટપર, જ્યાં કાળરૂપી વ્યાઘ્ર હતો ત્યાં પાછી ગઇ, અને વિનતિપૂર્વક બોલી કે, પ્રથમ હું તે પરમાત્માનું ધ્યાન કરૂં છું કે જેણે મને અસત્યથી બચાવી અહીં સુધી પહોંચાડી અને વળી તમારાપ્રત્યે મારી એ પ્રાર્થના છે કે, મારા શરીરનું ભક્ષણ કરો અને તૃપ્ત થાઓ. એ પ્રકારે બહુલાની સત્યતા અને સોગનની પૂર્ણતા દેખી સૌભલ વ્યાઘ્ર અચંભિત અને આશ્ચર્યિત થઇ કહેવા લાગ્યો કે, ધન્યવાદ તે પ્રભુનો છે કે જેની સૃષ્ટિમાં આવા આવા સત્યવાદી જીવ છે, જે સત્ય પાળવા માટે પોતાના પ્રાણને પણ તુચ્છ સમજે છે. તેનું દષ્ટાંત આ બહુલા ગાય છે કે, જે કેવળ સત્યને મુખ્ય સમજી પોતાના બાળકનો સ્નેહ છોડી પ્રિય શરીર આપવા માટે મુજ કાળરૂપીની નિકટ ચાલી આવી છે. જો આજ એનો ભક્ષ કરીશ તો એ પોતાના સત્યના પ્રભાવથી ઉત્તમ ગતિને પ્રાપ્ત થશે, અને પરલોકમાં મારી દુર્ગતિ થશે; કેમકે જે કોઇ મહાત્મા વા ધર્મિષ્ઠ, ઉત્તમ કર્મને દેખી તેનું આચરણ નથી કરતો અને પોતાના અધર્મને નથી છોડતો તો તેની સુગતિ પછી કદીપણ થતી નથી. એ પ્રકારનો વિચાર કરતો બહુલા પ્રત્યે સૌભલ વ્યાઘ્ર બોલ્યો કે, તને ધન્ય છે અને તે રાજાને પણ ધન્ય છે કે જેના રાજ્યમાં આવાં સત્યવાદી પશૂ વશે છે; કે જેના સત્સંગથી મજ જેવા મહાપાપ કર્મીના અંતઃકરણમાં જ્ઞાન અને દયા ઉત્પન્ન થયાં. હવે હે બહુલા,

તું પોતાના સ્થાનમાં જા, અને તારા વાછડાને મળ—જે તારા શોકમાં વ્યાકુળ હશે, તેને જઇ સંતુષ્ટ કર.

લોમસ બોલ્યા કે સુણો પરશુરામજી, બહુલા તો વ્યાઘ્રની આજ્ઞાનુસાર પોતાને ઘેર ગઇ અને વાઘ પોતાનાં કરેલાં પાપ-કર્મો સંભારીને, જે બાળપણથી અનેક મનુષ્યો અને પશુઓની હિંસા કરી હતી તેનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો; અને પરમેશ્વર પાસે કરેલા અપરાધની ક્ષમા માગવા લાગ્યો કે, હે પ્રભૂ, તેં બહુલાને અસત્યના પાપથી બચાવી તો મને હિંસાના પાપથી બચાવ અને મારા જીવને તારા લોકમાં બોલાવ. એ પ્રકારે વાઘની આરતવાણી અને પ્રાર્થના પરમેશ્વરને ત્યાં અંગીકાર થઇ અને સ્વર્ગદૂત વ્યાઘ્રની નિકટ આવ્યા. તે સમયે વ્યાઘ્ર પંચભૌતિક શરીરને છોડી દિવ્યરૂપ ધારણ કરી, સ્વર્ગદૂતની સાથે ઉત્તમ લોકને પ્રાપ્ત થયો.

દોહરો.

સત્ય નાવ કરિ જે ચઢે, આ ભવસિંધુ અપાર;
આપ બચે પરને વળી, દિયે ઉતારી પાર.

## મુનિશાપની વાર્તા.

કૌશલ દેશમાં એક દેવદત્ત નામે બ્રાહ્મણ પુત્રહીન હતો. તેથી તે ઋષિયોને બોલાવી વેદના વિધાનથી પુત્રેષ્ટી યજ્ઞ કરતો હતો. તેમાં એક ગોભિલ નામે મુનિ જે સાતે સ્વરોથી વેદની ઋચા ભણતો હતો તેનો વારંવાર શ્વાસ લેવાથી સ્વરભંગ થઇ ગયો. ત્યારે દેવદત્તે ગોભિલને કહ્યું કે, તું મોટો મૂર્ખ છે કે તેં મારા પુત્રકામનાના યજ્ઞમાં સ્વરભંગ કરી દીધો. ગોભિલ બોલ્યો કે, 'તારો પુત્ર મૂર્ખ થશે' અને હું તો મૂર્ખ નથી; કેમકે સહુનાં શરીરમાં શ્વાસ આવતો જતો રહે છે. જો શ્વાસ લેવાથી સ્વરભંગ થઇ ગયો તો મારો એમાં શો દોષ છે? એ પ્રકારે ગોભિલનો શાપ સાંભળીને દેવદત્ત બોલ્યો કે, વિનાપરાધ તમે મને સાધારણ વાતમાં એવડો મોટો શાપ દઇ દીધો. સંતમુનિને ક્રોધ કરવો

ન જોઇયે. મૂર્ખ પુત્રથી પુત્ર ન હોય તે સારૂં છે; કેમકે મૂર્ખ પશૂની તુલ્ય હોય છે; અને સહુ લોકમાં નિન્દિત થાય છે, અને તે સત્કર્મનો અધિકારી નથી થતો. શાસ્ત્રમાં લખ્યું છે કે, મૂર્ખને આહારથી અધિકદાન આપવું ન જોઇયે. જેના રાજ્યમાં મૂર્ખનું સન્માન થાય છે તે રાજાને પણ ધિક્કાર છે.

દોહરો.

જ્યહાં મૂર્ખનાં જાળ છે, પંડિત જન અપમાન;
વસે ન એવા દેશમાં, જે નર બુદ્ધિ નિધાન.

દેવદત્તે કહ્યું કે, ગોભિલજી, તમે મને મોટો અવિહિત શાપ દીધો. મૂર્ખ પુત્ર હોવા કરતાં મરી જવું વધારે સારૂં છે. હું તમારા ચરણને સ્પર્શ કરી પ્રાર્થના કરૂં છું કે, મારાપર અનુગ્રહ કરી શાપનું નિવારણ કરો. લોમસ બોલ્યા કે, પરશુરામજી, દેવદત્તની એ પ્રકારની વિનતિ સાંભળી, ગોભિલમુનિનું મન પાછું કોમળ થઇ ગયું; કેમકે મહાત્માનો ક્રોધ ક્ષણમાત્રને માટેજ હોય છે; અને ખળનો ક્રોધ કલ્પપર્યંત રહે છે. પછી ગોભિલમુનિએ કહ્યું કે, તમારો પુત્ર મૂર્ખ થશે, પરંતુ પાછળથી વિદ્વાન થઇ જશે. ત્યાર પછી દેવદત્તે યજ્ઞ પૂર્ણ કીધો. કેટલેક કાળે તેને ત્યાં પુત્ર ઉત્પન્ન થયો. જ્યારે તે આઠ વર્ષનો થયો ત્યારે દેવદત્તે તેને જનોઇ દીધું અને વિદ્યા ભણાવવા માંડી. બાલ્યાવસ્થાથી માંડી યુવાવસ્થા સુધી તેને બહુ પ્રકારે ભણાવવા પ્રયત્ન કર્યો, પરંતુ તે પુત્રને કાંઇપણ જ્ઞાન ન થયું; પરંતુ દિનપરદિન વિશેષ બગડતો ગયો: અને તેની ખ્યાતિ લોકમાં ફેલાઇ ગઇ કે, દેવદત્તનો પુત્ર મહા જડબુધ્ધિ છે: તેને હજી સુધી તલમાત્ર પણ અક્કલ નથી આવી. એ પ્રકારે જ્યારે તેની નિંદા ઠામઠામ થવા લાગી અને માતાપિતા દુર્વચન કહેવા લાગ્યાં ત્યારે, તે પુત્રને મોટી ગ્લાનિ પ્રાપ્ત થઇ અને પોતાના મનમાં તે શોચવા લાગ્યો કે, મને દેખીને મારાં માતાપિતાને દુઃખ થાય છે.

દોહરો.

અંધ, પંગુ, કુબડો, બધિર, વળિ મૂંગો સુત હોય;
પણ મૂરખ સુત દો ન વિધિ, શાસ્ત્રસાર શુભ જોય.

જ્યારે માતાપિતાની કઠોર વાણી સાંભળતાં સાંભળતાં તેના કાન પાકી ગયા ત્યારે તે પુત્ર એક વનમાં જઇ ગંગાના તીરપર કુટી બનાવીને તેમાં રહેવા લાગ્યો. ત્યાં કોઇ એક તપસ્વી મહાત્માને તેણે પુછ્યું કે, મહારાજ, મને તપશ્ચર્યાની રીત નથી આવડતી તો એવું કોઇ ઉત્તમ વ્રત બતલાવો કે જે ધારણ કરવાથી મારૂં કલ્યાણ થાય. તેની દીનતા દેખી તપસ્વીએ કહ્યું કે, હે પુત્ર! આ સંસારમાં સત્યની સમાન કોઇ ઉત્તમ વ્રત નથી. જો તું સત્ય બોલવાનું વ્રત ધારણ કરશે, તો જે પદાર્થની અભિલાષા ધરશે તે સઘળી તને નિશ્ચય પ્રાપ્ત થશે. વળી એ એવું સીધું અને સુગમ વ્રત છે કે એમાં કાંઈ શીખવા ભણવાની જરૂર નથી પડતી. એનો એજ નિયમ છે કે મિથ્યાનો ત્યાગ અને સત્યનું ગ્રહણ કરવું. એ પ્રકારનો તપસ્વીનો ઉપદેશ સાંભળી તે દિવસથી તેણે એવોજ નિયમ લીધો કે આજથી સત્યને છોડી મિથ્યા નહિ બોલું, અને તે દિવસથી તે તેજ વનમાં રહેતો અને કંદમૂળ ખાઇ દહાડા કાઢતો; મુખેથી સત્ય વચન બોલતો અને કોઈનો અપકાર કરતો નહીં. લોક તેની સત્યમાં દૃઢતા દેખી તેને સત્યવ્રત કહેતા હતા; પણ તે પોતાના જીવમાં સદા દુઃખિત અને ઉદાસી રહેતો, તેમજ પોતાને હીન અને તુચ્છ માનતો; અને એમ કહેતો હતો કે, મારા જન્મને ધિક્કાર છે કે મેં આવા ઉત્તમ કુળમાં જન્મ લીધો ને પિતાએ મને ભણાવવાને કેટલો પરિશ્રમ લીધો, પરંતુ હું મૂર્ખનોમૂર્ખજ રહી ગયો. મારે જીવતા રહેવું તે કરતાં તો મરવું સારૂં છે; પરંતુ મારે હાથ શું છે? જે પરમેશ્વરે મને મૂર્ખ કીધો તેજ જીવાડે છે. આ મારો જન્મ વૃથા ગયો:–

છપ્પો.

ફૂળ વણ તરૂવર જેમ, પુત્રવણ જેવી નારી;
સદન દીપવણ જેમ, ધેનુ વણ દુગ્ધ બિચારી;
સુગંધવણ જ્યમ સુમન, તેજ વણ મુકતા જેમજ;
વિદ્યુત વણ જ્યમ અભ્ર, વજ્રવણ કંચન તેમજ;
અતિ રૂપવંત શુભ કુલવિષે, જન્મ્યો કદિ જગમાંયછે;
નવ શોભે વિદ્યાહીન નર, પામરતુલ્ય ગણાય છે.

એ પ્રકારે અનેક તર્ક કરતો તે આશ્રમમાં તે ચૌદ વર્ષ રહ્યો. તે પૂજાપાઠ કાંઇ નહોતો જાણતો, પણ માત્ર સત્યને મુખ્ય સમજીને તેમાંજ તલ્લીન રેહેતો; ને સત્યનેજ ધર્મનું સર્વસ્વ સમજતો હતો, અને એવું અનુમાન કરતો હતો કે એજ સત્યના પ્રભાવથી જેમ પેલા વૃદ્ધ તપસ્વીએ કહ્યું છે તેમ મારી મૂઢતા દૂર થશે. વળી તે સત્યવ્રત નામથી સંસારમાં પ્રસિદ્ધ થયો હતો.

એક દિવસ તે વનમાં એક પારધી શિકાર કરવા ગયો હતો. તેણે એક સૂઅરને બાણ માર્યું અને તે બાણથી ઘાએલ થયલો સૂઅર સત્યવ્રતના આશ્રમમાં જઇ છુપાઇ બેઠો. તેનું દુઃખ દેખી મુનિને અતિ કરૂણા ઉપજી. પછી ક્ષણ માત્રમાં તે શિકારી, ધનુષમાં બાણને ખેંચી મુનિની પાસે આવ્યો અને પ્રણામ કરી બોલ્યો કે, હું જાણુંછું કે જેવું તમારૂં સત્યવ્રત નામ છે તેવુંજ કામ છે. તમે સત્યને છોડી કદીપણ જુઠું નહિ બોલો. બતલાવો મારો શિકાર સૂઅર કયાં ગયો ? હું સત્ય કહુંછું કે હું એજ જીવિકાથી જીવુંછું અને મારા ભૂખ્યા કુટુંબનું ભરણપોષણ કરૂંછું, તો તમે બતલાવો તે મારો આહાર કયાં ગયો ? વ્યાધનો એ પ્રશ્ન સાંભળી સત્યવ્રત એવો ધર્મસંકટમાં પડયો કે તેનાથી કાંઇ કહેવાઇ શકાયું નહિ. તેણે વિચાર કર્યો કે જો સાચું બોલુંછું તો સૂઅરનો પ્રાણ જાય છે ને તેથી દયારૂપી ધર્મનો નાશ થાય. વળી મહાત્માઓનું વચન છે કે જે મિથ્યાથી કોઇનો પ્રાણ બચે તેજ સત્ય છે, અને જે સત્યથી કોઇના પ્રાણની હાનિ થાય તેજ અસત્ય છે. પરંતુ જો હું સૂઅરપર દયા કરીને જુઠું બોલું તો મારૂં ઘણા દિવસનું સંચિત સત્યનું વ્રત જતું રહે છે. હવે પરમેશ્વર એવો કાંઇ ઉપાય સુઝાડે તો ઠીક કે જેથી મારૂં સત્યવ્રત પણ રહે અને સૂઅરનો પ્રાણ પણ બચે. એ પ્રકારે જ્યારે તેણે સત્યની દૃઢતા કરીને પરમેશ્વરને પોકાર્યો ત્યારે તેના મનમાં પરમ અનુભવ થયો અને તે આ શ્લોક બોલ્યોઃ–

**શ્લોક.**

या पश्यति न सा ब्रुते । या ब्रुते सा न पश्यति

अहो व्याधस्वकार्यार्थिन् । किम्पृच्छासि पुनः पुनः॥

અર્થ—હે વ્યાધ, તમે પોતાના અર્થને માટે વારેવારે શું પુછો છો? જે ઇંદ્રિયે દીઠું છે તે બોલી શકતી નથી, અને જે બોલી શકે છે તેણે દીઠું નથી. સત્યવ્રતનું એ વચન સાંભળી વ્યાધ ત્યાંથી બીજે ઠેકાણે ચાલ્યો ગયો. તે દિવસથી સત્યવ્રતની બુદ્ધિ એવી ચમત્કારી થઇ કે, તેને અપૂર્વ અને વિલક્ષણ આશય સૂઝવા લાગ્યા; અને સત્યવ્રત પૃથ્વીમાં મોટો પ્રસિદ્ધ કવિ અને વિદ્વાન થયો કે જેની ખ્યાતિ પુરાણાંતરોમાં વિશેષ લખવામાં આવી છે.

## તરંગ ૮ મો.

### ઉદ્યોગ અને પુરૂષાર્થ વિષે.

**શ્લોક.**

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी
दैवेन देयमिति कापुरुषा वदंति
दैवं विलंघ्य कुरु पौरुष मात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोत्र दोषः

અર્થ—ઉદ્યોગી પુરૂષસિંહની પાસ લક્ષ્મી જાય છે. દૈવ દેશે એવું કુપુરૂષ કહે છે. દૈવને વિલંઘી પોતાની શક્તિ પ્રમાણે પૌરૂષ કર. યત્ન કરે છતે પણ જો સિદ્ધ ન થાય તો એમાં દોષ શો છે?

**દોહરો.**

દૈવ દૈવ કરિ મૂર્ખજન, કંઇ ન કરે વ્યવસાય;
કર હાલ્યાવણ કોળિયો, ઉદર વિષે કેમ જાય?
શ્રમ કીધે ધન તો મળે, ધનજ સૂખનું મૂળ;
વ્યવસાયી વળિ ચતુર નર, ઉદ્યમને નવ ભૂલ.

## વાર્તા.

મધ્ય દેશમાં એક મોટો વિદ્વાન પુરૂષ હતો. કાવ્ય અલંકારમાં તે બડો નિપુણ અને વિચક્ષણ હતો; અને તેની કવિતા એટલી મીઠી અને લલિત થતી હતી કે જે સાંભળતો તે તેને વશ થઇ જતો. તેની સ્ત્રી પણ અતિ ચતુર અને પંડિતા હતી. તેનું નામ વિદ્યાવતી હતું. પરંતુ તે વિદ્વાન કવિ કેયે પોતાની જીવિકા માટે જતો નહોતો. કેવળ દૈવને પ્રધાન સમજી એમ કહ્યાં કરતો કે મારા પ્રારબ્ધમાં હશે તો અહીંજ આવી મળશે. પરદેશ જવાથી શું વળવાનું છે? એ વાત સાંભળી તેની સ્ત્રી તેને સમજાવતી કે આપ વિદ્વાન થઇ એવી વાત ન કરો કે દૈવગતિથી કાર્ય થશે. દૈવગતિ તો સર્વોપરિ છે, તેમાં કોઇનો પ્રવેશ નથી; પણ તેમાં ફળ તો ત્યારે મળે છે કે જ્યારે શ્રમ ભળે છે. જો આપ બાળપણથી શ્રમ ન કરત તો વિદ્યા કેમ મળત? વળી એ વાત માનનીય છે કે પ્રત્યેક કામ દૈવની અનુકૂળતાથી થાય છે. જેમ એક પૈડાથી ગાડી નથી ચાલતી, જ્યારે બે પૈડાં હોય છે ત્યારે ગાડી ચાલે છે: તેજ પ્રમાણે દૈવ અને ઉદ્યોગ બન્નેના મળવાથી કાર્ય સિદ્ધ થાય છે. વિદ્વાન બોલ્યો કે, પ્રિયા તું સાચું કહે છે. પણ મારો એજ નિશ્ચય છે કે જો દૈવની મરજી ન હોય તો હું ચાહે ત્યાં જઇશ તથાપિ કશું મળનાર નથી અને દૈવ ચાહશે તો સહુ કાંઇ મળી રહેશે. વિદ્યાવતી બોલી કે દૈવની ગતિ સર્વથા બળિષ્ઠ છે; પરંતુ ઉદ્યમ મનુષ્યે અવશ્ય કરવો જોઇયે. જેમ કોઇ કવિએ કહ્યું છે કેઃ—

### દોહરા.

કર્મહેતુ હરિ તન દિધું, તેથી કરિયે કાજ;
દૈવ થાપિ આળસ કરે, તેનું હોય અકાજ.
નર સમર્થ બહુ હોય પણ, વણ ઉદ્યમ દુઃખિ થાય;
સિંહ આશન કર થિર રહે, કયમ કરિ ઉદરે જાય.

એ પ્રકારે વિદ્યાવતીનો ઉપદેશ હિતકારક જાણી વિદ્વાન કંઇ આમ તેમ રખડી આવ્યો, પણ કેયે કંઇ મળ્યું નહિ; ત્યારે દલગીર

થઇ કહેવા લાગ્યો કે, મેં ઉદ્યોગ પણ કર્યો, પણ કાંઇ ફળ ન મળ્યું. વિદ્યાવતી બોલી કે સુણો સ્વામી ! અહીં કોઇ ગુણગ્રાહક નથી તેથી આપનું કામ નથી થતું.

ચોપાઇ.

જ્યહાં ન જેનો ગુણ તે કળે, ત્યહાં રહે ફળ તે શૂં મળે ?
હોય દિગંબરકેરૂં ગામ, ધોબી ત્યાં વસે શે કામ ?

જે જેના ગુણ નથી જાણતો, તે તેને નથી માનતો, પણ તેની નિંદા કરતો રહે છે.

श्लोक.

न वेत्ति यो यस्य गुणप्रकर्षं, स तस्य निंदां नितरां करोति ।
यथा किराती करिकुंभजातां, मुक्तां परित्यज्य बिभर्ति गुंजाम् ॥१॥

જે જેના ગુણની ઉત્તમતાને નથી જાણતો તે નિરંતર તેની નિંદા કરે છે; કોની પેઠે કે જેમ કોળીભીલની સ્ત્રીઓ ગજમુક્તાને છોડી ચણોઠીની માળા પેહેરી લેછે. તેમજ અહીં કોઇ ગુણગ્રાહક નથી. વિદ્વાન બોલ્યો કે, આ મારો દેશ છે ને સર્વે લોક મને જાણે છે. જો મારા ભાગ્યમાં હોત તો અહીંજ મળત. વિદ્યાવતી બોલી કે તમે દેશપરદેશને ન વિચારો; કેવળ ગુણજ્ઞતાની પ્રધાનતા છે: કાંઈ નજીકને દૂરની નથી. જે જેને જાણે છે તે તેને દૂરથી પણ માને છે અને જે નથી જાણતો તે પાસે રહેવા છતાં પણ નથી પિછાનતો.

ચોપાઈ.

કમળતણો ગુણ મધુકર માને, દાદુર નિકટ વસે નહિ જાણે.

વળી આપ જ્યાં ગયા ત્યાં પણ સામાન્ય મનુષ્યોની નિકટ ગયા કે જે આપના ગ્રાહક નહિ. આપને કોઇ રાજાની પાસે જવું જોઇતું હતું. જેમ નીતિમાં કહ્યું છે:—

श्लोक.

अन्येषां चैव सत्वानां, ग्राहका बहवो भुवि ॥
पंडितानां गजेंद्राणां, ग्राहको नृपतिर्गुणी ॥१॥

બીજાં પ્રાણીઓનાં ગ્રાહક સંસારમાં અનેક છે, પરંતુ પંડિતો અને હાથીઓનો ગ્રાહક કેવળ રાજા છે. તેટલા માટે આપે કોઇ ગુણજ્ઞ રાજાને ત્યાં જવું જોઇયે. એવું સાંભળીને વિદ્વાન દક્ષિણ દેશમાં કોઇ રાજાને ત્યાં ગયો. ત્યાં તેની વિદ્યાનો રૂડીરીતે આદર થયો. જ્યારે પંડિત પોતાને દેશ આવવા નિકળ્યો ત્યારે, રાજાએ ઘણુંએક ધનરત્ન મંગાવી તેની પાસે ઢગલો કર્યો અને કહ્યું કે, આ લઇ તમે તમારે સ્થાનકે પધારો. જ્યારે વિદ્વાને પોતાની આગળ ધનનો ઢગલો જોયો ત્યારે તે, બહુજ પ્રસન્ન થઇ એવા પ્રકારે આમતેમ ચક્કર મારી જોવા લાગ્યો કે જાણે કોઇ વસ્તુ ખોવાઇ ગઇ હોય; તેને ખોળતો હોય. તેની એવી દશા જોઇ રાજાએ પુછ્યું કે, મહારાજ, તમે શું શોધોછો ? ત્યારે વિદ્વાન આ શ્લોક બોલ્યોઃ—

### श्लोक.

यो गंगामतरत्तथैव यमुनां योनर्म्मदां शर्म्मदां
का वार्ता सलिलेषु लंघनविधौयश्चार्णवांस्तीर्णवान्
सोस्माकं चिरसंस्थितोपिसहसा दारिद्र्यनामा सखा
त्वद्दानाम्बुसरित्प्रवाहलहरीमीनो न सम्भाव्यते॥१॥

અર્થ—જે ગંગા, જમના અને સુખદાયિની નર્મદાને ઊતરી આવ્યો, વળી એ જળ ઉતરી આવ્યો તો સમુદ્રને ઉતરી આવ્યો તેમાં શી મોટી વાત છે ? તે અમારો ઘણા દિવસનો સાથી મિત્ર જેનું નામ દરિદ્ર હતું તે હે રાજન્ ! આપના દાનરૂપી જળનદીની લેહેરોમાં એવો ડૂબી ગયો કે તેનો કાંઇ પત્તો પણ લાગતો નથી. એવા આશયનો શ્લોક સાંભળી રાજાએ હર્ષિત થઇ બીજું પણ ધન લદાવી વિદ્વાનની સાથ તેને ઘેર મોકલી દીધું કે જેથી વિદ્વાન જન્મપર્યંત અયાચી થઈ ગયો.

### દોહરા.

કીધા વિના ઉપાય કંઇ, દૈવ ન દેશે કાંય;
બી ખેડુત વાવે નહીં, કણ ક્યમ પેદા થાય ?

કર્મ કરે ફળ તો મળે, જો મન રાખે ધીર;
શ્રમ કરિ ખોદે કૂપ તવ, થળમાં પ્રગટે નીર.
હોય વ્યર્થ જો કર્મ ફળ, કર વિચાર ઉર એમ;
દુખી સુખી બુધ અબુધ તે, એક રંગ નથિ કેમ ?

## રૂરૂશર્માની વાર્તા.

પ્રમતિમુનિનો પુત્ર રૂરૂશર્મા કોઇએક સમયે ફરતો ફરતો સ્થૂળકેશમુનિના આશ્રમમાં ગયો. ત્યાં સ્થૂળકેશની કન્યા, જેનું નામ પ્રમદ્વરા હતું, તેની સુંદરતા દેખી તે મોહિત થઇ ગયો. તેથી તેણે પોતાના પિતાને જઇ કહ્યું કે, મારૂં ચિત્ત સ્થૂળકેશની કન્યા પ્રમદ્વરાપર લાગ્યું છે તેની સાથે મારો વિવાહ થાય તો ઘણું સારૂં, નહિ તો મને મોટું દુઃખ છે એમ જાણજો; કેમકે એવી રૂપવતી કન્યા મારે અનુકૂળ કયે પણ મળવાની નથી. પુત્રની વાત સાંભળીને પ્રમતિમુનિએ સ્થૂળકેશની પાસ જઇ કન્યાની યાચના કરી. ત્યારે તેણે કહ્યું કે કન્યા આપવાનું વચન તો આજજ આપું છું, પરંતુ શુભ મુહૂર્ત ને શુભદિનમાં લગ્ન કરીશ. એ પ્રકારે બન્ને વચ્ચે કોલકરાર થયા અને બન્ને લગ્નની સામગ્રી તૈયાર કરવામાં તત્પર થયા. લગ્નનો સમય નિકટ આવ્યો. કોઇ એક દિવસે પ્રમદ્વરા કન્યા આગણામાં રમતી હતી તેણે સૂતેલા સર્પપર અજાણતાં ચરણ મુકયો તેથી સર્પે એવો દંશ કર્યો કે તે મૂર્છિત થઇ જમીનપર પડી અને તેનો પ્રાણ નીકળી ગયો. ત્યાંના સઘળા લોક એકઠા થઇ રોવા અને શોકસંતાપ કરવા લાગ્યા. એ વાત સાંભળી રૂરૂશર્મા કે જેની સાથે તે કન્યાનું લગ્ન થવાનું હતું, તે ધ્રુજતો કાંપતો ત્યાં આવ્યો, અને તે કન્યાને પૃથ્વીપર પડેલી જોઇને વિરહથી વ્યાકુળ થયો; અને તે સ્થાનથી બહાર નિકળી રોવા અને એવો વિલાપ કરવા લાગ્યો કે—હું મોટો અભાગીયો છું અને મારા જન્મને ધિક્કાર છે, કે જેની ઉપર મારો જીવ ચોંટેલો તે કાળવશ થઇ. હાય ! હાય ! હવે કયાં જાઉં અને શું કરૂં ? આ સમયે મારૂં મોત થાત તો હું આનંદ પામત; પણ તે તો દુર્લભ છે. રે, હું નદીમાં ડૂબી જાઉં કે અગ્નિમાં પડું કે વિખ ખાઉં કે ફાંસો

ગળામાં ઘાલી મરૂં કે જેથી મારા પ્રાણનો આ દુઃખથી છુટકો થાય? રે શું કરૂં? નદીના તટપર એ પ્રકારે વિલાપ કરતાં કરતાં તેણે ફરી સોચ કર્યો કે મરવાથી મને શું ફળ મળશે? એક તો આત્મઘાતનો દોષ લાગશે, બીજું માતાપિતા દુઃખી થશે; માટે મારે કોઇ ઉપાય કરવો ઉચિત છે. યદ્યપિ મૃત્યુ ધ્રુવને પ્રબળ છે, પરંતુ વિદ્વાન મનુષ્યે ઉદ્યમ અને ઉપાય સર્વથા કરવો જોઇયે; કેમકે જો ઉપાય અને શ્રમ વ્યર્થ હોય તો મણિ મંત્ર ઔષધ શું કામ બનાવત? વિદ્વાને ભવિતવ્યતા પર વિશ્વાસ ન કરવો જોઇયે; પ્રત્યક્ષ સંસારમાં કોઇ નહિ હોય કે જે વિના ઉદ્યમ રેહેતો હોય. જે લોક વિરક્ત અને યતી થઇ જાય છે તે પણ ગૃહસ્થને ઘેર બોલાવ્યા અથવા વગર બોલાવ્યા ભિક્ષા કરવા જાય છેઃ એવો કોણ હશે કે જેના પેટમાં આહાર આપોઆપ ચાલ્યો જાય?

દોહરો.

ઉદ્યમ કરે અનેક વિધિ, સરે ન જ્યારે કામ;
દૈવ પ્રબળ તવ નર કહે, જે પંડિત મતિધામ.

એટલો વિચારાંશ કરી રૂરૂશર્માએ નદીમાં સ્નાન કીધું અને હાથમાં જળ લઇને કહ્યું કે, આજ સુધી જો મેં ઇશ્વરના જપ, તપ, સત્કર્મ અને ગુરૂમહાત્માની સેવા કરી હોય તો તે પુણ્ય પ્રગટ થઇ મારી પ્રાણપ્યારીને જીવાડો. જો કદાચિત તે નહિ જીવશે તો હું હવડેજ પ્રાણને નિશ્ચય તજી દઇશ. એટલું બોલી જળ પૃથ્વીપર છોડી દીધું અને આંખ મીંચી જગદીશ્વરનું ધ્યાન ધરી રહ્યો હતો એટલામાં એક સ્વર્ગદૂત પ્રગટ થઇને બોલ્યો કે, હે રૂરૂશર્મા, એવું સાહસ મ કર. મરેલી કન્યા કેમ કરી જીવતી થઈ શકે? એનું આયુર્બળ આજ સમાપ્ત થઇ ગયું છે. જેમ દીપકનું તેલ ઘટી જવાથી દીવો નથી ઠરી શકતો—ઓલાઇ જાય છે તેજ પ્રમાણે વિના આયુર્બળે કોઇ જીવી શકતું નથી. તમે પોતાને માટે કોઇ બીજી સ્રી શોધો અને નિર્બુદ્ધિની પેઠે ના રૂઓ. સ્વર્ગદૂતનાં વચન સાંભળી રૂરૂશર્મા બોલ્યો કે, મારે બીજી સ્રી નથી જોઇતી. હું સંકલ્પ કરી ચૂકયો કે મારી પ્યારી નહિ જીવશે તો હું પ્રાણ

ત્યાગ કરીશ. જ્યારે સ્વર્ગદૂતે જોયું કે નિશ્ચે આ મરવા તૈયાર થયો છે ત્યારે તેણે કહ્યું કે, જો તારી એને જીવાડવાની મરજી હોય તો તારા અડધા આયુષ્યનો એના નામપર સંકલ્પ કર, તો હું એને જીવતી કરવાનો યત્ન કરી આપું. એટલી વાત સ્વર્ગદૂતને મોઢેથી સાંભળી રૂરૂશર્માએ પોતાના અડધા આયુર્બળનો પ્રમદ્વરા કન્યાના નામપર સંકલ્પ કીધો. ત્યારે સ્વર્ગદૂત રૂરૂશર્માને સાથે લઇ તે મૃતક કન્યાની નિકટ ગયો અને તેણે હાથમાં જળ લઇ કંઇ ઔષધ મેળવી તેના મોઢાપર છાંટયું અને કહ્યું કે, તું પોતાના પતિના અડધા આયુર્બળથી જીવતી ઉઠ. એટલું બોલતાંજ તે કન્યા જીવતી ઉઠી અને તે સ્વર્ગદૂત અંતરધ્યાન થઇ ગયો. પછી શુભ મુહૂર્તમાં રૂરૂશર્મા અને પ્રમદ્વરા કન્યાનાં લગ્ન થયાં. બન્નેનાં માતાપિતા પોતાના મનોરથને પ્રાપ્ત થઇ હર્ષિત થયાં અને રૂરૂશર્મા પ્રમદ્વરાની સાથ સુખ રૂપ રહેવા લાગ્યો.

દોહરો.

શ્રમ કીધે ફળ તો મળે, વણુ ઉપાય નહિ ભોગ;
દૈવ દૈવ કરિ આળસૂ, ભોગવતા દુખ શોક.

---

## નવમો તરંગ,

### ધનની પ્રધાનતા વિશે વાર્તા.

કોઇએક નદીના તટપર એક મહાત્મા તપસ્વી કૂટી બનાવી રહ્યો હતો. તે રાતદિવસ પરમેશ્વરનાં ભજનમાં લાગ્યો રહેતો હતો. એકે ક્ષણ એવો નહતો કે, જે સમયે તે પરમેશ્વરનું ધ્યાન ન કરતો હોય. જે કાંઇ આહાર મળી જતો તેમાંજ સંતોષ માનીને પ્રસન્ન રહેતો. તે સ્થાનથી થોડે દૂર એક નગર હતું. ત્યાંથી એક બ્રાહ્મણની કન્યા અને બે ક્ષત્રીઓની કન્યાઓ જ્યારે નદીમાં સ્નાન કરવા જતી ત્યારે વખતે વખતે તે ત્રણે કાંઇ ને કાંઇ પદાર્થ તપસ્વીના ભોજન નિમિત્ત લઇ જતી અને તે

તેની પાસે રાખીને ચાલી આવતી. હવે તપસ્વી પણ છોકરી-ઓની શુદ્ધ ભાવના અને શ્રદ્ધા દેખીને તે વસ્તુ થોડી ઘણી અવશ્ય ખાઇ લેતો હતો. તે ત્રણેનો એવોજ નિયમ ઘણા દિવસ સુધી રહ્યો. જ્યારે ત્રણે છોકરીઓનાં લગ્ન થયાં અને જ્યારે તેમને સાસરે સિધારવાનો દિવસ ઠરાવવામાં આવ્યો ત્યારે તે ત્રણે કન્યા તે બાવાજી પાસે વિદાયગીરી માગવાના પ્રયોજનથી ગઇ, અને તેમણે કહ્યું કે મહારાજ, અમે બધી હવે સાસરે જઇશું, તમારી પાસે આજ્ઞા માગવા આવી છિયે. શું જાણિયે કે આપનાં દર્શન ફરી મળે કે ન મળે; માટે પ્રાર્થના કરિયે છિયે કે તમારી પુત્રીઓપર જેવી મમતા રાખતા આવ્યા છો તેવીજ રાખતા રહેજો અને અમારી તરફથી જે કાંઇ આપની સેવામાં ભૂલચૂક થઇ હોય તે ક્ષમા કરજો.

એ વાત સાંભળીને તપસ્વી બોલ્યો કે, હે પુત્રીઓ, તમે સ-ઘળીઓએ મારી મોટી સેવા કરી છે તેથી હું બહુજ પ્રસન્ન છું; માટે તમને ત્રણેને જે કાંઇ અભિલાષા હોય તે કહો કે તેને માટે હું જગતકર્ત્તાની પ્રાર્થના કરૂં કે, તે તમારા મનોરથ સિદ્ધ કરે. એ સાંભળીને તે ત્રણે બોલી કે, ગુરૂજી મહારાજ, હમે આ-પની આગળ મોઢે તો કહી શકતી નથી; પરંતુ જે અમારા ત્રણના મનમાં છે તેને માટે આપ આશીર્વાદ આપો. એવું સાંભળી તપસ્વીએ ધ્યાનમાં પ્રભૂની પ્રાર્થના કરી અને તે અંગીકૃત થઇ ત્યારે છોકરીઓને કહ્યું કે, તમારા ત્રણેના અંતઃકરણમાં જે અભિલાષા છે તે પરમેશ્વર પૂરી કરશે. એવું સાંભળી તે ત્રણે બાવાજી પાસેથી વિદાય થઇ અને પોતપોતામાં પુ-છવા લાગી કે, તમે શો મનોરથ કર્યો છે? ત્યારે તેમાંની બ્રાહ્મણની કન્યા બોલી કે, મેં તો એ મનોરથ કીધો છે કે મને પંડિત ને જ્ઞાની પુત્ર મળે. બીજી ક્ષત્રીની કન્યાએ કહ્યું કે, મારી તો એ અભિલાષા છે કે મારો પુત્ર મોટો શૂરવીર થાય, અને ત્રીજી ક્ષત્રીયની કન્યાએ કહ્યું કે મારી મનોવાંછા એ છે કે, મારો પુત્ર ન તો પંડિત થાય કે ન શુરવીર થાય, પરંતુ ધનવાન થાય.

એ ઉપરથી જેણે પંડિત પુત્રની અભિલાષા કરી હતી તે વિદ્યાને પ્રધાન ગણતી હતી; અને જેણે વીરપુત્ર ચાહ્યો હતો તે શૂરતાને ઉત્તમ કહેતી હતી અને જેણે ધનવાન પુત્રની લાલસા કરી હતી તે એમજ કહેતી હતી કે ધન સર્વોપરિ છે. જ્યારે એ વાતનો વિવાદ બહુ વધી ગયો ત્યારે પેલી કન્યા જે ધનને પ્રધાન કહેતી હતી તે બોલી કે, હાલમાં એનો વિવાદ કરવો તે વ્યર્થ છે. જો આપણે ત્રણે જીવતી રહીશું અને પરમેશ્વર સહુનો મનોરથ પૂર્ણ કરશે તો એ વિવાદ કેટલેક કાળે નિવૃત્ત થઇ જશે.

એ વાત સહુને ઠીક લાગી. હવે જેવી તે ત્રણેની સંગતિ અને મૈત્રી મહિયરમાં હતી તેવીજ સાસરે પણ ચાલુ રહી; અર્થાત્ ત્રણેનાં લગ્ન એકજ ગામમાં થયાં તેથી ત્યાંપણ તેમનો પરસ્પર મિલાપ થતો હતો. થોડો વખત વીત્યા પછી થોડા થોડા દિનને આંતરે ત્રણેને એક એક પુત્ર થયો અને જેવો તપસ્વીનો આશીર્વાદ હતો તેવાજ થયા; અર્થાત એકનો પુત્ર વિદ્વાન્ ને બુદ્ધિવાન, બીજીનો શૂરવીર અને ત્રીજીનો ધનવાન ને ભાગ્યવાન થયો. વળી એવો પણ સંજોગ બની આવ્યો કે તે ત્રણે છોકરાઓમાં પણ બાળપણથી બહુ પ્રીતિ બંધાઇ. જ્યારે ત્રણે શાણા થયા ત્યારે ધનવાન પુરૂષ પેલા વિદ્વાન અને વીરને વરસાણ બાંધી આપીને પોતાની સાથે રાખતો હતો અને તેમના પરિવારને અર્થે ભોજન વસ્ત્રની સારી રીતે સંભાળ રાખતો હતો. એક વખત એવું બન્યું કે, ધનવાનના ઘરપર પંડિત કાંઇ કથાપુરાણ સંભળાવતો હતો; ત્યારે શૂરવીર હથિયાર બાંધીને ડોઢી (દેવડી) પર બેઠો, હતો અને ધનવાન કથા શ્રવણ કરતો હતો. તે અવસરે એ ત્રણેની માતાઓ જેમને તપસ્વીનો આશીર્વાદ મળ્યો હતો, તેઓપણ ત્યાં હતી. પંડિત અને શૂરવીરની માતાઓ તો પૂર્વ સમયની તે વાત ભૂલી ગઇ હતી, પણ ધનવાનની માતાને તે વાત સ્મરણમાં હતી; કેમકે તે પેહેલેથીજ કહી ચુકી હતી કે સમયાંતરમાં એનો વિવાદ નિવૃત્ત થઇ જશે. હવે વાત કાઢવાનો આ ઉચિત સમય છે એમ સમજી તેણીએ પોતાની બન્ને સખીઓને કહ્યું કે, તમને બ-

નેને કાંઇ આગલી વાત યાદ છે? તેમણે કહ્યું કે નહિ, કાંઇ ધ્યાનમાં આવતી નથી. ત્યારે તેણે બ્રાહ્મણની કન્યાને કહ્યું કે, જ્યારે આપણ ત્રણેને તપસ્વીનો વર મળ્યો હતો, ત્યારે આપણા વચ્ચે એજ વાદ હતો; ને તું કહેતી હતી કે વિદ્યા મોટી, આ કહેતી હતી કે શૂરતા મોટી અને હું કહેતી હતી કે ધન મોટું છે. તો હવે હું અભિમાનથી નથી કહેતી, પણ તમને માત્ર જણાવવાને માટેજ કહું છું કે તમે બન્ને ન્યાયથી વિચાર કરો કે તમારો પુત્ર જે કથા વાંચે છે અને આનો પુત્ર જે હથિયાર બાંધીને બેઠો છે અને મારો પુત્ર જે સહુનું સન્માન કરતો કથા સાંભળી રહ્યો છે તેઓમાંથી કોણ સ્વાધીન છે, કોણ પરાધીન છે અને કોને પ્રધાનતા છે? એ વાત સાંભળી તે બન્ને ચૂપ થઇ, પણ એ વાત જ્યારે પંડિતને કાને પડી ત્યારે તે બોલ્યો કે, પ્રધાનતા, વિદ્યા, શૂરતા અને ધનાઢયતા એ ત્રણેની છે, પરંતુ પાંડિત્ય અને શૂરત્વની પ્રધાનતા વિશેષ અવસ્થામાં છે; અને ધનાઢયતાની પ્રધાનતા સર્વે અવસ્થામાં છે. જેમકે નીતિમાં કહ્યું છે કેઃ–

### श्लोक.

वयोवृद्धा स्तपोवृद्धा ज्ञानवृद्धा स्तथैवच
सर्वेते धनवृद्धस्य द्वारे तिष्टंति किंकराः॥

અર્થાત્–અવસ્થાએ વૃદ્ધ, તપે કરી વૃદ્ધ અને જ્ઞાનવડે વૃદ્ધ એવા તે ધનવૃદ્ધના દ્વારપર આજ્ઞાકારી થઇને રહે છે. જેમકે ભતૃહરિએ કહ્યું છે કેઃ–

### श्लोक.

जातिर्या तुरसातलं गुणगण स्तस्याप्यधोगच्छतात्
शीलं शैलतटात् पतत्वभिजनः संदह्यतां वान्हिना
शौर्यें वैरिणि वज्र माशुनिपतत्वऽर्थोस्तुनः केवलं
येनैकेन विना गुणा स्तृण लवप्रायाः समस्ताइमे ॥

અર્થ–જાતિ રસાતળે ચાલી જાઓ, ગુણોના સમૂહ વળી તેની પણ નીચે મહાતળમાં ચાલ્યા જાઓ, શીલ ( સદાચરણ ) પહાડપરથી નીચે ગબડી પડો અર્થાત્ ચૂરેચૂરા થઈ જાઓ, પરિવાર અગ્નિથી ભસ્મ થઇ જાઓ અને શૂરતારૂપી શત્રૂપર વજ્ર પડો પણ એક માત્ર ધન બચી રહો કે જેના વગર સંપૂર્ણ ગુણોના સમૂહ તણખલાની કણિકાથી પણ તુચ્છ થઈ જાય છે.

શ્લોક.

तानींद्रियाणि सकलानितदेवकर्म
साबुद्धिऽरप्रतिहता वचनं तदेव
अर्थोष्मणा विरहितः पुरुषः सएव
त्वन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ॥

અર્થ–તેજ સર્વે ઇંદ્રિઓ છે, તેજ કર્મ છે, અપ્રતિહત બુદ્ધિ છે, તેજ વચન છે પરંતુ ધનની ઉષ્ણતાથી રહિત તેજ પુરૂષ એકજ ક્ષણમાં બીજો થઇ જાય છે એ વિચિત્રગતિ છે.

શ્લોક.

यस्यास्ति वित्तं सनरः कुलीनः सपंडितः सःश्रुतवान् गुणज्ञः
सएव वक्ता सच दर्शनीयः सर्वे गुणाः कांचनमाश्रयंति

અર્થ–જેની પાસે ધન છે તેજ મનુષ્ય કુલીન, તેજ પંડિત, તેજ ગુણવાન્, તેજ ગુણજ્ઞ, તેજ વકતા અને તેજ દર્શનીય અર્થાત્ દેખવા યોગ્ય હોય છે; કેમકે સંપૂર્ણ ગુણ સુવર્ણનો આશ્રય કરીને રહે છે. તેમજ બીજા કોઇ કવિએ કહ્યું છે કે,

શ્લોક.

धनेनाकुलीनाः कुलीना भवन्ति
धनैरापदो मानवा दुस्तरन्ति
धनेभ्योनकिंचित् सुहृदवर्ततेऽन्यो
धनान्यऽर्ज्जयध्वंधनान्यऽर्ज्जयध्वम् ॥

અર્થ—ધનવડે અકુલીન પણ કુલીન થઇ જાય છે, ધનની સહાયતાવડે મનુષ્ય વિપત્તિયોને તરી જાય છે, ધનથી ચઢતો કોઇ મિત્ર નથી માટે ધન ભેગું કરો, ધન ભેગું કરો.

એ પ્રકારની વાતો સાંભળી પંડિત અને શૂરવીરની માતા લજ્જિત થઇ અને કહેવા લાગી કે, ખરેખરૂં જોતાં એણે જે કહ્યું હતું તેજ બરાબર છે કે આવો મોટો પંડિત અને આવો શૂરવીર તે ધનવાનને આસરે રહે છે તો સહુથી મોટી પ્રધાનતા ધનવાનની થઇ. તેજ સમયે સ્ત્રીઓએ આ વચન કહ્યું કેઃ—

દોહરો.

નહિ પંડિત, નહિ શૂર પણ, મળો પુત્ર ધનવાન;
ભાગ્યવાનના દ્વારપર, ઠરે કંઇક ગુણવાન.

---

## તરંગ ૧૦ મો.

---

### બુદ્ધિ અને ચતુરાઇની પ્રબળતા વિષે વાર્તા.

કોઇ એક સમયે એક ધનવાન અને બુદ્ધિવાન મનુષ્યમાં વિવાદ થયો. ધનવાન કહેતો હતો કે ધન મોટું છે અને બુદ્ધિમાન કહેતો હતો કે બુદ્ધિ મોટી છે. પણ એનો નિવેડો કયાં પણ થઇ શકતો ન હતો. કેમકે કોઇ ધનને મોટું કહેતું અને કોઇ બુધ્ધિને; આખરે જ્યારે કોઇ સ્થળે પણ નિવેડો ન થઇ શકયો ત્યારે બન્ને પોતાના દેશપતિ રાજાની પાસે ગયા અને પ્રાર્થના કીધી કે અમારો નિવેડો કરી આપો. એ પ્રાર્થના સાંભળી રાજાએ બન્ને મનુષ્યોને પુછ્યું કે એ વિવાદમાં તમારી વચ્ચે પ્રતિજ્ઞા શી ઠરી છે? ત્યારે બન્નેએ કહ્યું કે પૃથ્વીનાથ, જો બુદ્ધિ હલકી ઠરે તો બુધ્ધિવાન ધનવાનની જીવે ત્યાં સુધી આધીનતા કરે; અને જો ધન હલકું ઠરે તો ધનવાન પોતાની અડધી દોલત બુદ્ધિમાનને આપે અને જીવે ત્યાં સુધી તેની આજ્ઞા માને. એવું નિયમપત્ર લખાવી બન્નેના તેપર હસ્તાક્ષર કરાવી રાજાએ તે બન્નેને એક ચિઠ્ઠી

આપીને એક બીજા દેશના રાજા પાસે મોકલી દીધા. અને કહ્યું કે ત્યાં જશો એટલે તમારા વાદનો નિવેડો થઇ જશે. રાજાની આજ્ઞા માથે ચઢાવી તે બન્ને તે રાજાની સભામાં જઇ પહોંચ્યા અને તે રાજપત્ર આપ્યું. જ્યારે રાજાએ પત્ર ખોલીને વાંચ્યું ત્યારે તેમાં લખ્યું હતું કે તે બન્નેનાં માથાં ત્યાં આવી પહોંચે કે કપાવી નાખવાં, તેમાં કાંઇપણ સોચ વિચાર કરવો નહિ. એ પત્રનો આશય સમજી રાજા મોટો અચંબો પામ્યો અને પોતાના મંત્રીને પુછ્યું કે હવે આપણે કેમ કરવું ? જેમ પત્રમાં લખ્યું છે તેમજ કરવું કે કાંઇ વિચાર કરવો અવશ્યનો છે ? મંત્રી બોલ્યો કે, સુણો પૃથ્વીનાથ ! એ કાર્યમાં તો એવું શું વિચારવા જેવું છે, પણ જેટલાં કાર્ય ઉપસ્થિત થાય પછી તે સ્વદેશને લગતાં કાર્ય હોય કે પરદેશને લગતાં હોય તોપણ તે સઘળાંનો વિચાર કરીને નિકાલ કરવો જોઇયે; કેમકે એકદમ કરવાથી પાછળથી પસ્તાવો થવાનો ડર રહે છે.

ચોપાઈ.

સાહસ કરિ પાછળ પસતાય, બુધજનમાં પંડિત ન ગણાય.

એટલા માટે વિચારીને કામ કરવાથી રૂડું થાય છે. તેમાં પણ જે કાર્યનાં કારણ અને ભેદ વિદિત ન હોય એવાં કાર્યોમાં તો અવશ્ય વિચાર કરવો જોઇયે. આ કાર્ય પણ એવાજ પ્રકારનું છે. આ બન્નેએ એવો શો અપરાધ કર્યો કે જેથી એ વધ કરવા યોગ્ય થયા અને એનું શું કારણ કે ત્યાં મારી નાંખવામાં ન આવે ? અને પત્રમાં જે એવા શબ્દ લખ્યા છે કે વગર વિચારે તરત મારી નાખવા, તેથી આધિક સંદેહ ઉપજે છે. એટલા માટે જે મારી લઘુબુદ્ધિમાં આવે છે તે આપની આગળ નિવેદન કરૂંછું કે, એ બન્નેને, પત્રનો આશય સંભળાવી કહી દેવું કે, આટલા દિવસના અંતરમાં આ ચીઠીમાં લખ્યા પ્રમાણે તમારા બન્નેનો વધ કરવામાં આવશે. પછી એ બન્નેને પેહેરામાં રાખવા ને તે પછી જેમ ઉચિત લાગશે તેમ કરવામાં આવશે. તેટલા વખતમાં એ મનુષ્યોની ચેષ્ટાથી પણ કાંઇક

વૃત્તાંત ખુલ્લો પડશે. મંત્રીની એ વાત સાંભળી રાજાએ કહ્યું કે બહુ સારૂં, એ પ્રમાણેની બન્નેને આજ્ઞા સંભળાવી દો. જ્યારે બંનેને આજ્ઞા સંભળાવવામાં આવી કે આટલા દિવસની અંદર તમારાં બંનેનાં મસ્તક કાપી નાખવામાં આવશે, માટે જે કાંઇ ખાવું પીવું કે મોજમઝાની અભિલાષા હોય તે એટલામાં કરી લો; ત્યારે બુદ્ધિમાન મનુષ્ય ધનવાન પ્રત્યે એકાંતમાં કહેવા લાગ્યો કે; ઓલો ભાઇ ! હવે અમારાં તમારાં માથાં કાપી નાખવાની આજ્ઞા થઇ ચુકી માટે આપણા પ્રાણરક્ષણને માટે જે ઉપાય કરવો હોય તે કરો. એ સાંભળી ધનવાન બોલ્યો કે જો કોઇ અધિકારીની પાસે કામ હોત તો મારૂં સામર્થ્ય હતું કે, તે જેટલું ધન માગત તેટલું આપી જીવ બચાવત, પણ હવે તો રાજાની આજ્ઞા થઇ ચુકી એટલે મારૂં ધન નિષ્પ્રયોજન છે; અને હું કાંઇ કરી શકતો નથી. હવે મારા મનમાં એવો વિચાર આવે છે કે, મારા કાં ભોગ લાગ્યા કે આ વ્યર્થ વિવાદ ઉભો કરી આવા પ્રાણ સંકટમાં પડ્યો. હવે ભાઇ જો તારી બુદ્ધિનું કાંઇ બળ ચાલે તો કાંઇ ઉપાય કર, નહિ તો વગર લેવેદેવે પ્રાણ જવા વખત આવ્યો છે. જો આ વખતે પ્રાણ બચશે તો તમારો જીવતાં સુધી આભાર માનીશ ને પોતાનો ભાઇ જાણીશ; કેમકે જે આપત્કાળમાં બચાવે અને સાથે રહે તેજ ભાઇ છે એવું ચાણક્યે કહ્યું છે:—

श्लोक.

आपत्काले महत्यर्थे दुर्भिक्षे शत्रुविग्रहे
राजद्वारे स्मशानेच यस्तिष्टति स बांधवः ॥

અર્થ—વિપત્તિકાળમાં, મોટા પ્રયોજનમાં, દુકાળની વખતે, લડાઇમાં, રાજદ્વારમાં અને સ્મશાનમાં જે સાથે રહે અર્થાત્ છોડી ન જાય તેજ ભાઇ છે. તો આ પ્રાણસંકટથી આપનો ને મારો પ્રાણ બચે તેમ કરો. મારાથી જે મૂર્ખતા થઇ તેનું ફળ ભોગવવું પડ્યું. મેં એવો ઝગડો શું કામ કર્યો ? બુદ્ધિમાન ને ધનવાનના નાના મોટા હોવા સાથે મારે શું પ્રયોજન હતું ?

## શ્લોક.

यस्मिन् कर्माणि सिद्धेपि लभ्यते न फलोदयः
असिद्धेऽपि महद्दुखं तद्बुधः कथमाचरेत्

અર્થ—જે કામ સિદ્ધ થયે છતે પણ કાંઇ ફળ ન મળે અને અસિદ્ધ થયાથી મહાદુઃખ થાય તો એવું કામ જ્ઞાની કેમ કરે?

ધનવાનનો એ પ્રકારનો વિલાપ સાંભળી બુદ્ધિમાન બોલ્યો કે તમે ચિંતા ન કરો. ઇશ્વરની ઇચ્છા હશે તો તમારો જીવ બચી જશે. પરંતુ તમારે હાથે લખી આપો કે ધનથી બુદ્ધિ શ્રેષ્ઠ છે. એ વાત સાંભળતાંજ ધનવાને ઝટપટ લેખ કરી આપ્યો અને કહ્યું કે, ભાઇ તમે શીઘ્ર ઉપાય કરો. બુદ્ધિમાને કહ્યું કે, ઉપાય તો હું હવડેજ કરૂં છું, પરંતુ તમને કોઇ કાંઇ પૂછે તો તમારે કાંઇ ન કહેવું; પણ મારી ઉપર રાખ એ પ્રકારે પોતપોતામાં સંમતિ કરી બુદ્ધિમાને પહેરાવાળાની પાસે જઇને કહ્યું કે, ભાઇ હમારે કાંઇ પ્રાર્થના કરવી છે, અમને રાજસભામાં લઇ ચાલો. જ્યારે તેને રાજસભામાં લઇ ગયા ત્યારે બુદ્ધિમાન સાષ્ટાંગ દંડવત્ કરીને બોલ્યો કે, મહીનાથ, અમે બન્ને જે જે કારણસર અહીં આવ્યા છૈયે તે વાત કેમ અમલમાં મુકવામાં આવતી નથી. એટલો વિલંબ થવાનું શું કારણ છે? અમારા રાજાની આજ્ઞાનું પાલન થાય તેમ કરો, નહિ તો અમને અમારા રાજાની પાસે પાછા મોકલી દો. મંત્રી બોલ્યો કે, તું મોટો મૂર્ખ છે કે પોતાનું માથું કપાવવાની પ્રાર્થના કરે છે. તે બોલ્યો કે હું તો મારા સ્વામીની આજ્ઞાને શ્રેષ્ઠ સમજું છું, બીજું કાંઇ નથી જાણતો. એ વાત સાંભળી મંત્રી બોલ્યો કે એક ત્રણ દિવસ વધારે ખમો, પછી જેમ કરવું હશે તેમ કરવામાં આવશે. ત્યાર પછી રાજા ને મંત્રી એકાંતમાં બેશીને વિચાર કરવા લાગ્યા કે એવું તે શું કારણ હશે કે એ આપોઆપ પોતાના વધની પ્રાર્થના કરે છે? મંત્રી બોલ્યો કે મહીનાથ, મે તો પેહેલેથીજ કહ્યું છે કે એ કાર્યમાં કાંઇ મોટું કારણ છે, નહિ તો જીવ સહુને વહાલો હોય છે, કોઇ પ્રાણના નાશની ઇચ્છા કરતું નથી. પણ કાંઇ ચિંતા

નહિ, હવે એનો નિશ્ચય જે પ્રકારે થઇ શકશે તે પ્રકારે હું બહુજ શીઘ્રતાથી કરી આપને નિવેદન કરીશ. ત્યાર પછી મંત્રીએ કેટલાક ભેદુઓને તે બન્નેની પાસ પૂછવાને મોકલ્યા, પરંતુ તેમણે કોઇને કાંઇ કહ્યું નહિ. આખરે મંત્રી પોતે ગયો અને મોટા આદર-સન્માનથી બોલ્યો કે, જો તમે ભેદ જણાવશો તો જે ઇચ્છશો તે પદાર્થ મળશે. આખરે બુદ્ધિમાને એકાંતમાં મંત્રીને કહ્યું કે, અમારા રાજા તમારૂં રાજ્ય લેવાના ઉપાય ઘણા દિવસથી ખોળતા હતા, પણ કોઇ હાથ લાગતો ન હતો. થોડા દિન ગયા નહિ એટલામાં જ્યોતિષીઓએ અમારા બન્નેમાં કોઇ એવું લક્ષણ જોયું કે આ બન્ને મનુષ્યોનો જ્યાં વધ કરવામાં આવશે તે રાજ્ય નષ્ટ થઇને અમારા રાજાના હાથમાં આવશે. ત્યાર પછી રાજાએ અમને બન્નેને બોલાવીને સમજાવ્યા અને પેઢી દર પેઢીને માટે જીવિકા બાંધી આપી. અમને બન્નેને પ્રસન્ન કીધા અને અહીં મોકલી દીધા. એ વાત મંત્રીએ જઇ રાજાને કહી. રાજાએ બુદ્ધિમાનને બોલાવી ઘણી પ્રશંસા કીધી અને કહ્યું કે તમારી સ્વામી ભક્તિના અને શુભચિંતકતાથી હું ઘણોજ પ્રસન્ન થયો. પછી રાજા-બુદ્ધિમાનને એક લાખ રૂપિયા અને ધનવાનનેકાંઇ પારિતોષક આ-પીને અને ઘણુંએક મણિરત્ન અને ઉત્તમ ઉત્તમ વસ્ત્રો પહેરાવી હાથીપર ચઢાવી વિદાય કીધા. વળી પત્રના ઉત્તરમાં લખી આપ્યું કે અમારે ત્યાં અપરાધના નિશ્ચય વિના વધ નથી થતો. જ્યારે તે બન્ને પોતાના દેશાધીશ રાજાની પાસે પહોંચ્યા ત્યારે રાજાએ પુછ્યું કે તમારો ન્યાય થઇ ગયો કે નહિ? તે બન્નેએ કહ્યું કે, હા મહારાજ! થઇ ગયો. પછી બન્નેએ આગળની કરેલી પ્રતિજ્ઞાને અનુસરતી વર્તણુક કરી.

સોરઠો.

ધનથી જે નર હીન, હીન ન તેને બુધ કહે;<br>
ત્વધા બુદ્ધિવિહીન, હીન તેજ સહુ વાતમાં.

## બુદ્ધિ પ્રભાવની બીજી વાર્તા.

દક્ષિણ દેશમાં સમુદ્રતટપર રત્નાકર નામે નગરમાં એક મર્કટાસ્ય નામે વૃધ્ધ મહાજન રેહતો હતો. તેની તરૂણ સ્ત્રીનું નામ

મનીષા હતું. કોઇએક સમયે રાતના તેને ઘેર લુટારા આવ્યા ને મહાજનના સેવકોને તેમણે ઘાયલ કરી અશક્ત કરી દીધા. ઘરધણીને તો ઘડપણે અગાઉથીજ અશક્ત કરી રાખ્યો હતો. તે પ્રસંગે તેની સ્ત્રી મનીષા ધીરજ ધારણ કરી ચોરના સમુહની વચમાં આવી બોલી કે, મારો પતિ એવો વૃદ્ધ છે કે, એની સાથ મારો જન્મ વ્યર્થ જાય છે અને નરકથી અધિક પીડા થાય છે. હું ઘણા દિવસથી ગભરાટમાં હતી, પરંતુ આ પિશાચની ચુંગાલમાંથી નીકળવા પામતી નહતી. શો સંયોગ બન્યો કે તમે મારી દૃષ્ટિએ પડયા. હવે તમારામાંથી જેના મનને હું ગમું તેની સાથે રહેવાને હું પ્રસન્ન છું. મારા ઘરમાં અનર્ગલ ધનસંપત્તિ છે. એ સઘળી ઉઠાવી લઇ ચાલો, જેથી જન્મભર આનંદ કરિયે. તેનું રૂપ દેખી લુંટારા મોહિત થઇ ગયા અને પોતપોતામાં કેહેવા લાગ્યા કે એ મારી સાથે રેહેશે ને બીજો કેહે એ મારી સાથે રેહેશે. ત્યારે મનીષા બોલી કે અહીં લડો ના. આપણે ઘેર જઇ પછી જેમ ઉચિત જણાય તેમ કરવું. અહીંથી જલદી ધન ઉઠાવી લો ને બહાર નીકળો. એમ ન થાય કે કોઇ આવીને પકડે; કેમકે જો તમે પકડાઇ જશો તો મારો મનોરથ સિદ્ધ નહિ થાય. જ્યારે ચોરો રૂપિયાથી ભરેલી પેટીનું તાળું તોડવા લાગ્યા ત્યારે તે સ્ત્રી બોલી કે રૂપિયા તે કેટલાક લેશો. ચાલો હું મોહોરનો ઢગલો બતાવું કે જેથી બોજ થોડો ને લાભ અધિક થાય. નિદાન તેમને એક ભોંયરામાં લઇ ચાલી. જ્યારે તે તલઘરમાં ઉતરવા લાગ્યા ત્યારે તે મનીષાએ કહ્યું કે, એક માણસ તલઘરના દરવાજાપર પણ ઊભા રહો. જ્યારે મનીષા લુટારાની સાથે ભોંયરામાં પહોંચી અને પેટી ખોલવા લાગી ત્યારે બોલી કે એની કુંચી ઉપર રાખેલી છે. તમે ઉભા રહો હું જઇને લઇ આવું. તે સઘળા તેજ જગાએ ઉભા રહ્યા. તે સ્ત્રી કુંચી લેવા ઉપર આવી ત્યારે દરવાજાપર જે ઉભા હતા તેમણે પુછ્યું કે કેમ બહાર આવી? જવાબ દીધો કે કુંચી લેવા જાઉં છું, તમે નીચે જુઓ તો ખરા, કેટલી

પેટી મોહોરથી ભરેલી છે. જ્યારે તે નીચે જોવા લાગ્યા ત્યારે તેણે ઓચિંતો એવો ધક્કો માર્યો કે તે બન્ને નીચે ગબડી પડયા. તરતજ તેણે તલઘરનાં કમાડ બંધ કરી દીધાં અને એક સુકા ઘાસના ઢગલામાં આગ લગાડી દઈ, આગ! આગ! એમ બૂમ પાડી. તેથી આગ હોલવવાને ઘણાંએક માણસો એકઠાં થઇ ગયાં ને તેણે સઘળો વૃત્તાંત પ્રગટ કરી દીધો ને સઘળા ચોરોને પકડાવી જમપુરીના વટેમાર્ગુ કીધા.

દોહરો.

પ્રગટે મતિ સંકેતમાં, જેની તે મતિમાન;
તરે આપદા કોટિવિધિ, એવણુ સંશય જાણ.

## ત્રણ નોકરોની વાર્તા.

એક વેપારી મહાજનના ત્રણ સેવક હતા. તેમાં એકનો માસિક પગાર પાંચ રૂપિયા, બીજાના પચીસ રૂપિયા અને ત્રીજાના સો રૂપિયા હતા. હવે જેનો પચીસ રૂપિયાનો મહીનો હતો તે, તે સો રૂપિયાવાળાપર એમ દાઝે બળતો કે, કામ હું વધારે કરૂં છું ને એ તો અમસ્તકોજ સો રૂપિયા મહિને લે છે. તેમજ જેને પાંચ રૂપિયા મળતા હતા તે એમ દાઝે બળતો કે કામ હું વધારે કરૂં છું ને આ બન્ને મફતમાંજ એટલા રૂપિયા મહિને લે છે. તેમ શેઠ પણ એવો અંધ છે કે કામ જોતો નથી. એ વાત વેપારીના જાણવામાં આવ્યાથી તેણે વિચાર કર્યો કે આ બન્ને અભાગિયા પોતાની યોગ્યતા વિચારતા નથી, માત્ર સામાપર દાઝે બળ્યાં કરે છે. પછી એક દિવસ લાગ જોઇ વેપારીએ પાંચ રૂપિયાવાળા સેવકને કહ્યું કે જઇને જોઇ આવો કે બંદરપર વહાણ કયાંથી આવે છે અને ક્યાં જશે. એવું સાંભળી તે ગયો અને ત્યાંથી પૂછીને તુરત પાછો આવ્યો અને કહેવા લાગ્યો કે, અમુક નગરથી આવે છે ને અમુક નગરે જશે. વેપારી બોલ્યો, "તેમાં શું લાધ્યું છે?" તેણે જવાબ દીધો કે, "એ તો મેં કાંઇ પૂછ્યું નથી." પછી પચીસ રૂપિયાવાળા ભૃત્યને મોકલ્યો કે તમે

પૂછી આવો. જ્યારે તે પૂછીને આવ્યો ત્યારે વેપારીએ પૂછ્યું કે, "તમે શું પૂછી આવ્યા?" તેણે કહ્યું કે મહારાજ! "અમુક નગરના અમુક વેપારીનાં વહાણ છે અને તેણે માલ ભરીને મોકલ્યાં છે અને તેમાં અમુક વસ્તુ ભરી છે ને વસ્તુ ઉત્તમ પ્રકારની છે અને આટલા દિવસમાં જ્યાં જવાનાં છે ત્યાં પહોંચી જશે." વેપારી બોલ્યો કે, "કેવળ એજ વસ્તુ ભરી છે કે બીજી કાંઇ પણ છે? વળી તે શા ભાવે પડી છે?" તે બોલ્યો કે "એ તો મેં નથી પૂછ્યું." ત્યારે સો રૂપિયાના પગારવાળાને બોલાવી મોકલ્યો કે, એ વહાણના સમાચાર લઇ આવો. જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે યથોચિત પ્રણામ આશીશ કરીને બેઠો અને નાવના અધિકારીને બોલાવીને તેનો વૃત્તાંત યથાર્થ પૂછી લીધો કે, એ વહાણ ક્યાંથી આવ્યાં છે? ક્યાં જશે અને એમાં શી વસ્તુ ભરી છે. વળી ભરતીઆમાં તે શા ભાવે પડી છે અને અહીં સુધી આવવામાં કેટલો ખરચ લાગ્યો છે અને જો કોઇ વચમાંજ લેવા ચાહે તો એ માલ વેચી શકો કે ત્યાં પહોંચીને વેચશો? એ સાંભળી નૌકાના અધિકારીએ જે વાતો તેણે પૂછી તે સઘળી બતલાવી દીધી અને એમ કહ્યું કે, અમારે તે જગ્યાનો કાંઇ નિયમ નથી; જ્યાં વેચાય ત્યાં વેચી નાખીશું. ત્યાર પછી જ્યારે ભાવતાલ નક્કી થયો ત્યારે વેપારીના નોકરે નૌકાધિકારી પાસે વેચાણ ચીઠી લખાવીને તેને બાનું આપી દીધું; અને પોતાનો માલ વહાણપરથી ઉતારી લેવાની તજવીજ કરતો હતો એટલામાં બેએક વેપારીઓએ આવી નૌકાના અધિકારીને તેમાંનો માલ ખરીદવા પ્રાર્થના કરી. તેણે કહ્યું કે મેં તો સઘળાં વહાણમાંનો માલ વેચી નાખ્યો છે: એનો ધણી પેલો રહ્યો. ચાહે તો તે વેચે વા ન વેચે. ત્યારે તેઓ વેપારીના નોકર આગળ આવ્યા અને કેહેવા લાગ્યા કે અમારે એ માલની ઘણી જરૂર છે, માટે તમે તમારો નફો લઇ માલ અમને આપી દો તો મોટી મેહેરબાની થાય. નિદાન તેણે સવાયો લાભ લઇ તે માલ વેચી નાખ્યો. પછી પોતાના લાભની હુંડી લઇ અને મુદ્દલ નાણું વ્યાપારીઓના જોખમપર મુકી, પોતાના

શેઠની આગળ આવ્યો અને સઘળા સમાચાર સંભળાવ્યા. પછી હુંડી સોંપી દીધી અને કહ્યું કે આ પચ્ચીસ હજાર રૂપિયા નફો મળ્યો. ત્યાર પછી પેલા વેપારી મહાજને, પેલા પચ્ચીસ ને પાંચ રૂપિયાવાળા નોકરોને બોલાવીને કહ્યું કે, આ કલાક દોઢ કલાકમાં પચ્ચીસ હજાર રૂપિયા લાવ્યો તેથી એને હું સો રૂપિયાનો મહિનો આપું છું. હવેથી જો એનાપર એમ દાઝે બળશો તો તમારી નોકરી-પરથી તમને હાંકી મુકવામાં આવશે. એવું સાંભળી તે બન્ને લજ્જિત થઇ નીચું મુખ કરી ઉભા રહ્યા.

દોહરો.

રામ ઝરોખે બેસીને, સહુનો મુજરો લેય;
જેવી જેની ચાકરી, તેને તેવું દેય.

## પંડિત અને મૂર્ખની વાર્તા.

એક રાજાની સાથે બે બ્રાહ્મણ રહેતા હતા: તેમાં એક પંડિત હતો ને બીજો મૂર્ખ હતો. હવે રાજા પંડિતનું રૂડું સન્માન કરતો અને મૂર્ખનું થોડું, તેથી તે પંડિતપર મૂર્ખ સદૈવ દાઝે બળતો હતો. જ્યારે એ વાત રાજાના જાણવામાં આવી કે, આ મૂર્ખો, પંડિ-તપર દાઝે બળે છે. ત્યારે એક દિવસ મૂર્ખ બ્રાહ્મણને રાજાએ બોલાવી તેના હાથમાં થોડી રાખ આપી અને કહ્યું કે, એ અમારા મોટા મહારાજાધિરાજને આપી આવો. તે મૂર્ખ બ્રાહ્મણ ત્યાં ગયો ને તેણે મહારાજાના હાથમાં પેલી રક્ષા આપી અને કહ્યું કે, "અમારા રાજાએ આ ભેટ મોકલી છે." રાજાએ પૂછ્યું કે "એ કેવી રાખ છે?" તેણે કહ્યું કે, "તે તો હું જાણતો નથી." એવું સાંભળી રાજાધિરાજે ક્રોધના આવેશમાં તેને કાઢી મુકાવ્યો અને પોતાના પ્રધાનને કહ્યું કે, "જણાય છે કે એ રાજાએ અમારા પ્રતિકૂળ થઇ અનાદર કરતો હોય તેમ હમારી પાસ રાખ મોકલી છે. માટે સૈન્ય સજીને એનાપર શીઘ્ર ચઢાઇ કરવી જોઇએ." એ સમાચાર નાના રાજાની પાસ જલદીજ પહોંચી ગયા. પછી રાજાએ પેલા પંડિત બ્રાહ્મણને બોલાવી

તેજ પ્રકારે રાખ આપી અને કહ્યું કે, "હમારા મહારાજને આપી આવો." ત્યારે પંડિતે એવી યુક્તિ કરી કે એક થાળમાં કીનખાપનું કપડું બિછાવી અને રંગરંગનાં પુષ્પોથી સણગારી તેપર ચાંદીના વાટકામાં રાખ રાખી તેને કીનખાપના કપડાથી ઢાંકી, બડા આદરથી (ઠાઠથી) લઈ ગયો; અને પેહેલે શ્લોક ભણી તે રાખનું મહાત્મ્ય-વર્ણન કીધું. પછી પાછળથી વાટકો કાઢી મહારાજની આગળ ભેટ મુકયો. રાજાએ પુછયું કે એ શી વસ્તુ છે? પંડિતે કહ્યું કે, મહારાજ! હમારા રાજાને ત્યાં મોટો પુનીત યજ્ઞ થયો તેની આ વિભૂતિ આપની પાસે રાજાજીએ મોકલી છે, તો આપ એ ગ્રહણ કીજીયે. એવું સાંભળી રાજાએ તે ઉઠાવી પોતાને મસ્તકે લગાડી પવિત્ર સ્થાનમાં મુકાવી અને કહ્યું કે અમારી પાસે એક બીજો માણસ પણ આજ પ્રમાણે વિભૂતિ લાવ્યો હતો. પંડિતે કહ્યું કે, "મહારાજ! કોઇ પેટારથુ હશે, પણ અમારા રાજાએ તો મનેજ મોકલ્યો છે." એ વાત સાંભળી રાજા બહુ પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે સારૂં થયું કે તમે આવ્યા નહિ તો તે મૂર્ખના અનાચારના કારણથી અમે તમારા રાજાપર ઘણા અપ્રસન્ન હતા. ત્યાર પછી રાજાએ પંડિતને ઘણાંએક ધન રત્નો આપી વિદાય કર્યો અને પોતાની તરફથી તે વિભૂતીનું ધન્યવાદપત્ર રીત્યનુસાર લખી મોકલ્યું. પછી તે રાજા મૂર્ખને બોલાવી કહેવા લાગ્યો કે, જુઓ! તમે જઇને અમારો મહારાજની સાથે વિરોધ પડાવ્યો હતો, અને આ પંડિતે જઇ પ્રસન્ન કીધા ને અમારી ઉપર આ ધન્યવાદપત્ર આવ્યું: એજ એના સમાચાર એનો આદર કરે છે. એવું સાંભળી મૂર્ખ લજ્જિત થઇ નીચે માથું કરી દીધું ને બીજું કાંઇ ન બોલ્યો.

### દોહરા.

સહુ ગુણ પંડિતમાં વસે, મૂરખ કેવળ દોષ;
તેથી મૂર્ખ હજારમાં, પ્રાજ્ઞજ એક વિશેષ.
જ્યહાં ન ગોળી, તીરઅતિ, નવ ચાલે તલવાર;
ત્યહાં બુદ્ધિયુત બુદ્ધિથી, ઉતરે સાગર પાર.

## બુદ્ધિના ખેલની વાર્તા.

બે માણસ ખેલ ખેલતા હતા. તેમાં શરત એ હતી કે, જે જીતે તે હારવાવાળાના ઘરમાં જઇને જે વસ્તુને પેહેલી હાથથી પકડે તે વસ્તુ તે લઇ લે. નિદાન જ્યારે તે બેમાંથી એક હારી ગયો; ત્યારે જીતવાવાળાને એવી અભિલાષા થઇ કે હારવાવાળાની સ્ત્રીને જઇને હું લઊં. એ વાત સાંભળી હારવાવાળો બહુ ગભરાયો. તેણે કોઇ બુદ્ધિમાન આગળ વાત કરી કે, હું મોટી આપદામાં પડ્યો છું કે, મારી સ્ત્રી અમુક માણસ લઇ લેવા ચાહે છે. ત્યારે બુદ્ધિમાને કહ્યું કે, જો તારી સ્ત્રીને હું બચાવી દઉં અને તારી પ્રતિજ્ઞા પણ ભંગ થઇ ન ગણાય તો તું શું આપે? તેણે કહ્યુ કે ભાઇ તું જે કહે તે આપું. નિદાન તે કાંઇક પ્રમાણ ઠરાવીને તે હારવાવાળાના ઘરમાં ગયો અને તેની સ્ત્રીને મજલાપર ચઢાવી સામી ઊભી કરીને ત્યાં એક લાકડાની નીસરણી ઉભી રખાવી દીધી; અને કહ્યું કે, જીતવાવાળાને બોલાવો. ત્યારે હારવાવાળાએ જીતવાવાળાને જઇને કહ્યું કે ભાઇ! જે તમારા મનમાં આવે તે મારે ઘેર આવી લઇ લો. જીતવાવાળો પ્રસન્ન થઇ ઘરમાં ધુસી આવ્યો અને આમતેમ નજર કરી મજલાપર તેની સ્ત્રીને લેવા ચાલ્યો. જ્યારે તેણે નીસરણીના દાંડાને હાથથી પકડ્યો ત્યારે બુદ્ધિમાને કહ્યું કે બસ, તમારી પ્રતિજ્ઞા પૂરી થઇ. જે દાંડાને તમે હાથથી પેહેલો પકડ્યો તે ઉખેડીને લઇ જાઓ; કેમકે તમારે ને એને શરત એટલીજ હતી કે જે વસ્તુને પેહેલી હાથથી પકડે તે લઇ લે. તો તેં સીડીનો દાંડો પેહેલો પકડ્યો તેને છોડી હવે આગળ ક્યાં જાય છે? તે એ વાત યથાર્થ સમજીને લજ્જિત થઇ ઘેર ચાલ્યો ગયો.

## તરંગ ૧૧ મો.

### અભિમાનની મંદતા વિષે વાર્ત્તા.

દક્ષિણ દેશમાં એક રાજા અભિમાનવસુ હતો. ખરેખર! જેવું તેનું નામ હતું તેવાંજ તેનાં કામ હતાં. અર્થાત્ અભિમાનનેજ વસુ–અર્થાત્ ધન સમજતો હતો; અને રાજ્યશ્રીના ઉમંગમાં જે રાજાઓને બંધમોક્ષ અથવા દરિદ્રી ધનવાન કરવાનું સામર્થ્ય હોય છે તેથી તે કહેતો હતો કે, "અમારાથી વિશેષ બિજો કોણ છે કે જેને લોક ઇશ્વર કહે છે?" એક દિવસ તે રાજા પોતાના સૈન્ય સહિત વનમાં શિકાર ખેલવા ગયો. વનાંતરમાં એક કાળું હરણ નજરે પડયું. રાજાએ તેની પાછળ ઘોડો દપટાવ્યો પણ એવા વેગથી તે નાઠું કે, રાજા અને રાજાની સાથના તેની ઉપર હથિયાર ચલાવે એટલું નજીક જઈ શક્યા નહિ. નિદાન તે ઘણે દૂર જઈ એવું છુપાયું કે તેનો પત્તો લાગ્યો નહિ. હવે રાજા એક જળાશયપર આવી લોકને બહાર ઉભા રાખી પોતે વસ્ત્રો ઉતારી પાણીમાં પેસી નાહાવા લાગ્યો. જેવી તેણે જળમાં ડુબકી મારી કે તેના જેવોજ એક પુરૂષ અનાહૂત પ્રગટ થઈને તેનાં વસ્ત્ર પેહેરી ઘોડાપર ચઢી ચાલતો થયો; અને સઘળા સિપાઈઓ તેને પોતાનો રાજા જાણી તેની પાછળ ચાલ્યા. જ્યારે તે રાજા જળમાંથી બહાર નિકળ્યો ને જોય છે તો ન મળે ઘોડો, ન મળે જોડો કે ન મળે ઘોડાનો કોરડો: જાતે ને જીવે પોતાને વસ્ત્રશસ્ત્ર રહિત નિર્જન વનમાં જોઈ તે ઘભરાવવા લાગ્યો. નિદાન મનમાં શોચ વિચાર કરી ત્યાંથી નજીકમાંજ તેનો એક સૂબો હતો તેની પાસે ગયો કે, ત્યાંથી કપડાં (વસ્ત્ર) વાહન લઈને રાજધાનીમાં જાય. જ્યારે ત્યાં ગયો ત્યારે પેહેરેગિરોને કહ્યું કે તમે તમારા સ્વામીને જાહેર કરો કે, તમારા રાજા આવ્યા છે. એ વાત સાંભળી દ્વારપાળે ભીતર જઈને સૂબાને કહ્યું કે, દ્વારપર એક માંગણ વિના વસ્ત્ર ઉભો છે, તે કહે છે કે હું રાજા છું.

એવું સાંભળી સુભાએ તેને ભીતર બોલાવી એક પુરાણો અંગરખો અપાવ્યો, કે; એ બિચારા પાસે કાંઇ વસ્ત્ર નથી તે આપોઃ એને બાપડાને માખીઓ કરડતી હશે. ત્યારે રાજા બોલ્યો કે, તું કેવો કૃતઘ્ન છે કે હું તારો રાજા છું ને તું મને ઓળખતો નથી? હાલ થોડાજ દિવસો થયાં મેં તારી આટલી પદવી વધારી છે તો ઠીક, હવે સાવધ રહેજે. થોડાજ દિવસમાં તને એવો દંડ આપીશ કે તું યાદ કરે. એવાં વચન સાંભળતાંજ સૂભાએ કહ્યું કે, કોણ છેરે ? આ હત્યારા ડાગળીખસેલને બહાર લઈ જઇ કોરડાથી ફટકાવી કાઢી ખાહીમાં નાખી દો. ભીખ લેતો નથી ને રાજા થવાનાં હવાતીયાં મારે છે. સઘળા જાણે છે કે, મહારાજાને તો હું હવડેજ પહોંચાડીને ચાલ્યો આવું છું. પછી જ્યારે રાજાએ ખુબ માર ખાધો ત્યારે પોતાનાં કર્મ સંભારી પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે, સઘળાજ શત્રૂ બન્યા છે! ત્યાર પછી મંત્રીને ઘેર ગયો ને તેને કહેવડાવ્યું કે અમે તમારા રાજા છિયે. લોક કહેવા લાગ્યા કે હવડેજ પ્રધાનજી મહારાજા પાસેથી ચાલ્યા આવે છે ને તું વળી ક્યાંનો રાજા છે? સીધી રીતે ભીખ નથી માંગતો ને પતરાજી બતાવે છે? પરંતુ તેની આ દશા દેખી મંત્રીને દયા આવી તેથી કહ્યું કે, બિચારો ભુખતરસથી વ્યાકુળ છે માટે એને જે ખાય તે ખવાડી પાણી પાઇ વિદાય કરો. જ્યારે ત્યાંથી પણ વિદાય કર્યો ત્યારે રાજાએ વિચાર્યું કે, મારી રાણીને ત્યાં જાઉં: જોઉં તે મને ઓળખે છે કે નહિ? જ્યારે રાણીની દેવડીપર જઇ જણાવ્યું કે રાણીને કહો કે 'તમારા રાજાજી આવ્યાછે.' ત્યારે ત્યાં જે લોક બેઠા હતા તે કેહેવા લાગ્યા કે, અરે આ તો કોઇ બડો અક્કરમી છે. અમારા રાજા તો મહારાણી સમેત ભોજન કરે છે; અને તું ક્યાંનો રાજા છેરે? પછી કોઇએ ભીતર કહી દીધું કે દ્વારપર એક દીવાનો કહે છે અમે રાજા છિયે. એટલે તે સાંભળી તે કૃત્રિમ રાજાએ તેને બોલાવીને પૂછ્યું કે, શું તું પોતાને રાજા કહે છે કે? એટલે પેલાએ કહ્યું કે ત્યારે શું અમે રાજા નથી? એટલે કૃત્રિમ રાજાએ રાણીને કહ્યું કે જુઓ! તમારો રાજા હું છું કે એ છે? રાણી બોલી કે રાજા આપ છો, એને અમે શું જાણિયે?

ત્યાર પછી સઘળા સભાસદોને બોલાવીને કહ્યું કે, તમે લોક પારખો કે તમારો રાજા આ છે કે હું? સઘળા બોલ્યા કે મહારાજ! નિસ્સંદેહ આપ અમારા રાજા ને પૃથ્વીનાથ છો. અમે નથી જાણતા કે, આ દરિદ્રરૂપી અભાગિયો રાજા થવા ક્યાંથી આવ્યો છે. પછી કૃત્રિમ રાજાએ વિપત્તિગ્રસ્ત રાજાને ભીતરથી હાંકી કઢાવ્યો અને કહ્યું કે, એને કોરડાથી મારી ગામ બહાર કાઢી મુકો. જ્યારે તેને ગામ બહાર કાઢતા હતા ત્યારે તેનાજ પાળેલા કૂતરા અને બાજ તેનેજ કરડવા દોડતા હતા. પછી જ્યારે કોરડાનો માર ખાઇ બહાર નિકળ્યો ત્યારે પોતાના જન્મને રોઈ પસ્તાવા લાગ્યો કે, આ જીવવાથી મરવું સારૂં છે. હાય! હાય! સઘળા સગાસ્નેહી વેરી થઇ ગયા–રે! એટલે સુધી કે મારી રાણી પણ મને નથી ઓળખતી. હવે ઠરવાનું કોઇ ઠેકાણું નથી. કેવળ ગુરૂનું સ્થાન રહી ગયું છે, ત્યાં જઇ જોઉં કે તે શું કહે છે? જ્યારે ગુરૂના સ્થાનપર જઇ પોકાર કર્યો કે સ્વામી! નારાયણ! હું આપનો ચરણ સેવક રાજા છું. ચરણારવિંદનાં દર્શનને માટે આતુર ઉભો છું. ગુરૂએ જ્યારે બારણાં ઉઘાડીને જોયું ત્યારે ભાગ્યહીન અને શ્રીહત એક દરિદ્રરૂપ મનુષ્ય ઊભો હતો, તેની દશા જોઇ ગુરૂએ ક્રોધયુક્ત થઇને કહ્યું કે, હે પિશાચરૂપ, જગતને દુઃખદાઇ, અહીંથી દૂર જા, મને ન સતાવ. એ પ્રકારે ગુરૂના મુખથી અનાદર અને તુચ્છ વચન સાંભળી, રાજા દુઃખમાં અધિક વિકળ થઇ ગયો અને કહેવા લાગ્યો કે, ધરતી ફાટીને હું તેમાં સમાઇ જાઉં તોયે વધારે સારૂં; આમ જીવવા કરતાં મરવું કેટલું ઉત્તમ? પણ આ સમયે રાજાને સુધ આવી કે આ વિપત્તિ તે મારા પેલા અભિમાનનું ફળ છે. અરે! મેં રાજ્યમદમાં ઉન્મત્ત થઇ પોતા તુલ્ય કોઇને ન ગણ્યો, એટલુંજ નહિ પણ મારા મનમાં એવો કુતર્ક પેઠો કે, લોક મારા વગર બીજાને ઇશ્વર કેમ જાણે છે? જ્યારે મેં ઇશ્વરાભિમાની થઇને પ્રભૂને વિસારી દીધા ત્યારે મારા સમાન બીજો કોણ પતિત હશે? ધન્ય પ્રભૂ દીનબંધુ! કરૂણાસિંધુ! તમે એવું

ઔષધ કરી મારા અભિમાનરૂપી રોગને દૂર કીધો. હવે અપરાધ ક્ષમા કરી એવું સામર્થ્ય આપો કે, ચરણાર્વિંદનું ભજન કરૂં. હવે મારી ચૂકપર દૃષ્ટિ ન કરો, હું તમારે શરણે છું. એ પ્રકારે ઇશ્વરને પોકાર્યા પછી ગુરૂની સ્તુતિ કરવા લાગ્યો કે, હે લોક પરલોકના સુધારવાવાળા પ્રભુ, મુજ વિપત્તિગ્રસ્તપર કૃપાદૃષ્ટિ કરીને પોતાનો કરો. તમારા અનાદરથી મારૂં કાંઈ ઠેકાણું લાગવાનું નથી.

એ પ્રકારે પરમેશ્વરનું ધ્યાન કરીને જેવી રાજાએ ગુરૂની વિનંતિ કરી તેવીજ હૃદયપ્રેરક ભગવાને ગુરૂની મતિ ફેરવી નાખી. ગુરૂએ તેને ઓળખ્યો કે, ખરૂં જોતાં આજ રાજા છે. પછી ગુરૂએ પોતાની પાસેનાં કપડાં તેને પેહેરાવ્યાં અને તેને સાથે લઇ રાજમંદીર ભણી ચાલ્યો. તે સમયે જે કોઇ જોતા હતા તે રાજાને પ્રણામ કરતા હતા. જ્યારે ભીતર ગયા ત્યારે કૃત્રિમ રાજાએ પણ તેનો આદરસત્કાર કર્યો અને સહુને બોલાવીને પુછયું કે, તમે લોક પારખો કે અમો બન્નેમાંથી તમારો મુખ્ય રાજા કોણ છે? સહુ લોક ચકિત થઈને કહેવા લાગ્યા કે અમને બન્ને સ્વરૂપ એકસરખાં જોવામાં આવે છે, તો અમે કોને મુખ્ય કહિયે? ત્યારે કૃત્રિમ રાજા બોલ્યો કે તમારો રાજા એજ છે, હું નથી. એણે જેવું અભિમાન કર્યું તેવું એ ફળ પામ્યોછે. હવે તમે સઘળા એની આજ્ઞામાં રહો અને એ તમારૂં પાલન કરશે. એટલું કહી તે સ્વર્ગદૂત, દિવ્યરૂપ બની રાજાને પ્રણામ કરી અંતરધ્યાન થઇ ગયો.

શ્લોક.

अभिमानं सुरापानं गौरवं घोर रौरवम्
प्रतिष्टा शुकरीविष्ठा त्रयं त्यक्तासुखी भवेत् ॥

## વિદ્યાભિમાનીની વાર્ત્તા.

ઉદ્દંડપ્રતાપ નામે રાજાની સભામાં એક સર્વજ્ઞ નામે જ્યોતિષી એવો હતો કે, તે પોતાની વિદ્યાથી ભૂત, ભવિષ્ય, વર્ત્તમાનની અણદીઠેલી વાતો કહી દેતો હતો. એથી સઘળા લોક

તેને બહુ શ્રેષ્ઠ સમજતા હતા. પરંતુ કારણ એ હતું કે, તે પણ પોતાની વિદ્યાના અભિમાનથી પોતાને મોટો સમજતો હતો. કહ્યું છે કે:—

"तनमद धनमद राजमद, विद्यामद अनहद."

એક દિવસ સભામાં મહારાજની નિકટ સહુ લોક તે જ્યોતિષીની એવી રીતે અત્યંત પ્રશંસા કરી રહ્યા હતા કે, મહીનાથ ! આપના જ્યોતિષીનું જેવું સર્વજ્ઞ નામ છે, તેવાજ તેના ગુણ છે. એ સંપૂર્ણ પદાર્થોને પોતાની વિદ્યાના બળથી જાણી શકે છે. એ વાત મહારાજ કંઇક આદરથી સાંભળતા હતા, પરંતુ તે વાત તેઓને પ્રિય લાગતી ન હતી.

દોહરો.

જે નૃપ પ્રિય ઉર વણ લહે, અતિશય કરે વખાણ;
થાવ પ્રસન્ન ન ચિત્ત નૃપ, વક્તા બને અજાણ.

જે સમયે તેની વિદ્યા વિષે વાતો ચાલી રહી હતી તેવામાંજ તે જ્યોતિષી, સભામાં આવી પહોંચ્યો. તે સમયે તે જ્યોતિષીને નમ્રતાથી વાત કરવી અથવા મૌન ધારણ કરવું એ બેમાંનું એક ઉચિત હતું કે, જેથી તેની વિદ્યાને શોભા પ્રાપ્ત થાત. તેમ ન કરતાં અભિમાનરૂપી મદિરાથી તે એટલો મતબાલો બન્યો કે, તે પોતાની બડાઇની વાતને રૂડી સમજી બોલ્યો કે, મહીનાથ ! મને મારી વિદ્યાનો એટલો ભરોંસો છે કે, જે મને પ્રશ્ન કરવામાં આવશે તેને યથાર્થ કહી શકીશ. એ વાત સાંભળી ઉદંડપ્રતાપ રાજાને ભારી ક્રોધ ચઢયો; અને તેણે એ પ્રશ્ન કર્યો કે, ભલા કહો કે આ બાર દ્વારોમાંના કયા દ્વારે થઇને અમે બહાર નીકળીશું ? એ રાજપ્રશ્ન સાંભળીને જ્યોતિષીએ વિચાર કરીને પ્રશ્નફળને એક પત્રપર લખી થેલીમાં બંધ કરી મહારાજની નિકટ રાખી દીધું; અને બોલ્યો કે પૃથ્વીનાથ ! મારે જે લખવાનું હતું તે લખી ચુકયો. આપ ઇચ્છાનુસાર કામ કરી પછી પ્રશ્નફળ જોજો. એ વાત સાંભળી રાજા તુરત એક નવું દ્વાર ખોદાવી કરી બહાર નીકળી ગયો; અને બોલ્યો કે, પ્રશ્નફળ ખોલી વાંચી

જાઓ. જ્યારે પ્રશ્નફળ ખુલ્લું કરી વાંચવામાં આવ્યું ત્યારે તેમાં એવું લખ્યું હતું કે, મહારાજ એક નવું દ્વાર ખોદાવી તેમાંથી બહાર નીકળશે. આથી રાજાને લજ્જા ઉત્પન્ન થઇ અને ઘણો ક્રોધ ચઢ્યો, અને તેથી એવી આજ્ઞા કરી કે, આ માણસ સઘળા ભેદ જાણે છે માટે એમ ન થાય કે, રાજપ્રબંધમાં કંઇ વિઘ્ન ઉત્પન્ન કરે; તેથી સાત માળની અટારીપર ચઢાવી ત્યાંથી એને નાખી દ્યો.

દોહરો.

નરપતિ થાય સકોપ તવ, ગણે ન નિજ તે કાંય;
હોમ કરંતાં પણ અનલ, બાળે અડતા માંય.

તે સમયે પ્રધાને અગમચેતીથી એવો ઉપાય કર્યો કે, જેથી રાજાની આજ્ઞાનું પણ પાલન થયું, અને તે વિદ્વાન ગુણીજનનો પ્રાણ પણ બચ્યો. કોઈ સમયે ક્રોધ શાંત થયા પછી તે ગુણીજનને માટે રાજાને મોટો પશ્ચાત્તાપ થયો કે, મેં ક્રોધને વશ થઇ એવા દુર્લભ ગુણીજનને મરાવી નાખ્યો એ બહુ ખોટું થયું. એ મારાથી મોટો અન્યાય થયો છે. તે સમયે મંત્રીએ કહ્યું કે, હે જગતરક્ષક! જો મારો અવિનય ક્ષમા કરવામાં આવે તો એક વાત કહું. રાજા બોલ્યો, બહુ સારૂં, કહો. મંત્રી બોલ્યો કે, જે સમયે આપની આજ્ઞા થઇ ત્યારે મને નૃપાજ્ઞાપાલન અને તેના પ્રાણની રક્ષા બન્ને ઉચિત જણાઇ. એ કારણથી જ્યાં તેને નાખી દેવામાં આવ્યો ત્યાં નીચે રૂ અને બાલથી ભરેલા કોથળા રખાવી દીધા હતા; તેથી જ્યારે તેને નાખી દીધો ત્યારે તેના પ્રાણ બચી ગયાછે: માત્ર એક અંગૂઠાને ચોટ લાગી છે. ત્યારથી મેં તેને છુપાવી રાખ્યો છે તે એવી મતલબથી કે, જયારે પૃથ્વીનાથ સ્મરણ કરશે ત્યારે પ્રગટ કરીશ.

એ વાત સાંભળી રાજા અતિ પ્રસન્ન થયો અને તે જ્યોતિષીને બોલાવીને કહ્યું કે, તમે એટલો વિચાર ન કર્યો કે તમારી આ ગતિ થશે? તેણે કહ્યું કે એ વિષે મારા વર્ષફળમાં અવશ્ય લખ્યું હશે. જ્યારે તેનું વર્ષફળ મંગાવવામાં આવ્યું ત્યારે તેમાં જે કાંઇ બની ગયું તે સઘળું લખ્યું હતું.

રાજાએ તેને કહ્યું કે, સુણો જ્યોતિષીજી ! અભિમાન કરવું એ સહુને માટે અવિહિત તેમજ અનુચિત છે, પરંતુ ગુણીજનોને માટે તો વિશેષ અનુચિત છે—કે, જેને કારણ તમને આટલો ક્લેશ સહન કરવો પડયો. એ સાંભળી જ્યોતિષીએ પોતાનો કાન પકડયો અને કહ્યું કે, પૃથ્વીનાથ ! એવી ચૂક હવે કદી મારાથી નહિ બનશે.

## તરંગ ૧૨ મો.

### હઠની અનિષ્ટતા અને પશ્ચાત્તાપ વિષે.

**દોહરો.**

પાંચ સાતની વાતને, કરે ન જે હિત માનિ;
તે પાછળ પસ્તાય છે, જયમ મંદોદરિ રાનિ.-૧

**ઉપાખ્યાન.**

સિંહલ દેશમાં ચંદ્રસેન નામે એક રાજા હતો. તે પરમ ધર્મિષ્ઠ, ન્યાયદંડ ધારક, પ્રજાપાલક, રણશૂર અને નીતિનિપુણ હતો. તેની રાણીનું નામ ગુણવતી હતું. તે પરમ ધર્મપરાયણ અને પતિવ્રતા, સંપૂર્ણ શુભ લક્ષણોએ કરીને યુક્ત હતી. તેના પ્રથમ ગર્ભમાં અતિ રૂપવતી કન્યા ઉત્પન્ન થઇ. તેનું નામ મંદોદરી રાખવામાં આવ્યું. કન્યાનું મનોહર રૂપ જોઇને પિતાનો જીવ બહુ પ્રસન્ન થયો. ચંદ્રમાની કલાની પેઠે તેની દિનદિન વૃદ્ધી થતી હતી. જ્યારે દશ વર્ષની થઇ ત્યારે રાજા, રાણી ને સઘળા રાજમંત્રી તથા પ્રધાનોને તેના વિવાહની ચિંતા થઇ, અને ચારે તરફ વર ખોળી કાઢવાને ચતુર ને બુદ્ધિમાન્ મનુષ્યોને મોકલ્યાં. જ્યારે તે સઘળા શોધ ખોળ કરી પાછા આવ્યા ત્યારે તેઓએ રાજાને કહ્યું કે, હે પૃથ્વીનાથ! મદ્ર દેશના રાજાનો પુત્ર કમ્બુગ્રીવ પરમ સુંદર અને બુદ્ધિ વિદ્યામાં અતિ નિપુણ છે. આપની કન્યાને અનુકૂલ તેજ વર છે, માટે તેની સાથે મંદોદરીનો વિવાહ કરવો જોઇયે. એ

વાત સાંભળી રાજાએ રાણી સાથે મસલત કરી ત્યારે રાણીએ કન્યાને કહ્યું કે, મહારાજા, તારો વિવાહ કમ્બુગ્રીવ પુત્ર સાથે કરવા ચાહે છે. માતાનાં વચન સાંભળી મંદોદરીએ કહ્યું કે, મારે પતિની અભિલાષા નથી. હું વિવાહ નહિ કરૂં: કૌમારવ્રતમાં સ્થિત થઇને સમયને તપસ્યા આદિ સત્કર્મમાં વિતાડીશ; અને પરાધીનતાના દુઃખથી બચી રહીશ.

ચોપાઇ.

એક સ્વતંત્ર ભલો જગમાંહી, પરવશને સ્વપ્ને સુખ નાહી;
રાજભોગ સહુ મળે કદાપી, પરવશ સુખ નવ લહે તથાપી;
શાક ખાઈ કદિ દિવસ ગુજારે, સ્વતંત્ર નર અતુલિત સુખ ધારે.

હે માતા, વિવાહ સમયે અગ્નિની સાક્ષીએ એ વચન કેહેવું પડે છે કે, "હું દાસીની પેઠે પતિને આધીન રહીશ." અને વળી સાસરિયામાં સાસુ, સસરો, દીયર આદિની સેવા અને પતિના ચિત્તાનુકૂલ વર્તવું પડે છે. જો પતિ કદાચિત બીજી સ્ત્રીશું પ્રીતિ કરે છે તો સોકનું સાલ અને ઇર્ષાનું દુઃખ ઉત્પન્ન થાય છે. સ્વપ્નરૂપી સંસારમાં શું સુખ છે? તેમાં પણ વિશેષે કરીને સ્ત્રીઓ કે જેઓ સ્વભાવથીજ પરાધીન હોય છે તેઓને. જેમકે મનુસ્મૃતિમાં લખ્યું છે કે:—

श्लोक.

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने।
रक्षंतिस्थविरेपुत्राः न स्त्री स्वातंत्र्य मर्हति॥

અર્થ—બાળપણમાં પિતા રખવાલી કરે, યુવાવસ્થામાં પતિ રક્ષા કરે, અને વૃધાવસ્થામાં પુત્ર રક્ષા કરે; સ્ત્રી કદી સ્વાધીન રહેવાને યોગ્ય નથી.

મેં સાંભળ્યું છે કે, ઉત્તાનપાદ રાજાના પુત્ર, રાજા ઉત્તમે, પોતાની પતિવ્રતા, ધર્મપરાયણ રાણીને વિના અપરાધ વનમાં છોડી દીધી છે. એજ પ્રકારે વિવાહ કરવામાં ઘણાંએક દુઃખ છે. જો કદાચિત્ પતિ મરી જાય તો સ્ત્રી દુઃખોનું પાત્ર બની જાય

છે, અને જો પતિ વિદેશે નિકળી જાય છે તોપણ તેના વિરહમાં કાંઇ ઓછું દુઃખ નથી થતું.

એટલા માટે મારી મતિમાં તો એજ ઉત્તમ દીસે છે કે, મારે પોતાનો વિવાહ ન કરવો. રાણીએ રાજા આગળ જઇ કન્યાનો અભિપ્રાય વર્ણન કીધો કે એની વાસના વૈરાગ્યમાં છે, વિવાહ કરવાને ઇચ્છતી નથી. એ વાત સાંભળી રાજા પણ ચૂપ થઇ રહ્યો. જ્યારે કન્યા યુવાવસ્થાને પ્રાપ્ત થઇ ત્યારે સઘળી તેની સખી સાહેલીઓએ તેને સમજાવી, પરંતુ તેણે વિવાહ કરવાની હા પાડી નહીં. એક સમયે તે સખિયો સમેત પુષ્પવાટિકામાં પુષ્પ વીણતી હતી અને લતાઓનું પરસ્પર મળવું ને મનોહરતા, તેમજ રંગરંગના ફુલોની વિચિત્રતા આદિ ભાતભાતની શોભા જોતી ફરતી હતી. ત્યારે તે માર્ગે અયોધ્યાનો રાજા વીરસેન રથમાં બેસીને થોડાએક માણસો સાથે ત્યાં આવી ચઢયો; અને તેની પાછળ થોડે દૂર સેના પણ ધીરેધીરે ચાલી આવતી હતી. તેને જોઇને રાજપુત્રી મંદોદરીએ કહ્યું કે, આ રથપર બેઠેલો પરમ રૂપવાન અને દર્શનીય પુરૂષ–જે ચાલ્યો આવે છે અને જેના મોટા મોટા બાહુ છે તે કોઇ રાજાનો પુત્ર છે એવું લક્ષણોપરથી જણાય છે. એ વાત તે પોતાની સખિયો આગળ કરી રહી હતી એટલામાં તે રાજા સન્નિકટ આવી પહોંચ્યો. જ્યારે તેની દષ્ટિ રાજપુત્રીપર પડી ત્યારે વિસ્મય પામી તે રથપરથી ઉતરી પડયો, અને એક સખીને પૂછ્યું કે, એ કોની પુત્રી છે? તે સખી મંદહાસ્ય કરી બોલી કે, હે વીર! પ્રથમ આપ આપનો પત્તો બતાવો કે આપ કોણ છો, ક્યાંથી આવ્યા છો અને આ સમયે અહીં શું કાજ છે? રાજાએ કહ્યું કે, હું કોસલ દેશનો રાજા છું, સૂર્યવંશી રાજાઓના વંશમાં મારો જન્મ છે, પરંપરાથી તે દેશમાં અમારા કુળનું રાજ્ય છે અને મારૂં નામ વીરસેન છે. મારી પાછળ ચતુરંગિણી સેના ચાલી આવે છે. હું રસ્તો ભૂલતો અહીં ચાલ્યો આવ્યો છું.

એ સાંભળી પેલી સખીઓ બોલી કે, આ રાજા-

ચંદ્રસેનની કન્યા મંદોદરી છે, અને પુષ્પવાટિકા જોવા તે અહીં આવેલી છે. એવું સાંભળી રાજાએ કહ્યું કે, હે સૈરંધ્રી! તું પરમ ચતુરા છે, માટે રાજપુત્રીને સમજાવ કે હું કકુત્સ્થવંશી રાજા છું; ને મેં એવા વિચારથી આજ સુધી વિવાહ નથી કીધો કે જ્યારે પોતાને અનુકૂલ સત્કુલીન ને રૂપસંપન્ન રાજપુત્રી મળે તો તેની સાથે વિવાહ કરવો. તે આજ આ સંયોગ દૈવગતિથી અનુકૂલવર્તી મળ્યો. અર્થાત્ મારી અને રાજપુત્રીની સઘળી વ્યવસ્થા સદૃશ છે. તે મને ગંધર્વવિવાહ કરીને પતિ માને તો બહુ રૂડું છે; વા તેમ નહિ ને વિધિપૂર્વક વિવાહ થાય તોપણ ઠીક. વળી હું સદા અનુકૂલવર્ત્તી રહીશ, કદી એને વિપરીત વા અપ્રિય કામ કરનાર નથી. રાજા વીરસેનનાં વચન સાંભળી તે સખી મંદોદરીની પાસે જઈ મધુર વચનથી બોલી:—

દોહરો.

હતા ચાહતા સરવ જે, મિત્ર, પ્રજા, પરિવાર;
તે અવસર ઇશ્વર દિધો, નવ ચૂક તું આ વાર.

હે રાજપુત્રી! અહોભાગ્યનો આ સમય છે કે, સૂર્યવંશી રાજા આપોઆપ આવી પ્રાપ્ત થયા છે. એ પરમ રૂપવાન અને બળવાન અવસ્થામાં તારા સમાન છે, અને તારે વિષે પ્રીતિમાન છે. વળી તને જે આ વૈરાગ્ય આવી ગયો છે તેથીજ તારા પિતાજી પણ મોટો સંતાપ પામે છે. અમને તમારા પિતા વારંવાર કહે છે કે, તમે એની સાથેની સાથે રહો છો તે એને કાંઇ સમજાવો. તમારી હઠ જોઇ અમે કાંઇ કહી શકતી નથી. જુઓ, રાજા મનુએ ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કે, સ્ત્રીઓને માટે પતિની શુશ્રૂષા એજ પરમ ધર્મ છે; એથી એને સ્વર્ગ પ્રાપ્ત થાય છે. માટે આપ આપનો વિવાહ વિધિપૂર્વક કરો અને ખોટી હઠ છોડી દો, કેમકે હઠ કરવી સારી નથી.

સોરઠા.

જે નિજ હિત ઉરમાંય, સમજિ બૂઝિ હઠ ના તજે;
તે પાછળ પસ્તાય, ગયો ન અવસર ફરિ મળે.

કરિયે નક્કી કાજ, પાંચ સાત મળિ જે કહે;
હાર જીત નહિ લાજ, તેમાંથી હિત થાય છે.
વચન સમય અનુસાર, કહે ભલાઇ સમજિને;
પ્રથમજ કરી વિચાર, કરિયે જો હિત સંભવે.

દોહરા.

તવ બોલી નૃપ કન્યકા, સુણો સખી મમ વાત;
બોલ્યા તે બોલ્યા હવે, ગજપતિકેરા દાંત.
જોગ કરૂં, નવ ભોગરુચિ, શૂં પતિશૂં મુજ કાજ;
નૃપને તૂં નથિ વારતી, જોય મને તજિ લાજ.

રાગ ઓખાહરણનો-ચોપાઈ ત્રણ તાળની.

વદિ સખિ સૂણ રાજકુમારી, નથી બોલતિ વચન વિચારી;
હોય ગ્રામ ને કુળની જે રીતી, કરે તેમ સકળ નર પ્રીતી.
માતતાતનું કુળ જો તું એની, કન્યા લગ્ન વિના રહિ કેની ?
જેમ ઉચિત છે શાસ્ત્રવિધાન, તેજ કરતાં તે થાય કલ્યાણ.
કહ્યા શાસ્ત્રમાં આશ્રમ ચાર, તેમાં બીજો ગૃહસ્થનો ધાર;
તે તો શ્રેષ્ઠ સરવથકી કહાવે, જોગ, જપ ને પૂજા બનિ આવે.
કામ પ્રબળ શત્રૂ અતિ કહાવે, જોગ જપ કાંઇ કામ ન આવે;
બીજા જીવ પામર કયમ ફાવે ? બ્રહ્મા સરખાને જેહ ભુલાવે.
માટે સુણ તું વચન હિતકારી, નહિ તો દુઃખ પામિશ પછિભારી;
મંદોદરિ કહે સુણ સખી શાણી, મને ગમતી નથી તારી વાણી.
લખ્યા લેખ હશે તેમ થાશે, મૂઢ મનમાં મિથ્યા ગભરાશે;
મેં તો એજ કર્યો નીરધાર, મારે લગ્ન ન કરવૂં લગાર.

એ પ્રકારે મંદોદરીની હઠ જોઇ સૈરંધ્રીએ રાજાને જઇ કહ્યું કે, મહારાજ, એને મેં બહુ સમજાવી, પરંતુ રાજકન્યા હઠ છોડતી નથી. તેથી જણાય છે કે એનું ભવિષ્ય સારૂં નથી. એને કોઇ અસત્પતિ મળવાવાળો છે.

દોહરો.

જેવિ હોય ભવિતવ્યતા, તેવી ઉપજે બુદ્ધિ;
થનાર તે હૃદયે વસે, વિસરિ જાય સહુ શુદ્ધિ.

એટલા માટે આપ આપની રાજધાનીમાં સિધારિયેજી. મેં બહુ પ્રકારે સમજાવી ને નીતિનાં વચન સંભળાવ્યાં પણ તે હઠ નથી છોડતી.

આપને તો એથી ઉત્તમ સ્ત્રી મળશે; પરંતુ મંદોદરી જે કોઇનું કહ્યું નથી માનતી ને હઠ કરે છે, તે એવી લજ્જિત થઇ પસ્તાવામાં પડશે કે, હઠ કરવાથી જેવી એક આહીરની દુર્દશા થઇ હતી તેવી એની પણ થશે. રાજા વીરસેને કહ્યું કે, બહુ સારૂં. જો તારા સમજાવ્યાથી નથી સમજતી તો પછી શો ઉપાય છે ? પરંતુ મારી ઇચ્છા એવી છે કે તે આહીરનો વૃત્તાંત તારે મોઢે સાંભળી લઉં. પછી અહીંથી જાઉં. સૈરંધ્રી બોલી કે, સુણો રાજાઃ—

## એક આહીરની વાર્તા.

એક મંદમતિ આહીર વનમાં ગાય ચરાવતો હતો. તે ગાયોને પાણી પાવા એક તળાવપર ગયો. તે ત્યાં જઇને જોય છે તો તળાવનું પાણી સઘળું સુકાઇ ગયું હતું. તેમાંની સઘળી માછલીઓ કાદવમાં પડી હતી. આહીરે પ્રસન્ન થઇને તે માછલીઓ એક કામળામાં બાંધી લીધી અને ઘેર આવી પોતાની સ્ત્રીને કહ્યું કે, જરા જુઓ તો ખરાં, કે, હું કેવાં મોટાં મોટાં માછલાં લાવ્યો છુ. તેણીએ પૂછયું કે એટલી બધી માછલીને શું કરશો ? ઉચીત છે કે મારા બાપને ઘેર આપી આવો. ત્યારે તે એક મોટા ભારી ઘડામાં તે માછલીઓ ભરી પોતાને સાસરે ગયો. સાસરાવાળાં માછલીઓ મળવાથી ઘણાં પ્રસન્ન થયાં. તે વખતે જે લોક દ્વારપર ઉભા હતા તેમણે આહીરને આદરસન્માનથી મળી કુશળક્ષેમ પૂછી બેસાડયો; અને જે કાંઇ ભોજન બનાવ્યું હતું તે ખવડાવ્યું પીવડાવ્યું. જ્યારે રાતને સમયે માછલી રંધાઇને તૈયાર થઇ ત્યારે તેના સાસરાવાળાએ તે મંદમતિને કહ્યું કે, ચાલો, આપણે સહુ મળી માછલી રોટલી ખાઇએ. મંદમતિ બોલ્યો કે, હમારે ત્યાં એટલી માછલી પડી રહે છે કે તે ખાતાં ખાતાં અરૂચી થઇ ગઇ છે. હવે મન નથી થતું કે ફરી માછલી ખાઉં. તેના સાસરાવાળાં કાલાવાલા કરી કરીને થાક્યાં; કે, થોડી જરા સરખી ખાવ તો ઠીક, તમારે કારણ બહુ ઉત્તમ પ્રકારે બનાવી છે; પરંતુ મંદમતિએ એવી હઠ પકડી કે જમવાને તે ઉઠયોજ નહિ. નિદાન તે લોક ખાવાપીવા લાગ્યા. જે ખાતો હતો તે વખાણ

કરતો હતો કે, આવી મોટી ને સ્વાદિષ્ટ માછલી કદી ખાવામાં આવી નથી. વળી કોઇ કહેતો હતો કે, જેવી આજ બની છે તેવી તો કદી નહિ બનશે. કોઈ કેહેતો કે, હું આવડો ઘરડો થયો તોપણ આવી માછલી મારી આખી ઉમરમાં મેં ખાધી નથી. જેમ જેમ તે લોક માછલીનાં વખાણ કરતા હતા તેમ તેમ ંદમતિ હાથ ઘસિ ઘસિ પસ્તાવો કરતો હતો; અને મનમાં કેહેતો હતો કે, મારૂં કર્મ ફૂટી ગયું; કે અમૃતના સમાન, જે મારા સાસરાવાળાએ મને પ્યારો પરોણો સમજી, અતિ સ્નેહ ને અનુરાગથી માછલી બનાવી તે ખાવાને મેં ના પાડી. જન્મ ભરમાં એક દિન માછલી પણ મળી તો મોઢેથી ના નિકળી ગઇ. હાય! હાય! હવે કોઇ મને જમવાનું કેહેવાનું નથી. હવે એવી માછલી શી રીતે ખાવા મળશે? એ તે પ્રકારે પસ્તાતો ને વિલાપ કરતો હતો. જ્યારે અડધી રાત ગઇ ત્યારે તે જી-વ્હાને વશીભૂત થઇ, એવા વિચારથી રસોડામાં ઘુસ્યો કે કાંઇ થોડી ઘણી માછલી ત્યાં વધી હોય તો ચોરીને ખાઉં.

હવે જ્યારે મંદમતિ રસોડામાં ગયો ત્યારે ત્યાં આમ તેમ ખાંખાખોળ કરવા લાગ્યો. તેવામાં એક માટલી (હાંડી) જે ખૂંટીપર રાખી હતી તે તેના માથા સાથ અફળાવાથી પૃથ્વીપર પડી ફૂટી ગઇ. તેના પડવાનો અવાજ સાંભળી લોક જાગી ઉઠયા. તેમણે જાણ્યું કે કોઇ કૂતરો છે તેથી હડ! હડ! કરતા મારવા દોડયા. એટલે ત્યાંથી મંદમતિ જે નાઠો તે, તે ઘરમાં એક કૂવો હતો તેમાં જઇ પડયો. પડવાનો અવાજ સાંભળી લોક પ્રસન્ન થઇ ક-હેવા લાગ્યા કે, એ કૂતરો મહાદુષ્ટ હતો. અમલોક-ને બહુ દુઃખ દેતો હતો, તે સારૂં થયું કે કૂવામાં પ-ડયો. પછી કોઇ બોલી ઉઠયું કે કૂતરો હોતે તો ભસતે, પણ એ બિલાડી તો નહિ હોય? એમ વિચાર ચાલે છે એટલામાં કોઇએ ઉઠાવી બે ચાર પથ્થર માર્યા તેથી મંદમતિના મસ્તકમાં ઘા પ-ડયા. જ્યારે મંદમતિએ જોયું કે હવે પથ્થરના મારથી પ્રાણ નીકળી જશે ત્યારે તે કુવામાંથી ચીસ પાડી ઉઠયો કે, હું કૂતરો

નથી. મને બ્હાર કાઢો.' જ્યારે લોકોએ કુવામાંથી મનુષ્યનો શબ્દ સાંભળ્યો ત્યારે જાણ્યું કે, એ તો ચોર છે. પછી એક દોરડું કુવામાં નાખ્યું ને કહ્યું કે, આને પકડીને નિકળી આવ. જ્યારે તે નિકળ્યો ત્યારે એ મંદમતિ આહીર છે, એમ કોઇના જાણવામાં ન આવ્યું, અને તેને લોકોએ ચોર સમજી ખુબ માર્યો; અને તે ભરવાડો લાજને મારે એમ કહી નહોતો શકતો કે, 'હું મંદમતિ આહીર છું.' આખરે જ્યારે તે બેશુધ્ધ થઇ ગયો ત્યારે સર્વે તેને ઘસડીને બ્હાર નાખ્યો. પછી દીવો કરીને જોયું તો સઘળા એકદમ ગભરાઈ ગયા અને પસ્તાવો કરવા લાગ્યા કે આતો મોટો અનર્થ થયો. ·આતો ઘરનો છે—તે પરાણો એક તો દુખિયો ને વળી કુવામાં પડયો ને વળી આટલો માર ખાધો. પછી લોકોએ તેને શરીરે ઓસડ લગાડયું અને ભેદ પૂછયો તો પેહેલો તો નહોતો કેહેતો, પણ પાછળથી સર્વ વાત કહી. પછી સઘળા લોક ત્યાંથી આઘા પાછા થયા ત્યારે મંદમતિ આહીર રાતનેજ સમયે લજ્જિત થઇને ઘેર ચાલ્યો ગયો. પછી જીવ્યો ત્યાં સુધી સાસરામાં મોઢું ન દેખાડયું.

દોહરો.

જે વણુસમજે હઠ કરે, તે પાછળ પસતાય;
લાખ ભાંતિ દે ઔષધપણુ, દિલની દાઝ ન જાય.

## મંદોદરીની વાર્તા (ચાલુ.)

સૈરંધ્રીનું એ ઉપાખ્યાન સાંભળીને, રાજા વીરસેન પોતાની રાજધાનીએ ચાલ્યો ગયો. હવે જ્યારે મંદોદરીની નાની બેહેન ઇન્દુમતિ વિવાહને યોગ્ય થઇ ત્યારે રાજા ચંદ્રસેને તેના સ્વયંવર નિમિત્ત મોટો ઉત્સવ કીધો. તે સ્વયંવરમાં અનેક દેશદેશાંતરના રાજાઓ એકઠા થયા. તેઓમાંથી ઇન્દુમતિકન્યાએ કુલ શીલ બલ રૂપાદિ સમ્પન્ન કોઇએક રાજપુત્રને જોઇ તેના ગળામાં જયમાળ આરોપી. રાજા ચંદ્રસેને પોતાની કન્યા સાથે તેનો વિવાહ કીધો. તેજ ઉત્સવમાં મંદોદરી, જે વૈરાગ્યને ગ્રહણ કરી વિવાહને પસંદ નહોતી કરતી તે પરમ શઠ અને અનાચારી એક ધૂર્ત રાજાને અલંકારોથી આભૂષિત અને શ્રૃંગારથી શોભિત દેખીને મોહિત

થઇ ગઇ. ત્યારે તેણે પોતાના મનમાં વિચાર્યું કે, આ પુરૂષ કેવો સુભેષ ને શુભાચારી દેખાય છે? જો એની સાથે મારો વિવાહ થાય તો બહુ સારૂં. પછી તેણીએ પિતાને કહ્યું કે, આ રાજપુત્રને નિરખી મને વિવાહની ઇચ્છા થઇ છે; માટે મારો વિવાહ રાજા ચારૂદર્શનની સાથ કરો તો ઠીક. તે સમયે એવી રીત હતી કે, જે વરને કન્યા પસંદ કરતી તેની સાથ તેનો વિવાહ થતો હતો, તેથી રાજા ચંદ્રસેને તેનીજ સાથે તેનું લગ્ન કર્યું.

હવે મંદોદરી પોતાના પતિ સાથે સાસરે સિધારી. કેટલાક દિવસ સુધી તો સ્ત્રી પુરૂષમાં પરસ્પર ઉત્તમ પ્રીતિ રહી, પરંતુ તે જન્મનો કુછંદી અને દુર્જન હતો તેથી પોતાના સ્વભાવને અનુકૂળ અસત્કર્મ કરવા લાગ્યો. બેચાર વાર તો મંદોદરીએ સમજાવ્યો. પછી જ્યારે મંદોદરીએ જોયું કે એ તો અનેક કુલટા ને વ્યભિચારિણી પતિત સ્ત્રીઓની સાથે પ્રીતિ કરે છે, ત્યારે તેને પેલાં સૈરંધ્રીએ કહેલાં વચનોનું સ્મરણ થયું. સૈરંધ્રીએ રાજા વીરસેનની સાથ વિવાહ કરવાનો તેણીને ઉપદેશ કર્યો હતો, તે યાદ કરી ચિત્તમાં ખેદ પામી કેહેવા લાગી કે, જ્યારે મેં એને (ચારૂદર્શનને) સ્વયંવરમાં જોયો ત્યારે હું નહોતી જાણતી કે, એ આવો શઠ ને વ્યભિચારી હશે. મારૂં ભાગ્ય ફુટી ગયું કે, આવા શઠનાં બાહ્યસ્વરૂપથી ઠગાઇ ગઇ. મારી આખી ઉમર વ્યર્થ જવાની, કેમકે સામાનો અનાચાર જોઇ ચિત્તને ગ્લાનિ થાય છે. જ્યારે મને આવો અનાચારી પતિ મળ્યો, ત્યારે મારા જન્મને ધિક્કાર છે. મેં પ્રથમ કેવું વ્રત ધારણ કર્યું હતું, ને પાછળથી હું કેવી ભરમમાં ભૂલી કે મેં અમૃતસમાન મધુર ફળને છોડી ઇંદ્રવારણાંની રતાસપર ભૂલી પોતાના સુખને દૂષિત કીધું. જેમ કવિએ કહ્યું છેઃ

કુંડળિયો.

ભ્રમથી શુક દાડિમ લહી, ગયો નાળિયર જ્યાંહ;<br>
ફળ ખાધું પામ્યો સજા, પછિ પસતાયો ત્યાંહ;<br>
પછિ પસતાયો ત્યાંહ, બુદ્ધિ નિજને તે રોયો;<br>
નિરગુણિયાની સાથ, બેસિ ગુણ નિજ તો ખોયો;<br>
કહે ગિરધર કવિરાય, કહિશ ક્યાં જઈ તું નિજગમ;<br>
ચાંચ ખટકિને ટુટી, અરે! શુક દાડિમને ભ્રમ.

એવો પતિત નિર્લજ્જ શઠ પતિ પામી મને જન્મભરનો સંતાપ થયો અને સંસાર સુખ સ્વપ્નસમાન થઇ ગયું. જે વિના વિચારે હઠ કરે છે તે પાછળથી પસ્તાય છે. જેવું મેં કર્યું તેવું ફળ પામી. કવિએ કહ્યું છે કેઃ—

### કુંડળિયો.

વિના વિચારે જે કરે, તે પાછળ પસ્તાય;
કામ બગાડે પોતિકું, જગજનમાંહિ હસાય;
જગજનમાંહિ હસાય, ચિત્તમાં ચેંન ન પામે;
ખાન પાન સનમાન, રાગનો રંગ ન જામે;
કહે ગિરધર કવિરાય, દુઃખ ન ટળે નિરધારે;
ખટકે છે ઉરમાંહિ, કરે જે વિના વિચારે.

મે હઠ કરી માતપિતાનું કહ્યું ન માન્યું અને સખીએ સમજાવ્યા છતાં એવા સમીચીન રાજા વીરસેનનું અપમાન કીધું. છેલ્લે એક ધૂતના બાહ્ય આડંબરથી મોહિત થઇ—અને જેનો ક્ષણમાત્ર પણ સંગ ન કરવો જોઇયે તેની સાથે મેં પોતાનો વિવાહ કીધો. તેજ મારે કર્મે દુઃખદાઇ નિવડયો. હવે તો હું પતિના ભોગવિલાસ સુખથી ધરાઇ. આત્મહત્યાથી હું ડરૂં છું, નહિ તો પ્રાણ તજત. જો કદાચિત પિતાને ઘેર ચાલી જાઉં તો ત્યાં પણ સુખ નથી મળવાનું; કારણ કે સખીઓ મારા હઠકર્મનું અનુમાન કરી મને હસશે; જે દુઃખ મારાથી અવશ્ય સહ્યું નહિ જશે. એટલા માટે હવે ઉચિત તો એજ છે કે, આજ સ્થાનમાં ટકી રહી સાંસારિક વાસનાનો ત્યાગ કરી, ઇશ્વરના ભજનમાં ચિત્ત લગાડું અને તપદ્વારા શરીરને સુકાવું. એ પ્રકારે શોચ વિચાર કરી મંદોદરીએ પોતાના પતિથી એક અલગ સ્થાનમાં સ્થિત થઇને જન્મારો કાઢયો ને પોતાનાં કરેલાં હઠકર્મનો પસ્તાવો કર્યો; અને ચિંતારૂપી જ્વાળામાં શરીર બાળી નાખ્યું.

### કુંડળિયો.

ચિંતા જ્વાળ શરીર વન, દવથી સળગી જાય;
પ્રગટ ધુમ્ર નવ દેખિયે, ઉર અંતર ધુંધવાય;

ઉર અંતર ધુંધવાય બળે જ્યમ કાચની ભઠ્ઠી;
જળ્યાં રૂધિર ને માંસ, રહી ગઈ હાડની ટઠ્ઠી;
કહે ગિરધર કવિરાય, ભલી એથી ગણું ચીતા;
તે નર કયમ કરિ જિવે, જેહ તન વ્યાપે ચિંતા.

દોહરો.

ઉપદેશ હિત વચનથી, ઇષ્ટ મિત્ર સમુદાય;
જે હઠ કરિ માને નહીં, તે પાછળ પસતાય.

## તરંગ ૧૩ મો.

## ક્રોધ લોભની અધમતા વિષે વાર્ત્તા.

રાજા જનમેજયે વ્યાસમુનિને પુછયું કે, મહારાજ! આ સંસારમાં પરમહિત કઇ વસ્તુ છે, અને પરમ શત્રૂ કોણ છે? વ્યાસજી બોલ્યા કે, સુણો રાજા, પરમહિત ક્ષમા છેઃ તે સંસારમાં દુર્લભ છે. મોટા મોટા મહાત્મા અને સમર્થોમાં પણ તે થોડી હોય છે; અને કામ, ક્રોધ, લોભ, મોહ અને અહંકાર એ પાંચ પરમ શત્રૂ છેઃ અને એમની અધિકતા બહુ છે. એટલે સુધી કે, તે સહુનાં શરીરમાં વ્યાપ્ત છે. વળી સંસારમાં એવો કોઇ મનુષ્ય નથી કે જે એ શત્રૂઓને જીતે, અને એને આધીન ન થાય. એ પાંચેનું ઉત્પત્તિસ્થાન મન છે. તેની ગતિ બહુ સૂક્ષ્મ છે. તેને જીતવાની શી વાત કરવી? જ્યાં સુધી એ કામ, ક્રોધ, મદ, લોભ અને અહંકાર નિવૃત્ત થાય નહીં ત્યાં સુધી અપરાધનું મૂળ પણ નહિ મટશે. એ વિષે એક પ્રાચીન ઇતિહાસ તમને કહિયે છે તે સાંભળોઃ

## ઇતિહાસીક કથા.

હેહય વંશમાં એક રાજા કાર્ત્તવીર્યાર્જુન પરમ તેજસ્વી અને પ્રતાપવાન થયો. તે દાનધર્મમાં તત્પર રેહેતો હતો. તેણે અનેક પ્રકારના યજ્ઞ કરીને એટલાં બધાં દાન કર્યાં કે, તે દેશમાં

જેટલા ભૃગુવંશી બ્રાહ્મણ હતા તે મોટા મોટા ધનાઢ્ય અને કોટિધ્વજ થઇ ગયા. જ્યારે રાજા કાર્ત્તવીર્યાર્જુનનો દેહાંત થયો ત્યારે ઘણોક કાળ વીત્યાકેડે હૈહયવંશી ક્ષત્રી નિર્ધન થઇ ગયા. કોઇએક સમયે તેમને ધનનું પ્રયોજન આવી પડ્યું ત્યારે તેમણે બ્રાહ્મણોની પાસે જઇને વિનતિપૂર્વક ઘણાક ધનની યાચના કરી. હવે એ બ્રાહ્મણો લોભમાં એવા ડૂબ્યા હતા કે ઝાઝું તો જાણે વેગળેજ રહ્યું, પણ થોડું સરખું ધન આપવાને પણ ઉપસ્થિત ન થયા. કોઇએ ધરતીમાં દાટ્યું, કોઇએ આઘું પાછું કરી નાખ્યું અને કેટલાએક તે સ્થાન છોડી છોડીને નહાસી ગયા. તે બ્રાહ્મણો લોભને એવા વશ થયા હતા કે, ધનને તો વ્હાલું પ્રાણ જેવું ગણ્યું, પણ પોતાના યજમાનોના ક્લેશને જોઇ તેમને દયા સરખી ન આવી; પણ ક્ષત્રિયોના ભયથી પર્વતોમાં અને વનોમાં જઇ સંતાયા. જ્યાં જતા હતા ત્યાં દ્રવ્ય સાથે રાખી રેહેતા હતા, અને કોઇ ઝાડીઓની નીચે દાટી દેતા હતા.

હવે હૈહયવંશીઓને ધનનું એટલું પ્રયોજન હતું કે, તેને વિકળ થઇ ચારે બાજુ ખોળતા ફરતા હતા. જ્યારે તેમણે જોયું કે, ભૃગુવંશી બ્રાહ્મણો ઘરબાર છોડી છોડીને નાશી ગયા છે; ત્યારે તેમણે જ્યાં જ્યાંથી મળ્યું ત્યાં ત્યાંથી કાઢી લીધું. જ્યાં કોઇના ઘરમાં સાંભળતા ત્યાંથી ઉપાડી મંગાવતા, જ્યાં દાટેલું માલમ પડતું ત્યાંથી ખોદી લેતા. જ્યારે ઘરઘરમાં ધન નીકળવા લાગ્યું, ત્યારે તેને જતું જોઇ તે બ્રાહ્મણો હાયપીટ કરી દુહાઇ દેવા લાગ્યા. તે સમયે ક્ષત્રિયોને એવો ક્રોધ ચઢ્યો કે—બ્રાહ્મણ લોક યદ્યપિ તેમને માન્ય હતા, તોપણ તેઓ જેમને દેખતા તેમને બાણ મારી પ્રાણ લેતા. જ્યારે ગામનગરમાં તેમનું ધન હતું તે લઇ ચુક્યા ત્યારે પહાડો અને જંગલોમાં પણ તેમની પાછળ પડ્યા. જ્યાં જેટલું તેમની પાસેથી મળી આવે તેટલું લઇ તેમને મારી નાખતા. નાના મોટા કોઇને છોડતા નહીં. એટલું છતાં પણ હૈહયોની ક્રોધજ્વાળા દિન દિન વધતી જતી હતી, પણ શાંત પડતી ન હતી. એવું જોઇ અન્ય દેશના તીર્થવાસી મુનિયોએ તેમને

સમજાવ્યા કે, હે ક્ષત્રિયો ! તમે સઘળાએ ક્રોધને વશ થઇ આ શો અનર્થ માંડયો છે ? તમે લોક પરલોકથી ડરતા નથી, તેમ પોતાના જાતિધર્મ અને કુળધર્મને છોડીને ક્રોધને વશીભૂત થઇ એવાં અનિષ્ટ મહાઘોર પાપમાં પ્રવૃત છો કે બાળક અને વૃધ્ધોનો પણ વધ કરી નાખો છો. એ તમારૂં કર્મ મહા અનુચિત છે. એથી માત્ર તમારો પરલોક બિગડે છે એટલુંજ નહિ, પણ આ લોકમાં પણ તેનું ફળ મળે છે.

આર્યા-ગીતિ.

ત્રણ વરસે, ત્રણ માસે, ત્રણ પક્ષે, દિન ત્રણેજ નિરધાર;
અતિ ઉગ્ર પાપપુણ્યનું, ફળ મળશે ઉચિત આ જગમુઝાર.

એટલા માટે જે પોતાનું કલ્યાણ ચાહે છે તે એવું મહા નિન્દિત કર્મ નથી કરતા. દયાવાન મુનિયોની આ વાત સાંભળીને હૈહયવંશી ક્ષત્રિયો બોલ્યા કે, આપલોક મહાત્મા સાધુ છો, પાપકર્મિયોના અર્થને તમે નથી જાણતા. એ લોકોએ હમારા પુરૂષોને કપટ છળ વિદ્યાથી, ચોરોની પેઠે ઠગીને ઘણું ધન લીધું છે. એ મોટા પાખંડી ને બકવૃત્તિવાળા છે. જેમ બગલો દેખવામાં શાંત ચત્ત રહે છે, પણ માછલીઓ ઉપર તલપ મારે છે, તેવાજ એ બ્રાહ્મણો છે. હમને અત્યાવશ્યક પ્રયોજન પડયું ત્યારે અમે અતિ વિનતિથી યાચના કરી કે, અમે તમને સવાયા સમેત આપીશું; અને આ વખત હમારો અર્થ સિદ્ધ કરો. અમે એમના યજમાન છૈયે; છતાં એમણે હમારા દુઃખ ભણી જરાપણ નજર ન કરી. એમને ઘટિત હતું કે, હમારૂં દુઃખ દેખી દુઃખી થાવું અને થોડુંઘણું વિના માંગે લાવીને આપવું; તેને બદલે એ તો નાસ્તિ નાસ્તિ કરતા રહ્યા. જ્યારે કાર્ત્તવીર્યથી એમને ધન મળ્યું ત્યારે તે એમણે યજ્ઞદાનમાં શામાટે ન વાપર્યું ? અને નિર્ધનો ને દીનોને કેમ ન આપ્યું ? ધનની બેજ ગતિ ઉત્તમ છે. તેમાં એક દાન, બીજી ભોગ અને ત્રીજી ગતિ તો નાશ—અર્થાત્ જેણે ન દાન દીધું અને ન ભોગ કીધો તો તે ધન તેને કામ આવતું નથી; પણ તેજ ધનને કારણે તેની પણ દુર્દશા થાય છે.

કુંડળિયો.

પામિ દ્રવ્ય જે નવ દિયે, વળી કરે નવ ભોગ;
નિશ્ચય તેની સંપદા, થાય અવરને જોગ;
થાય અવરને જોગ, દંડ બહુ રાજા માગે;
આગ લાગિ બળિ જાય, ચોર વંચક લઇ ભાગે;
ભાંતિ ભાંતિનાં દુઃખ, તેમ સંકટ શિર જામે;
એજ દ્રવ્યને કાજ, મરે દુર્ગતિને પામે.

એ હમારા પુરોહિત છે, અમે એમની પાસે ઉધાર માગ્યું ને વિનતિપૂર્વક પોતાનો અતિ આવશ્યક અર્થ સંભળાવ્યો; અને હાથ જોડીને પગે પડયા ને સવાયું ધન આપવા કહ્યું, પણ એ બ્રાહ્મણો લોભમાં એવા લિપ્ત હતા કે હમને જરાપણ ન આપ્યું.

દોહરા.

ગતિ તો ત્રણ છે ધનતણી, દાન ભોગ, વળી નાશ;
દાન, ભોગ નવ હોય જ્યાં, ત્યાં તો થાય વિનાશ.
દાનભોગથી હીન જે, કૃપણ ધરે ધન ગુપ્ત;
દંડયોગથી અધમનું, કરે નૃપતિ તે લુપ્ત.

એટલા માટે અમે લોક એ અધમ વંચકોને મારવાને સંનદ્ધ છૈયે. વ્યાસજી બોલ્યા કે, સુણો રાજા જનમેજય, એ પ્રકારે તે ક્ષત્રિયો તે તપસ્વીને ઉત્તર આપીને પછી ભૃગુવંશીઓને શોધવા લાગ્યા; અને જે હાથમાં આવ્યો તેના પ્રાણ લીધા. હવે તે ભૃગુવંશીઓની સ્ત્રીયો ભયની મારી હિમવાન્ પર્વતની નિકટ નહાસી ગઇ. જુઓ રાજા! ક્રોધને આધીન થઇ ક્ષત્રિયોએ કેટલા જીવોની હત્યા કરી અને ભૃગુવંશી લોભમાં પડી કેવા માર્યા ગયા?

દોહરો.

લોભ મહા રિપુ દેહમાં, સહુ દુઃખોની ખાણ;
પાપમૂળ વળિ પ્રાણહર, તજે તેહ મતિમાન.
યશી પુરૂષનો વિપુલ યશ, ગુણિજનના ગુણ તેહ;
લેશમાત્ર લોભે કરી, વિનાશ પામે તેહ.

દેહધર્મ કુળધર્મ વળિ, તજે તુરત પિતુમાત;
લોભ વિવશ નર તો કરે, મિત્ર વિપ્ર ગુરૂઘાત.
કામ, ક્રોધ અભિમાનથી, લોભ મહા બળવાન;
જેને વશ થઈને તજે, દુર્લભ પ્રિય નર પ્રાણ.

વ્યાસજી બોલ્યા કે, સુણો રાજા જનમેજય! લોભ એવો પ્રબળ શત્રૂ છે કે, તેને વશ થઇને નર જે ન કરે તે થોડું. જુઓ, હૈહયવંશી ક્ષત્રિયોએ લોભનેજ વશીભૂત થઇને કેટલા અધર્મ કર્યા?

દોહરો.

જેમ વાસના વિષયની, ઉરમાં આવિ ભરાય;
તેમજ ઉપજી કામના, ભોગ પછાડી ધાય.
થાય કામનાથી પ્રગટ, લોભ પાપનું મૂળ;
પ્રગટ થાય ફરિ તે થકી, ક્રોધ પ્રદાયક શૂળ.
ક્રોધ કરે ફરિ મોહને, મોહે ચિતભ્રમ થાય;
ચિત્તભ્રમે મતિનાશ ને, તેથી મૃત્યુ પમાય.

રાજા જનમેજયે વ્યાસજીને ફરી પ્રશ્ન કર્યો કે, હે મહારાજ! ભૃગુવંશીઓની સ્ત્રીયો જે હિમાલય પર્વત ભણી નહાસી ગઇ હતી તેમની શી ગતિ થઇ? અને પેલા પાપાચારી ક્ષત્રિયોએ શું કીધું? જ્યારે તેમણે મોટા મોટા મહાત્મા તપસ્વિયોના સમજાવ્યા છતાં પણ નહિ માન્યું ત્યારે તે ભૃગુવંશી બ્રાહ્મણોનો વંશ કયે પ્રકારે સ્થિત થયો? વ્યાસે કહ્યું કે, સુણો રાજા! જ્યારે તે સ્ત્રિયો પીડિત થઇને હિમાલય પર્વતભણી નહાસી ગઇ; અને હૈહયવંશીઓના ભયથી વિહ્વળ હતી ત્યારે તેમનામાંની એક સ્ત્રીને ગર્ભ હતો અને તે પરમેશ્વરનાં ભજનને ધ્યાનમાં મગ્ન રેહેતી હતી; અને કેહેતી હતી કે, હે જગતરક્ષક કૃપાસાગર પ્રભો! મારૂં અશરણનું શરણ તુંજ છે. હું તારા ચરણાર્વિંદની વાસ્તવિક દાસી છુંઃ તું મારી રક્ષા કર. એ પ્રકારે જ્યારે તેણીએ જગત રક્ષક પ્રભૂની પ્રાર્થના કરી ત્યારે તેને સ્વપ્નમાં એવું વરદાન મળ્યું કે તમે સહુ આજ સ્થાનમાં રહો. હવે કોઇ પ્રકારનું તમને ભય નહિ થશે.

### દોહરો.

વન, રણ, દુર્ગ, સમુદ્રમાં, જ્યાં સંકટમાં પ્રાણ;
અશરણના પ્રભુ થાય છે, શરણુ ઈશ નહિ આન.

ભૃગુવંશીઓની સ્ત્રિયો ત્યાં રેહેવા લાગી ત્યારે થોડા વખત પછી હૈહયવંશી ક્ષત્રીલોક ક્રોધને વશીભૂત થઇને શોધતા શોધતા તે સ્થાનકે જઇ પહોંચ્યા. બ્રાહ્મણીઓએ વ્યાઘ્રસમાન ઉગ્રરૂપ અને ભયંકર પ્રાણઘાતક દયાહીનોને જોયા તો તેઓ આખેટ પશુનીપેરે ભૃગુવંશીઓને મારતા ચાલ્યા આવતા હતા. એવું જોઇ તે સઘળી સ્ત્રિયો નાઠી, પણ તેમાં એક ગર્ભવતી સ્ત્રી, કે જેનો ગર્ભ પૂરો થઇ ગયો હતો તેનાથી ચાલી શકાતું ન હતું; અને ભયની મારી રૂદન કરતી ને હાય હાય કરતી હતી. ક્ષત્રિયો કેહેતા હતા કે, "એને પકડો ને મારો." એ પ્રકારે કેહેતા હાથમાં નાગી તલવાર રહી ગયેલી છે એવા તે સ્ત્રીની પાસે જઇ પહોંચ્યા. એક તો તેનો ગર્ભ પૂરો થઇ ચૂકયો હતો, તે તેમાં વળી આવા પ્રાણ સંકટમાં આવી પડયાથી ભયના માર્યા સૂર્યના બિંબની પેઠે તેનો ગર્ભ પડી ગયો અને તે સ્ત્રી પૃથ્વીમાં મૂર્છિત થઇ મૃતક સરખી થઇ ગઇ. જેવો તે ગર્ભ પૃથ્વીમાં પડયો તેવીજ તેમાંથી એવી પ્રભા અને તેજની કાંતિ નિકળી કે, જાણે બીજો સૂર્ય નાહોય? તેના તેજથી જેટલા ઘાતક ક્ષત્રિયો મારવાને દોડયા આવતા હતા અને જેટલા ત્યાં વિદ્યમાન હતા, તે સઘળાનાં નેત્રનાં તેજ હરણ થઇ ગયાં; અને જાણે જન્મના આંધળા હોય તેવા થઇ ગયા. પછી નેત્રહીન થયાથી આમતેમ પહાડો ને વનોમાં ભટકતા ફરતા હતા અને એવો વિચાર કરતા હતા કે, આ સ્ત્રી, જેને જોવાથી અમે લોક આંધળા થઇ ગયા તે મોટી સત્યવ્રતા છે. એવો સોચ વિચાર કરી તે સ્ત્રીને શરણે ગયા અને કેહેવા લાગ્યાઃ—

### દોહરો.

લોક વેદ મર્યાદ તજિ, ઘોર પાપ જે કીધ;
તેહતણાં ફળ પ્રગટ થઇ, લોચન દ્વય હરિ લીધ.

હે અમ્બ! અમારા અપરાધિઓના અપરાધ ક્ષમા કરો. અમે સઘળા તમારા સેવક છૈયે. અમો સઘળાને પાપબુદ્ધિ થઇને મોટો અધર્મ કર્યો. આજ તમારી ક્રોધદૃષ્ટિથી અમે સઘળા અંધ થઇ ગયા. હવે અમે ક્યાં જઇયે ને શું કરિયે? આંધળા થવા કરતાં તો મરણ સારૂં છે. હવે અમે તમારે શરણે છૈયે. અમારા અપરાધ ક્ષમા કરીને અમને દેખવાની શક્તિ આપો. અમે લોક એવું પાપકર્મ ફરી કદી નહિ કરિયે. અજ્ઞાનવશ થઇ, જે કર્યું તે કર્યું; હવે હે માતા! તું પ્રસન્ન થા.

વ્યાસજી બોલ્યા, સુણો રાજા જનમેજય! જ્યારે ક્ષત્રિયોએ એવી વિનતિ કરી ત્યારે તે બ્રાહ્મણી બોલી કે, સુણો ક્ષત્રિયો, મારી શરણ તમે શું કરવા પોકારો છો; અને મને શું શરણ આપવાનું સામર્થ્ય છે? જો તમારે શરણે જવું હોય તો જેણે મુજ અશરણને શરણમાં લઇ રક્ષણ કીધું છે અને જે તમને અધર્મથી હઠાવે છે તેના શરણમાં કેમ નથી જતા? હું સાચું કહું છું કે, એ મારા ક્રોધનું કારણ નથી. આ બાળકનો પ્રાણ બચાવવો એ તે અપ્રમેય કારુણિક પ્રભૂને અંગીકાર છે. તે દીનોનું મહા આપત્તિથી રક્ષણ કરે છે. તેણેજ આ અનાથ બાળકમાં એટલું તેજ ઉત્પન્ન કીધું કે, જેથી તમારી સઘળાની દૃષ્ટિ બન્ધ થઇ ગઇ. જ્યારે તેને કોઇની પણ રક્ષા અંગીકાર થાય છે ત્યારે અનાહૂત કોઇ ને કોઇ ઉપાયથી રક્ષા કરી શકે છે. તો તેનુંજ શરણ પોકારો અને તમારા અપરાધની ક્ષમા માગો.

### દોહરો.

અઘટિતને સુઘટિત કરે, સુઘટિતને અઘટાય;
અટપટિ ગતિ ભગવંતની, જે મનમાં ન સમાય.

જ્યારે તે પ્રસન્ન થશે ત્યારે આપોઆપ તમને દેખાશે. તે સત્યવ્રતા બ્રાહ્મણીનું વચન સાંભળી, ક્ષત્રિયોએ ઘણેક પ્રકારે ઇશ્વરની સ્તુતિ કીધી; અને પોતાના અપરાધની ક્ષમા માંગી કહ્યું કે, આજથી ફરી અમે એવું અનિષ્ટ કર્મ કદી નહિ કરીએ. એ

પ્રકારે જ્યારે ઘણી સ્તુતિ કરી ત્યારે તે ક્ષમાશીલ પ્રભુએ અનુગ્રહ કીધો અને એવી આકાશવાણી થઇ કે, તમે ઇશ્વરની સૃષ્ટિને ઘણી સતાવી છે. રાજાને એટલા માટે પ્રજા સોંપવામાં આવે છે કે, તે સહુને ન્યાયસહિત પાળે ને કોઇની ઉપર કોઇ અન્યાય કરવા ન પામે. જ્યારે રાજાજ અન્યાય કરે ત્યારે બીજા અન્યાય કાર્યને કોણ રોકે? કેમકે રાજા સહુનો સ્વામી છે.

દોહરો.

વાડ ચરે ખેતર હકે, રાજા પરધન લેય;
નરહરિ વ્હારે કો ચઢે, જનની સુત વિખદેય.

તમારાં નેત્ર તમને પાછાં આપવામાં આવે છે. તમે પાછા પોતાને દેશ જાઓ અને તમે જે ઘોર પાપ કર્યાં છે તે પ્રાયશ્ચિત્ત કરીને મટાડો; અને ન્યાય ધર્મથી પ્રજાનું પાલન કરો.

વ્યાસજી બોલ્યા, સુણો રાજા જનમેજય! એ પ્રકારે આકાશવાણી થતાંજ તેમની આંખો ખુલી ગઇ અને પોતાને દેશ ચાલ્યા ગયા અને તે સ્ત્રી પોતાના બાળકને ઉઠાવી આશ્રમમાં ગઇ અને તેનું જતન કર્યું. પછી તેજ છોકરાથી ભૃગુવંશની વૃદ્ધિ થઈ.

---

## તરંગ ૧૪ મો.

### સંતોષનાં સુખ અને લાલચનાં દુઃખ વિષે.

સોરઠો.

અભિમાનીની પાસ, હોય કદાપી અમૃત ફળ;
તેની કરે ન આશ, બુધ્ધિમાન વળી ચતુર નર.

દોહરો.

પેટ ભરે અપમાન સહિ,મુખની શોભા જાય;
તન દુખ સહિ જે ધૃતિ ધરે,નિતનિત શ્રી વધુ થાય.
બહુધા લજ્જિત થાય છે, જે પેટારથિ લોક;
ઉદર દુઃખ ખમતું ભલું,ભલો ન ચિંતને શોક.
છે સંતોષ સુસંપદા, બનો તેથિ ધનવાન;
યદપિ જગમાં ધન ઘણાં,નહિ કો તેહ સમાન.

## શ્રીમાન પુત્રોની વાર્ત્તા.

મિસર દેશમાં બે શ્રીમાનોના બે પુત્ર હતા. તેનાંનો એક વિદ્યા શીખી મોટો વિદ્વાન થયો અને બીજાએ ધન એકઠું કર્યું; ને મિસરના રાજાનો રાજ્યમંત્રી થયો. હવે એ ધનવાન પેલા વિદ્વાનને તુચ્છ સમજતો અને બહુધા કેહેતો કે, હું આવડા મોટા રાજ્યને પ્રાપ્ત થયો; ને આ દીનતામાંજ પોતાના દિવસ ગુજારે છે. વિદ્વાન બોલ્યો કે ભાઇ, હું ઈશ્વરને અધિક ધન્યવાદ કરૂં છું કે જેણે મને મહાત્માઓની પરંપરાનો અધિકાર આપ્યો—અર્થાત્ વિદ્યા; અને તમને અન્યાયી રાજાનું રાજ્ય પ્રાપ્ત થયું—અર્થાત્ મિસરનો દેશ.

## વાર્ત્તા.

એક વિદ્વાનને એક મનુષ્યે પુછ્યું કે, એક દિવસમાં કેટલો આહાર કરવો જોઇયે ? તેણે કહ્યું કે, ત્રણ પાશેર બહુ છે. પેલાએ પૂછ્યું કે એટલા ભોજનથી તે કેટલું બળ આવે ? વિદ્વાને જવાબ દીધો કે એટલું ભોજન તો તમારૂં પોષણ કરશે, પણ જો એથી વધારે આહાર કરશો તો તેનો બોજો તમારાપર છે, તેને તમારે સંભાળવો પડશે.

### દોહરો.

તન રક્ષણ ભજનાર્થ તે, ભોજન કરે સુજાણ;
ભોજનાર્થે તન જે લહે, તે નર પરમ અજાણ. ૧

## વાર્ત્તા.

એક વિદ્વાન પોતાના પુત્રને અધિક ખાવાથી રોકતો હતો. તે કેહેતો હતો કે, અધિક ભોજનથી મનુષ્ય રોગી થઇ જાય છે. પુત્રે કહ્યું કે, હે પિતા! ક્ષુધા સંસારને મારે છે; વળી આપે એ કેહેવત નથી સાંભળી કે, "ભૂખનાં દુ:ખથી ધરાઇને મરવું સારૂં." વિદ્વાન બોલ્યો કે, એટલું ન ખાવું કે તે મોઢામાંથી બહાર નિકળી આવે.

### દોહરા.

ભોજન તેજ વખાણિયે, જે તનને સુખદાઇ;
પ્રીતિથી અદકૂં હોય તે, બને ખરૂં દુખદાઇ. ૧

રસમય, ગુણમય, સ્વાદમય,વણ ઇચ્છા વિખ તુલ્ય;
સૂકી ભાખરિ ભૂખમાં, થાય મધુર સુખ મુળ. ૨

### ચોપાઈ.

મિતાહાર જે નર તે કરે, સુખે સુવે દુખ દિલનાં હરે;
અધિક ખાઇ જે ઉદર વધારે, વિપતકાળ જમપૂર સિધારે. ૩

### વાર્તા.

યુદ્ધને સમય એક વીર પુરૂષના અંગમાં ઘા લાગેલા જોઇ કોઇ મનુષ્યે તેને કહ્યું કે, અમુક મહાજનની પાસે ઔષધ છે; તે જો તમને મળે તો તે લગાડવાથી તમારૂં સઘળું દુઃખ દૂર થઇ જાય. પરંતુ તે એવો તો સૂમનો સરદાર છે કે, કદાચ જો તેના ભોજનની પાસે સૂર્ય હોત તો પ્રલય સુધી તેનો પ્રકાશ જગતમાં કોઇ જોવા ન પામત. વીર પુરૂષ બોલ્યો કે, માગું ને તે ન આપે અથવા ઔષધ ગુણ કરે વા ન કરે, પરંતુ આ યાચનારૂપી વિખ પ્રત્યેક અવસ્થામાં મૃત્યુ સમાન છે.

### ચોપાઈ.

સૂમપાસ યાચના જે કરશે, તનથી વધે ચિત્તથી મરશે.

### વાર્તા.

એક મુનિએ એક ભિક્ષુકને દીઠો, તો તે નાગો ધબડંગ જેવો, ધૂળથી લપટાયલો એવો હતો; તે તેની પાસ આવી હાથ જોડીને બોલ્યો કે, હે મુનિજી! આપ મારે માટે પરમેશ્વરની પ્રાર્થના કરો કે, તે મારે માટે દરરોજનો આહાર આપેઃ હું નિર્બળતાથી માર્યો જાઉં છું. તેની વિનતિ સાંભળી મુનિએ પરમેશ્વરની પ્રાર્થના કરી, તેથી તે ભિક્ષુકને ઘણું ધન પ્રાપ્ત થયું. ત્યાર પછી થોડેક કાળે તેજ માણસ, કે જેને માટે મુનિએ પ્રાર્થના કીધી હતી તેના હાથ બાંધેલા છે અને ચારે બાજુ માણસોની ગરદી થઇ રહી છે. એવું જોઇને મુનિ બોલ્યા કે, આ શું થઈ રહ્યું છે? લોકોએ કહ્યું કે, એણે મદિરાપાન કરી મદાન્મત્ત થઇ લડાઇ કીધી ને કોઇને મારી નાખ્યો છે તેથી તેને બદલે એને મારી નાખવાનો હુકમ થયો છે.

## વાર્ત્તા.

એક મનુષ્યે રત્નપારખુઓ આગળ પોતાના દેશનો વૃત્તાંત કેહેતાં કહ્યું કે, એકવાર વનમાં હું ભૂલો પડચો, ને ખાવાને મારી પાસે કાંઇ ન મળે. મારી ખાતરી થઇ કે, હવે કોઈ પ્રકારે પ્રાણ બચનાર નથી. એટલામાં મને વનમાં મોતીઓથી ભરેલી એક થેલી પડેલી મળી આવી, તે વખત મને જે પ્રસન્નતા ને હર્ષ થયો તે હું કદી નહિ ભૂલીશ, કેમકે તે થેલીને જોઇ મેં ધાર્યું કે એમાં સેકેલા ઘઉં હશે. પછી જે નૈરાશ્ય ને દુઃખ થયું તે પણ નહિ ભૂલીશ કે; જ્યારે મેં જાણ્યું કે એ મોતી છે.

### ચોપાઇ.

નિર્જળ વનમાં તરસ સતાવે, મોતી થેલી કામ ન આવે;
ક્ષુધા થકી નર જેહ વિકળ છે, શું કામનાં ત્યાં રત્ન સકળ છે.

## વાર્તા.

એક મહારાજા સાથીઓ સમેત શીતકાળમાં શિકાર ખેલતો ખેલતો પોતાની રાજધાનીથી ઘણેક દૂર નિકળી ગયો. જ્યારે રાત પડી ત્યારે એક ઠાકોરનું ઘર નજરે પડ્યું. રાજાએ કહ્યું કે રાતના આપણે એ ઘરમાં રહીએ તો થંડીથી બચીએ. એક મંત્રી બોલ્યો કે, એ વાત મહારાજાઓની પદવીને યોગ્ય નથી, કે એક નિર્ધન ગામડીયાના ઘરને માટે પ્રાર્થના કરવામાં આવે. આજ જગાએ મુકામ કરવો અને તાપણી કરવી. જ્યારે ગામવાળાને ખબર પડી ત્યારે જે કાંઇ તેની પાસે હતું તે હાજર કર્યું અને સાષ્ટાંગ દંડવત્ કરીને બોલ્યો કે, મહારાજાનો મહિમા એટલો ન ઘટતે કે જેટલી ગામડિયાની પદવી વધતે; પરંતુ એ પસંદ ન કર્યું કે, ગામડિયાનો ગૌરવ વધે. મહારાજાને તેનું વચન બહુ પ્રિય લાગ્યું, તેથી તે રાતનાજ તેના ઘરપર ગયા અને પ્રાતઃકાળને સમયે તેને પારિતોષિક તથા ઉત્તમ પદાર્થ આપ્યા. ત્યારે તે હાથ જોડીને બોલ્યો કે, હે પૃથ્વીનાથ! આ ઝુંપડીમાં પધારવાથી આપની રાજ્યશ્રી કાંઈ ઘટી ગઇ નથી, પણ આપની

કૃપાદષ્ટીથી મારા ઘરમાં હવે કોઇ વસ્તુનો ટોટો રહ્યો નથી, કેમકે જ્યાં આપજ પરોણા થયા તેથી મારી ટોપીની કોર (કોણ) સૂરજશું જઇ મળી.

## વાર્ત્તા.

એક ભિક્ષુકે ઘણુંએક ધન ભેગું કર્યું હતું. કોઇ રાજાએ તેને કહ્યું કે, લોક એવું કહે છે કે, તમારે ત્યાં ઘણું ધન છે, તે હમારે એક મોટું પ્રયોજન છે તેથી જો .મને કૃપા કરી કાંઇ આપો તો મોટો લાભ થશે, અને તમારા ધન્યવાદપૂર્વક ધન પાછું આપી દેવામાં આવશે. ભિક્ષુક બોલ્યો કે, હે જગત્પાલક મહારાજ! ઉત્તમ અને ધર્મશીલ રાજાઓનું એ કામ નથી કે જે મેં ભીખ માંગીને એકઠું કરેલુંછે તે ધનમાં હાથ નાખવો. રાજા બોલ્યો કે કાંઇ ફિકર નહિ, હું એવું ધન નાસ્તિકોને આપું છું. (कुवस्तूनि कुपात्रेषुविहितानि) અર્થાત્ બુરી વસ્તુઓ બુરાઓને માટે યોગ્ય છે. પછી રાજાએ હુકમ કર્યો કે બળાત્કાર ને મારફાડથી એને પાધરો કરી કામ કાઢો. સેવકોએ તેમજ કર્યું.

### દોહરો.

જે નર કામ કરે નહીં, કહે રસાયન વાત;
તે હઠથી સરવે સહે, રૂદન કરે દિનરાત.

## વાર્ત્તા.

એક ધનવાન મહાકૃપણ હતો. એટલો કે તેની કૃપણતા જગતમાં એવી પ્રસિદ્ધ હતી કે, તેના જેવો કોઇ ન હતો. તે એવો તો સુમ હતો કે, એક જીવને બદલે એક રોટલી ન આપી શકતો, તેમ કૂતરાં બિલાડાં તેના હાથથી એક કટકો પણ પામતાં ન હતાં; અને તેનાં બારણાં પણ કદી ઉઘડતાં ન હતાં. ખાવાની તો વાતજ શી, પણ તેના ઘરમાં જે રસોઇ બનતી હતી તેની પરિમળ પણ કોઇ લઇ શકતું ન હતું. તેમ ચકલી તેના ઘરમાંનો એક કણ પણ ચુગી શકતી ન હતી. એક વખત અભિમાનમાં મત્ત થઇને તે પરદેશ જવા જ્યારે ઝાઝપર ચઢયો ત્યારે સમુદ્રમાં નાવને ડુબાડી દે એવું ભારી તોફાન થવા લાગ્યું, તે નાવ

ડગમગ થવા લાગ્યું. ત્યારે ગભરાઈને હાથ ઉંચા કરી પરમેશ્વરને વ્યર્થ પ્રાર્થના કરવા લાગ્યો.

દોહરા.

સમય પામિ નહિ હરિ ભજ્યો, કર્યું ન કંઇ ધનદાન;
વિપત પડે શું કામનું? જે કંઇ રોદન જ્ઞાન.
કનક, રજત બહુ પામિને, કરો દાન સન્માન;
અશન વસન સુખ પ્રભુ ભજન, એમાં છે કલ્યાણ.

જ્યારે તે ઉત્પાતમાં તે મરી ગયો ત્યારે જે તેનાં ઘરમાં ધન સંપત્તિ હતી તે તેના કુટુમ્બી, જે દુઃખિયાં ને ભિખારી હતાં તેમને હાથ લાગી, અને તે મોટાં ધનાઢ્ય થયાં. તેમણે પોતાના ફાટાં તૂટાં જૂનાં પુરાણાં વસ્ત્ર હતાં તે ફાડી ચીરી ફેંકી દીધાં અને ઉત્તમ ઉત્તમ વસ્ત્ર ધારણ કર્યાં. તેજ અઠવાડિયામાં એક સંતે તેના કુટુમ્બમાંના એકને દીઠો તો તે ઘોડાપર ચઢેલો અને તેની આગળ પાછળ સેવક દોડયા જતા હતા. ત્યારે તે સંત બોલ્યોઃ—

ચોપાઈ.

કૃપણ મૃતક ભુખડીસમ ફરતો, દયા ન કોની દિલમાં ધરતો;
ધન સંચી શું સુખિયો થયો, હાથ ઘસંતો જમપુર ગયો.

તે સંતને અને કૃપણના કુટુમ્બને ઓળખાણ હતી તેથી તે સંતનો હાથ પકડીને બોલ્યો કેઃ—

દોહરો.

મિત્ર મોજ ગમતી કરો, ધરો ધ્યાન હૃદિ નાથ;
ખાધું નવ સંગ્રહ કર્યું, નિશ્ચ ન ગયો લઇ સાથ.

વાર્તા.

એક મલ્લ કુસમય અને દુર્દિનના કારણથી ઘણો ખેદિત અને દુઃખી થઇને પોતાના પિતાને કેહેવા લાગ્યો કે, મારી વિદેશ જવાની ઇચ્છા છે, આપ આજ્ઞા આપોઃ હું ત્યાં જઇ મારા ભુજબળથી મારો મનોરથ સિદ્ધ કરીશ. ત્યારે તેનો પિતા બોલ્યો કે, હે પુત્ર! જેવા તું કહે છે તેવાજ દેશાટનના લાભ અસંખ્ય છે. પરંતુ પરદેશ પાંચ સમુદાયને સુખદાઇ નિવડે છે. તેમાં પ્રથમ

વ્યાપારી–કે જેની પાસે ઉત્તમ પદાર્થ હોય, તેમ દાસદાસી અને સાવધાન ભૃત્ય હોય તો પ્રતિદિન પ્રત્યેક નગર અને પ્રતિસમય પ્રત્યેક સ્થાનમાં તેને સાંસારિક સુખ પ્રાપ્ત થાયછે. કેમકે ગમે તો પહાડ હો, વા જંગલ, વા પડતર જમીન, વા ગામ–જ્યાં પહોંચ્યે ત્યાં ડેરા નાખી દીધા કે, તેજ સ્થાનમાં તેનું ઘર બની જાય છે. બીજા એવા વિદ્વાન–કે જે માધુર્ય અને લાલિત્યવાણી અને અલંકારાદિમાં વિચક્ષણ હોય–તે જ્યાં જશે ત્યાં આદર ને સન્માન પામશે અને પ્રત્યેક સ્થાનમાં તેની પ્રતિષ્ઠા અને ગૌરવ થશે.

**દોહરો.**

વિદ્યાયુત સુવરણ સદૃશ, જ્યહાં જાય ત્યાં માન;
મૂર્ખ દુખી નિજ નગરમાં, ત્યમ પરદેશ પરમાણ.

**श्लोक.**

मातेव रक्षाति पितेव हिते नियुङ्क्ते
कांतेव चाभिरमयत्यपनीय दुःखम्
कीर्त्तिञ्चदिक्षु वितनोति तनोतिलक्ष्मीः
किङ्किन्न साधयति कल्पलतेव विद्या ॥१॥

અર્થાત્ વિદ્યા, માતા સમાન રક્ષા કરે છે, પિતાની પેઠે હિતમાં લગાડે છે, સ્ત્રીના સમાન આનંદ આપે છે, દુઃખને દૂર કરે છે, ચારે દિશામાં કીર્ત્તિને વધારે છે, લક્ષ્મીનો વિસ્તાર કરે છે, એવી કલ્પલતા સમાન વિદ્યા શું શું નથી આપતી? ત્રીજા રૂપવાન–કે જેની સાથે સંગ સમાગમ કરવા મોટા માણસોનાં મન ચાહે છે. મહાત્માઓએ પણ કહ્યું છે કે, થોડી સુંદરતા ઘણા ધનથી સારી હોય છે. જે લોક સુંદરતાપર રૂચી રાખે છે તે તેમનો સંગ ચાહે છે અને તેમને આદરમાન આપે છે. ચોથા ગાન વિદ્યા અને મધુરસ્વરવાળા–કે જેમનો રાગ અને તાન સાંભળીને પાણી વેહેતાં, પશૂ દોડતાં અને પક્ષી ઉડતાં અટકી પડે છે; અને જેમના કાનપર સ્વરના આલાપનો કિંચિત માત્ર શબ્દ પડે તે તનમનધનથી તેનાજ થઇ જાય

છે અને મોટા મોટા લોક સંગતીના અભિલાષી થાયછે ને ભાંતિભાંતિની સુશ્રુષા કરે છે.

દોહરો.

મધુર રાગ અતિ પ્રિય સુણી, શ્રવણ થાય સંતુષ્ટ;
મન હુલસે સહુ તન હસે, જીવ થાય છે પુષ્ટ.

એવો ગુણી ન હોય તેણે પોતાના શારીરિક શ્રમને ઉદ્યમથી પોતાનો કાળક્ષેપ કરવો કે આહારને કારણ પ્રતિષ્ઠા ભંગ ન થાય. જેમ મોટાઓએ કહ્યુ છે કે,

દોહરો.

જે નર નિજ ગૃહગ્રામ તજિ, દેશ પરાયે જાય;
જેવો શ્રમ ઉદ્યમ મળે, કરે છૂટકો થાય.

હે પુત્ર ! જે પ્રકારથી પરદેશનું વર્ણન મેં કર્યું છે તે પ્રકારથી દેશાટન લાભકારી ને સુખદાઈ થાય છે અને જે મનુષ્ય એ સામગ્રીઓથી રહિત હોય અને વિના સમજે બૂઝે મિથ્યા અનુમાનથી પરદેશ જાય કે, જેનું નામ ને પત્તો કોઇ ન પામે—તો જેમ કબૂતરના પ્રારબ્ધ ભોગથી માળો ઉપડી જાય છે અને ભવિષ્યની પ્રેરણાથી જાળપર દાણા ચુગવા જાય છે; તેણે જાણવું જોઇયે કે, તે અભાગ્ય અને વિનાશકાળને વશ થઇને જાય છે. પુત્ર બોલ્યો કે પિતાજી ! વિદ્વાનોનાં વચનથી વિપરીત હું કયમ કરૂં ? જેમ તેમણે કહ્યું છે કે પ્રારબ્ધ મુખ્ય છે; પરંતુ ઉદ્યોગ પણ કરવો ઉચિત છે, આવી પડનારી વિપત્તિ પણ ધ્રુવ છે છતાં અનિષ્ટ કામોથી બચવું જોઇયે.

આર્યા-ગીતિ.

યદ્યપિ ભાગ્ય વિષે તો, લખ્યૂં હશે જેટલું વિધાતાએ;
પૌરુષ પ્રમાણ શ્રમ તો, કરવો તે ઘટિત એમજ ગણાએ.
નિશ્ચય કાળ વિના તો, જગતી તલમાં નથીજ નર મરવું;
ઉચિત ન તેથી સમજે, આનન અજગર તણે જઇ પડવું.

હું આ સમયે એવો છું કે, દોડતા હોય તે હાથીને મારૂં ને વાઘને પછાડું. એટલા માંટે ઉચીત છે કે મારે દેશાટન કરવું; હવે મારાથી દરિદ્રતાની પીડા સહેવાતી નથી.

સવૈયો.

નિજ ઘરથી નર પંથ પળે તવ, સંશય નહિ એમાં તલભાર;
એક છુટે બહુ મળે તેહને, સકળ જગતમય ગૃહ નિરધાર;
રાત પડે ધનવાન પુરૂષ તે, કરે નગરમાં નીજ અવાસ;
ભિક્ષુકને જ્યાં પડે નિશા તે, સ્થળમાં તેનો થાવ નિવાસ-૧

એ પ્રકારે વાતચીત થયા પછી બાપને વિદાય કીધો અને હામ ભીડીને પોતે ચાલ્યો ને પોતાના મનમાં એવું કહેતો જતો હતો કે,

દોહરો.

યદિ અભાગ્યવશ ગુણિતણો, ગુણ નહિ આવે કામ;
તો જઇયે તે સ્થળ જયહાં, કોઈ ન જાણે નામ

એ પ્રકારે સોચ કરતો એક નદીના તીરપર તે જઇ પહોંચ્યો. તે નદીનો પ્રવાહ એટલો તો વેગમાં ચાલ્યો જતો હતો કે, પથ્થરોપર પથ્થરો ગબડતા ચાલ્યા આવતા હતા અને તેમનો ગડગડાટ કરતો શબ્દ કોસો સુધી સાંભળવામાં આવતો અને નાનું સરખું મોજું ઘંટી જેવડા પથ્થરોને તીરથી ઘસડી જતું હતું. તેથી તે નદીનાં જંતુ અને જળપક્ષી પણ નિર્ભય કદી રેહેતાં ન હતાં. હવે પેલા મલ્લે જોયું તો ઘણાએક ઉતારૂઓ ગાંસડા પોટલાં બાંધેલાં વિદેશની સામગ્રી સમેત એક હોડીમાં બેઠા હતા; પરંતુ તે બળવાન પુરૂષની પાસ પારઉતરામણી આપવાને કાંઇ ન હોતું તેથી હાથ જોડવા ને વિનતિનાં વચન કેહેવા લાગ્યો. કુશીલ માછીએ તેની વાતને હસવામાંજ ઉડાવી દીધી અને કહ્યું કે, જો તમારી પાસે દામ નથી, તો બળથી કામ નહિ ચાલે અને જો પાસે દામ છે તો બળનું કામ નથી.

દોહરો.

દશ પુરૂષસમ હોય બળ, જરિ ન આવશે કામ;
નદીપાર ત્યારે જશો, જવ દેશો કંઇ દામ.

માછીનાં એવાં વચનો સાંભળી બળવાન પુરૂષના મનમાં બહુ ક્રોધ ઉત્પન્ન થયો અને તેને એવી મરજી થઇ કે, એનો બદલો લઉં; પરંતુ નાવ છૂટી ગઇ તેથી તે મલ્લ બૂમ પાડી

ઉઠયો કે જે કપડાં મેં પેહેરેલાં છે તેનાપર જો તું રાજી હોય તો હું દેવાને દિલગીર નથી. એવું સાંભળીને માછી લાલચમાં પડી હોડી પાછી ફેરવી લાવ્યો.

દોહરો.

લાલચ વશ નર ચતુર તે, ફંદે જઈ ફસાય;
જાળવચ્ચે જેમ ખગ પડી, પાછળથી પસતાય.

જેવો પેલો માછી પાસે આવ્યો કે તે બળવાન પુરૂષે તેની ચોટલી પકડી નીચે પછાડયો ને ખૂબ ઠોકયો. માછીનો મિત્ર તેને મદદ કરવા હોડીપરથી નીચે આવ્યો, તેને પણ સારી રીતે મેથીનો સ્વાદ ચખાડયો. ત્યારે તો માછીઓએ મનમાં વિચાર કીધો કે, હવે એની સાથે ઝગડો કરવામાં કાંઇ લાભ નથી. નિદાન તેને હાથ જોડીને કેહેવા લાગ્યા કે, આપ ભલા, હોડીમાં બેસો. અમે તમારી પાસે કાંઇ નહિ લઇયે.

છપ્પય.

કરવો તેને શાંત, ચિત્ત જે ચહે લડાઇ;
સુણવાં કડવાં વચન, ખરી ધરિને ચતુરાઇ;
વચન નમ્ર પ્રિય બોલિ, ક્રોધનો અનલ સમાવે;
બાંધિ બાલ એ રીત, જેમ ગજને થંભાવે;
શુભ નમ્ર વચન મુખ બોલતાં, વિગ્રહ દૂર પળાય છે;
નહિ ખડ્ગધારથી છેદતાં, રેશમ તેહ કપાય છે.

વળી તેઓ તે બળવાનને પગે પડયા ને કહ્યું કે, અમારો અપરાધ ક્ષમા કરો. એમ કહી તેને મછવામાં બેસાડયો ને ચાલ્યા. થોડે દુર જઇ એવી જગાએ જઇ પહોંચ્યા કે જ્યાં જળમાં એક થાંભલો ઉભો કરેલો હતો. ત્યાં માછીઓએ બળવાનને કહ્યું કે, નાવને માટે અહીં વિઘ્નનું ભય છે તો તમે બળીઆ ને સમર્થ છો તેથી ઘટિત છે કે, આ થાંભલાપર જઇ દોરડું પકડી લો કે નાવને સંભાળી લઇયે. એવું સાંભળી બળવાન પુરૂષ પોતાની વિરતા ને પોરૂષના ઘમંડમાં આવીને જેમને સતાવ્યા હતા તેમના ફંદામાં સપડાયો. વિદ્વાન પુરૂષો કહે છે કે, જેના જીવને તેં સતા-

ચ્યો હોય તેને પાછળથી ગમે તે પ્રકારે પ્રસન્ન કરવામાં આવે, પરંતુ તે ખેદના બદલામાં તારે તેનાથી નિર્ભય ન રેહેવું કે જેથી તેના અંતઃકરણમાં પેઠેલી તીરની અણી બહાર આવે અને તને સતાવે. એવો સંદેહ તે બળવાનને તેમનાપર આવ્યો નહિ.

કુંડળિયો.

વેરી, તસ્કર, જુગટિયો, જૂઠનો સરદાર;
અપકારી, રોગી, ઋણી, નગરનારિનો યાર;
નગરનારિનો યાર, ભૂલિ પરતીત ન કીજે;
સો સો સોગન ખાય, ચિત્ત એક નવ લીજે;
કહે ગિરધર ધરપરે, હિયે અણુ તેડયા ફેરી;
હિતની કહે હજાર, પેટના પૂરા વેરી.

દોહરા.

જે વેરીના વેરને, પાછળ હિયે વિસારિ;
તે વિપતિ તરૂપાળિ, ફળ, ભોગવશે દુખકારિ.
યદપિ અરિ મૃદુ થઈ રહે, બની કદી નાચાર;
જ્યાં લગિ દાવ ન સાધશે, શાંત ન તે થાનાર.

જ્યારે તે બળવાન પુરૂષ દોરડું લઇ થાંભલાપર ચઢી ગયો ત્યારે માછીએ તે દોરડું કાપી નાખ્યું અને નાવ હેકારી ચાલ્યા. તે બળવાન ખરેખરો ગભરાઇ ગયો અને બે દહાડા સુધી આપદા ને દુઃખમાં પડી રહ્યો. ત્રીજે દહાડે નિદ્રા આવી ગઇ ને પાણીમાં પડી ગયો, તે એક દિવસ ને રાતમાં ખેંચાતો તણાતો બીજા કીનારાપર જઇ પહોંચ્યો. તેના શરીરમાં થોડોક જીવ રહી ગયો હતો તે જ્યારે ઝાડના પાંદડાં અને ઘાસની જડો ઉખેડીને ખાધાં ત્યારે કાંઈ સુધ ને સામર્થ્ય આવ્યું. પછી એક વનમાંથી બીજા વનમાં ભટકતાં એટલો ચાલ્યો કે, તરસથી વિકળ થઇ ગયો. પછી એક કૂવાપર આવી પહોંચ્યો. ત્યાં એક જાતના લોક થોડાં દોઢિયાં લઇ પાણી પીવડાવતા હતા. હવે એ બળવાન પુરૂષ પાસે તો એક કોડી પણ ન હતી, તેથી તેણે પોતાની દીનતા પ્રગટ કરી પાણી માંગ્યું, પણ તેમને દયા ન

આવી. જ્યારે જરા પણ પાણી આપવાની ના પાડી ત્યારે તેણે ધક્કામુક્કીનાં બળથી કામ કહાડયું, ને કેટલાકને ઠોકી પાડયા. આખરે ઘણાએક લોકોએ એકઠા થઇ બળવાન પુરૂષને એવો માર્યો કે તેના હાડકાં પાંસળાં નરમ ઘેંસ જેવાં થઇ ગયાં.

### ચરણાકુળ છંદ.

એક·સંપ થાયે સહુ મચ્છર, ગજને મારિ કરે નિર્મત્સર;
કીડી સહુ મળિ ચિંતવે મનમાં, વ્યાઘ્રચામ ફાડે તે ક્ષણમાં.

પછી વટેમાર્ગુઓના એક ઝુંડ જતો હતો તેની પાછળ પાછળ તે ચાલ્યો. ચાલતાં ચાલતાં એવા સ્થાનકે રાત પડી કે, જ્યાં ચોરોનું ભય હતું. તે ઝુંડમાં જેટલા વટેમાર્ગુ હતા તે બધા ગભરાઇ ગયા ને ધ્રુજવા લાગ્યા. તેમણે જાણ્યું કે હવે પ્રાણ બચવાના નથી. ત્યારે પેલો બળવાન પુરૂષ બોલ્યો કે, તમે ડરો ના. આ સમયે મને એકજ જાણો. હું એકલો પચાસને પૂરો પડું એવો છું, અને જો બીજા મિત્ર પણ સહાયતા કરે તો ગમે એટલા ચોર હોય તો શું કરી શકનાર છે? એવી વાત સાંભળી બીજા લોક પણ દૃઢચિત્ત થયા અને સઘળાના મનમાંથી ભય જતું રહ્યું, અને તેના સાથી થવાથી લોક ઘણા પ્રસન્ન થયા અને તેને સારી રીતે ખવડાવ્યું પીવડાવ્યું. બળવાન પુરૂષના અંતરની આગ જે અન્નવિના સળગી રહી હતી અને સામર્થ્ય ઘટી ગયું હતું તે જ્યારે તેણે ભોજન કર્યું ને પાણી પીધું ત્યારે તેના પંચભૂતાત્મા તૃપ્ત થયા, તેથી તેને તુરત નિદ્રા આવી ગઇ. હવે પેલા વટેમાર્ગુઓના ઝુંડમાં એક ઘણો વૃદ્ધ હતો તે બોલ્યો કે, હે મિત્રો! આ વટેમાર્ગુપર મને શક આવે છે. જેમ મને પહેલાં ચોરોથી થતું હતું તેવું ભય હાલમાં એને મને જોઈ ઊપજે છે. કહે છે કે, એક કંગાલની પાસે થોડા રૂપિયા આવી ગયા હતા તેને ઘરમાં આખી રાત ચોરોના ડરથી ઊંઘ આવતી ન હતી, તેથી પોતાના મિત્રોમાંના એકને પોતાની પાસે બોલાવી લાવતો કે એક કરતાં બે ભલા. જ્યારે તે કેટલાક દહાડા રાતરાતના તેની સાથે રહ્યો ત્યારે એક દહાડો લાગ

જોઇ તે મિત્ર તેના રૂપિયા લઇ ચાલ્યો ગયો. સવારે જ્યારે રૂપીઆ ન દીઠા ત્યારે પેલો કંગાલ રોવા લાગ્યો. કોઇએ તેને પૂછ્યું કે શા સમાચાર છે? તમારા રૂપીઆ ચોર તો નથી લઇ ગયો? ત્યારે તે બોલ્યો કે, નહિ, ઇશ્વર જાણે મારો સાથી લઇ ગયો.

સોરઠો.

હૂં ન રહૂં નિશ્શંક, સાથીથી લહિ પ્રકૃતિ ગુણ;
તીખો અરિનો ડંખ, દરસાવે શુભ મિત્ર પણ.

આપણે બધા શું જાણીએ કે, આ પણ ચોરોમાંનો એક છે કે નહિ? એ આપણામાં મિત્ર બની કેમ ઘુસ્યો ન હોય? પછી સમય સાધી ચોરોને એ જણાવી પકડાવે તો? માટે મને એ ઉચિત જણાય છે કે, એ હવડે ઊંઘે છે એટલામાં આપણા ગાંસડા પોટલાં લઇ ચાલતા થઇયે. વૃદ્ધની શીખામણ સહુ સાથીઓને સારી લાગી અને બળવાન પુરૂષ તરફનું મનમાં ભય પેદા થયું; તેથી પોતાનો સામાન ઉઠાવી ત્યાંથી તેને સૂતો છોડી ચાલતા થયા. તેના ઉપર જ્યારે સૂર્યના કીરણ પડયા ત્યારે તે બળવાન પુરૂષ જાગી ઉઠયો. જોયું તો કોઇ મનુષ્ય ન મળે. ગભરાઇને આમતેમ ફાંફાં માર્યાં પણ કાંઇ પત્તો ન મળે. તરસથી તેનું મોઢું સુકાઇ ગયું, પછી ચિત્તની ઉદ્વિગ્નતાથી આ પ્રમાણે બોલવા લાગ્યો કે,

ચરણાકુળ છંદ.

કરે પવિકપર તે કઠિણાઇ,
દિઠો ન જેણે પથ દુખદાઇ.

દુઃખથી પીડિત થઇ એ પ્રકારે કેહેતો હતો, એટલામાં એક રાજાનો પુત્ર મૃગયા નિમિત્ત સૈન્યથી આગળ નિકળી આવેલો હતો તે એની વાત ઉભો રહીને સાંભળતો હતો. તેનો આકાર જોતાં રાજપુત્રને જણાયું કે, પ્રત્યક્ષમાં એનું સ્વરૂપ શુધ્ધ જણાઇ પડે છે. એમ વિચારી રાજપુત્રે પૂછ્યું કે, તું ક્યાંનો રેહેવાવાળો છે? અને આ સ્થાનમાં કેમ પડયો છે? એ વાત સાંભળી જે જે તેનાપર વીત્યું હતું તે સઘળું કેહેવા મંડયો. રાજપુત્રને તેની

વિપત્તિ દશા જોઇ દયા આવી. તેણે તેને પારિતોષિક અને ઉત્તમ પદાર્થ આપ્યા, અને સંતુષ્ટ કરી તેને વિદાય કીધો, અને એક વિશ્વાસુ માણસને તેના નગર સુધી પહોંચાડી આવવા મોકલ્યો. જ્યારે તે પોતાના નગરમાં આવ્યો ત્યારે તેને જોઇ તેનો પિતા બહુ આનંદ પામ્યો અને તેને કુશળ પ્રસન્ન જોઇ પોતાનું ભાગ્ય વખાણ્યું. જ્યારે તે રાતનો પોતાનાપર વીતેલો વૃત્તાંત વર્ણવવા લાગ્યો—જેવા કે માછીઓનો અન્યાય, ગમારોના ચિત્તની કઠોરતા—જે કુવાપર પાણી પીવા જતાં અનુભવવામાં આવી હતી તે, અને વટેમાર્ગુઓ જે રાતના તેને સૂતો છોડી ચાલતા થયા હતા તેમની કૃતઘ્નતા—એ સઘળું સાંભળી—તેનો બાપ બોલ્યો કે, હમે તમને કહ્યું હતું કે, જુવાની વખતે નિર્ધનોના હાથ બાંધ્યા રહે છે અને સિંહનું સામર્થ્ય હાથમાં નથી રહેતું. એક નિર્ધન સિપાઇએ કહ્યું હતું કે, પચાસ મણ બળ કરતાં જવભાર સોનું વધારે સારૂં હોય છે. પુત્ર બોલ્યો કે, જ્યાં સુધી દુઃખ નથી સહેતો ત્યાં સુધી ધન નથી મળતું અને જ્યાં સુધી પોતાના જીવનો સંકલ્પ નથી કરતો ત્યાં સુધી શત્રુને નથી જીતતો. જ્યાં સુધી ડુંડું નથી મસળવામાં આવતું ત્યાં સુધી દાણા નથી નિકળતા. તમે નથી જાણતા કે, થોડો કલેશ સહન કરવામાં મને કેટલી પ્રસન્નતા પ્રાપ્ત થઈ છે: અને એક ડંખની પીડા સહન કરવાથી કેટલું મધ લાવ્યો છું.

દોહરો.

લખ્યો લલાટે જેટલો, મળે ખચિત આહાર;
આળસ તજિ ઉદ્યમ કરે, ધન્ય તેહ નરનાર.
જો જલચરથી દિલ ડરી, જલ નવ ડુબે જરૂર;
તો મુક્તાવણુ મરજિવા, કયમ પામે સુખ પૂર.

ઘંટીનું નીચલું પડ બોજો સહન કરે છે તે એટલા માટે કે ચાલતું ફરતું નથી.

દોહરા.

સુતા સિંહના મુખ વિષે, મૃગ નવ દોડી જાય;
માળે બેઠા બાજથી, કયમ પંખી પકડાય—૧

જો શિકાર કોઇ ચહે, ઘર બેઠે મળી જાય;
તો મકરીની વૃત્તિનું, કરે ગ્રહણ ચિત્તમાંય-૨

બાપે બેટાને કહ્યું કે, ઇશ્વરે તારી સહાયતા કરી છે અને તારો ભાગ્યોદય સમજ કે, તને ભાગ્યશાળી પુરૂષની ભેટ થઇ ગઇ; અને તેણે તારી દુઃખદશા જોઇ કૃપાદષ્ટિ કરી. પરંતુ એવો સંજોગ કવચિત બની આવે છે, તે તારે આધીન નથી; કેમકે શિકારમાં સદા એમ નથી બનતું કે શિકારી સદા સસલા મારી લઇ જાય, પણ એમ પણ બને છે કે શિકારીને કોઇક દિવસ વાઘ ફાડી ખાય. એક ઇરાનના પાદશાહે એક ભારી મૂલ્યની વીંટી લક્ષ્યના સ્થાનમાં લટકાવી દીધી અને કહ્યું કે, જેનું તીર એમાં લાગે તેણે એ વીંટી લઇ લેવી. હવે ચાર મનુષ્યોએ તીર ફેંકયાં, તેમાં એકનું પણ ન લાગ્યું. એટલામાં એક છોકરો જે અગાસીપર તીર ફેંકવાની રમત કરતો હતો તેનું તીર પવનની પ્રેરણાથી તે વીંટીમાં લાગ્યું. રાજાએ તે છોકરાને વીંટી સમેત ઘણુંક પારિતોષિક અને ઉત્તમ પદાર્થ આપ્યા. પછી તે છોકરાએ ધનુષ્યબાણનેજ બાળી નાંખ્યાં-લોકોએ પૂછ્યું કે, આ શું કર્યું ? તે બોલ્યો કે બસ, એની શોભા એટલે સુધીજ છે.

સોરઠો.

આવે કદિ સંજોગ, જતન બને નવ ચતુરથી;
બને એહવો જોગ, બાળક વેધે લક્ષ્યવર. ૧

## લાલચની નિંદા વિષે વાર્તા.

એક મનુષ્ય કંઇથી લોટ માગી લાવી રોટલી બનાવતો હતો, પરંતુ તેની પાસે શાકભાજીનો મસાલો નહિ તેથી તે કેમ પ્રાપ્ત કરવો તેના વિચારમાં હતો. તેવામાં કોઇ મંદમતિએ તેને કહ્યું કે, તમે જઇને સદાવ્રતના ભંડારમાંથી મસાલો લૂંટી લાવો ને આનંદથી શાક બનાવી ખાવો. એવું સાંભળી તે ત્યાં દોડતો ગયો અને વાસણમાં હાથ નાખી જેવો મસાલો કાઢવા જાય છે તેવોજ ભંડારીએ એવો એક લાકડીનો સપાટો લગાવ્યો કે, તેનો એક હાથ તૂટી ગયો અને અંગરખાની બાંહ્ય પણ તૂટી ગઇ. ત્યારે તે

બીજા હાથથી તુટેલો હાથ ઝાલી રોવા લાગ્યો અને બોલ્યો કે, જેવું કર્મ મેં કર્યું તેવું ફળ પામ્યો. જુઓ! ઘરની રોટલી ઘરમાંજ પડી છે ને હું આ અવદશામાં આવી પડયો છે, એમ હાથ ઝાલી રોતો હતો.

દોહરા.

માંગેથી મળિ જાય તો, સુકી રોટલી સાર;
દાનીનાં પકવાનપર, કર નવ કદી વિચાર. ૧
જે પરભોજન ભાળતાં, રાખે નિજ અભિલાખ;
સુતાં જાગતાં રાતદિન, તે દુઃખ પામે લાખ. ૨

વાર્તા.

એક મોટો પ્રતાપી રાજા હતો, તેને એકે પુત્ર નહતો. જ્યારે તે મરી ગયો ત્યારે લોકોએ તેના કોઇએક પ્રધાનને રાજગાદીપર બેસાડયો. જ્યારે તે રાજા થયો અને તેણે ડંકાનો શબ્દ સાંભળ્યો ત્યારે તેને એકાંતમાં ચેહન પડતું નહતું. નિદાન આમતેમ ચઢાઇઓ કરવા લાગ્યો અને તેની સાથે ચારે તરફના શુરવીરો લઢવા લાગ્યા. હવે તે પ્રધાન એવો પ્રબળ હતો કે, મોટા મોટા લડવૈયા સાથે લઢતો હતો. તેણે પોતાના ઘણાએક શત્રૂઓને માર્યા. જ્યારે તેનાથી લોકો બહુ દુઃખી થયા ત્યારે ચારે તરફના ઘણાએક મનુષ્યો એકઠા થયા અને સઘળાઓએ પ્રધાનને ચારે બાજુથી ઘેરી લીધો અને કોટમાંથી બહાર નીકળવા ન પામે તેમ કર્યું. પછી તીર ને પથ્થરોથી તેને બહુ માર્યો. જ્યારે તે ઘણો દુઃખી થયો ત્યારે એક તપસ્વીને તેણે કહેવાડયું કે, હું મોટા કલેશ ને બંધનમાં પડયો છું; મારે માટે આપ થોડું પરમેશ્વરનું આરાધન કરી સહાયતા કરો કે, હું આ આપત્તિથી બચું. આ લડાઇમાં મારૂં કોઇ શસ્ત્ર કામ નથી આવતું. એ વાત સાંભળી તપસ્વીએ ઉત્તર દીધો કે, "અડધી રોટલી ખાઇ કેમ સૂઇ ન રહ્યો."

દોહરો.

નહિ લખપતિ નહિ કોટિપતિ, નવ કુબેરને હોય;
સંતોષી જે સુખ લહે, તે સુખ ન લહે કોય. ૧

## તરંગ ૧૫ મો.

## કૃતજ્ઞની પ્રસંશા અને કૃતઘ્નની નિંદા.

દોહરો.

ભૂલે કૃત ઉપકારને, વળી કરે અપકાર;
તે તો પતિત કૃતઘ્ન નર, દુર્ગતિ લહે અપાર. ૧

પશ્ચિમ દેશમાં સુમતીક રાજાનો પુત્ર દુર્જય નામે રાજા મોટો પ્રતાપી થઇ ગયો છે. તેણે પોતાના બાહુબળથી દેશદેશાંતરના રાજાઓને જીતીને પોતાને સ્વાધીન કીધા હતા. કોઇએક સમયે ચતુરંગિણી સેના સમેત કોઇ દેશના રાજાને જીતવાને માટે તે જતો હતો તે વારે માર્ગમાં એક એવું મોટું વન આવ્યું કે, જ્યાં ઘણે દુર સુધીમાં એક પણ ગામ નોહોતું જણાતું. વનમાં ભટકતાં કેટલાક દિવસ વિત્યા, પરંતુ તે વનનો અંત ન મળ્યો અને રાજાની સેનામાં જે ખાનપાનના પદાર્થ હતા તે ખપી ગયા. એમ છતાં કોઇ ગામ કે નગર નજરે પડયું નહીં, સઘળું સૈન્ય ક્ષુધાથી વ્યાકુળ થયું હતું, પણ આગળ જતાં કોઇ ગામ નગર મળી જશે એવી આશાથી ચાલ્યું જતું હતું. નિદાન એક એવું રમણીક વન આવ્યું કે તેમાં શોભાયમાન લીલાંછમ વૃક્ષ દેખાતાં હતાં અને વિવિધ પ્રકારનાં પક્ષીઓ નાદ કરતાં હતાં. ત્યાં નદીના તટપર તપસ્વીઓની નાની નાની ઝુપડીઓ આવી રહી હતી અને ત્યાં આગળ તપસ્વી લોક ભજનકીર્તન કરતા હતા. જ્યારે ત્યાં રાજાની સેના પહોંચી ત્યારે રાજાએ તપસ્વીઓને પૂછયું કે, તમારા સહુમાં વડો તપસ્વી કોણ છે? તેમણે કહ્યું કે, પૃથ્વીનાથ! અમારા સઘળાનો સ્વામી અને ગુરૂ ગૌરમુખ નામે મુનિ, મોટા મહાત્મા છે, તેમની પાસે અમે ભણિયેગણિયે છૈયે. અને તપસ્યાની રીતિ શિખીએ છૈયે. નિદાન તપસ્વી લોક રાજા દુર્જયને ગૌરમુખ મુનિની નિકટ લઇ ગયા. રાજાએ મુનિને સાષ્ટાંગ દંડવત્ કીધા અને કહ્યું કે, હું સુમતીક રાજાનો પુત્ર દુર્જય છું. આજ મારૂં મોટું પુણ્ય ઉદય પામ્યું કે, આપ જેવા મહાત્માનું દર્શન પ્રાપ્ત થયું.

મુનિએ કહ્યું કે, હમારે માટે પણ આજનો દિન મોટો શુભદાયક થયો કે, આપ પ્રજાપાળક પૃથ્વીનાથે આ ભિક્ષુકની પર્ણકુટીને શોભાવી. રાજાઓની એ પરંપરાની રીતિ છે કે દીનો અને ભિક્ષુકોપર કૃપાદૃષ્ટિ કરવી. રાજાએ કહ્યું કે આપની આજ્ઞા હોય તો સૈન્ય આગળ વધે, કેમકે આ સ્થાનકે રેહેવાથી તપસ્વિયોને પીડા થશે. મુનિએ કહ્યું કે મારી પ્રસન્નતા એ વાતમાં છે કે આપનું સૈન્ય આજ, આ જ સ્થાનકે ઠરીને વિશ્રામ કરે અને જે કાંઇ ફળમૂળનો આ કુટીમાંથી પ્રસાદ મળે તેનો અંગીકાર કરે. એ વાત સાંભળી રાજા બોલ્યો કે, બહુ સારૂં. આજ રાતની રાત એજ પવિત્ર સ્થાનમાં અમે રહીશું.

હવે રાજાને આશ્ચર્ય એ લાગતું હતું કે, આ મુનિ આ અપાર સૈન્યની પરોણાગત કેવી રીતે કરી શકશે? જ્યારે ત્યાંથી ઉઠી રાજા પોતાના ડેરાપર ગયો ત્યારે ગૌરમુખ મુનિને અત્યન્ત સોચ થયો કે, મેં રાજાને રાખ્યો તો ખરો પણ હવે એની પરોણાગત કેવી રીતે બની શકશે. એ પ્રકારે સોચ કરતા મુનિ નદિના તટપર ગયા અને ઇશ્વરનું ધ્યાન અને સ્તુતિ કરવા લાગ્યા કે, હે દીનબંધુ! હું વારંવાર પ્રભૂજી પ્રત્યે એજ પ્રાર્થના કરતો હતો કે, મારે કોઇ વસ્તુની આકાંક્ષા ન હોય; અને એમજ બન્યું કે, ભજનથી વિશેષ દાસને કોઇ વસ્તુની અભિલાષા ન થઇ; પરંતુ આજ મેં દુર્જય રાજાને રાખ્યો અને તેની સાથે અનેક જીવક્ષુધાથી વ્યાકુળ હોવાથી પ્રાર્થના કરૂં છું કે, આહાર આદિક વડે તેમનો યથોચિત સત્કાર કરવામાં આવે. જ્યારે એ પ્રકારે ગૌરમુખ મુનિએ સ્તુતિ કીધી ત્યારે અનાહૂત વિજળીની સમાન એક મૂર્ત્તિ પ્રગટ થઈ. તેણે જેની જ્યોતિ આકાશ સુધી ફેલતી હતી એવું એક પ્રકાશિત મણિ મુનિના હાથમાં આપીને કહ્યું કે, તમારી પ્રાર્થના અંગીકાર કરવામાં આવી છે; માટે આ દિવ્ય મણિ ગ્રહણ કરો. એનું નામ ચિત્તસિદ્ધિ મણિ છેઃ અર્થાત્ જે ચિત્તમાં મનોરથ હોય તેને એ સિદ્ધ કરે છે. માટે તમે એને સ્થાપિત કરી જે વાતની અભિલાષા કરશો તેજ પ્રાપ્ત થશે. એટલું કહી તે મૂર્ત્તિ અંતર્ધાન થઇ ગઇ.

હવે ગૌરમુખમુનિએ પ્રસન્ન ચિત્ત થઇ મણિને એક સ્થાનપર રાખીને કહ્યું કે, "હે પ્રભુના મણિ! મારૂં એજ પ્રયોજન છે કે, "આજ આખી રાતભર રાજા દુર્જય અને તેની સેનાને જે અભિલાખા ઉપજે તે પૂર્ણ થાય." એટલું બોલીને મુનિ પોતાની ઝુપડીમાં પૂર્વવત્ ભજન કરવા લાગા. ત્યારપછી તેનો જેમ જેમ પ્રકાશ વધતો ગયો તેમ તેમ તે મણિની આગળ સર્વ વસ્તુઓનો ઢગ થતો જતો હતો. વળી અનેક પ્રકારના સેવક સેવકીઓ અને દાસીઓ પ્રગટ થઇ. તેમણે અનેક પ્રકારના મોટા મોટા ડેરા ખડા કરી દઇ, રાજાની સેનામાં જેને જે વસ્તુની અભિલાષા થતી હતી તેને તેજ વસ્તુ આપતાં હતાં. તે એટલે સુધી કે આખાં લશ્કરને ખાવાપીવા ઓઢવા આદિની વસ્તુઓથી દૈવપ્રેરિત સેવકોએ આખી રાત સરભરા કીધી. પ્રાતઃકાળ થતાંજ સઘળી ઋદ્ધિસિદ્ધિ લઇ તે દિવ્ય સેવક અંતર્ધ્યાન થઈ ગયા. એવો ધૂમધામનો શિષ્ટાચાર જોઇ રાજાને મોટું આશ્ચર્ય લાગ્યું, કે આ તપસ્વીની ઝુપડીમાં કાંઇ ચીજ નોહોતી ને રાતભર અનેક પ્રકારના પદાર્થ અમારા સૈન્યમાં ચાલ્યા આવ્યા, તેમજ જે વસ્તુ કદી ખાવામાં ન આવેલી તે વસ્તુ આજ ખાવામાં આવી, એ શું? એમ મનમાં સોચ કરી રાજાએ પોતાના હેરકોને પૂછ્યું કે, આ સિધ્ધિનું કારણ શું છે? તેમણે કહ્યું કે, પૃથ્વીનાથ! મુનિને એક એવો અદ્ભૂત દિવ્ય મણિ મળ્યો છે કે, તેની નજીક જે અભિલાષા કરવામાં આવે તે પ્રાપ્ત થાય છે; બીજું કાંઇ કારણ નથી એવો અમે ભલીભાંતિ નિશ્ચય કર્યો છે. એવી વાત સાંભળી રાજાએ એક વિશાલ નામના પ્રધાનને કહ્યું કે, તમે જઇને મુનિને કહો કે, તે મણિ અમને આપી દો તો તેના બદલામાં જેટલું ધન માગે તેટલું તેને આપવામાં આવશે. એ મણિ મળવાથી અમારૂં મોટું પ્રયોજન પાર પડશે. જ્યાં કાંઇ ડેરા પડશે ત્યાં એ મણિ દ્વારા સર્વ સામગ્રી પ્રાપ્ત થઇ જશે. વિશેષે કરીને લડાઇની વખતે, કે જ્યારે બહુધા શત્રૂ લોક, ચારે તરફથી સામગ્રી આવતી જતી બંધ કરે છે, ત્યારે એનાથી મોટો અર્થ સરશે.

રાજાનાં આવાં વચન સાંભળી પ્રધાન બોલ્યો કે, પૃથ્વીનાથ ! આપની આજ્ઞા મારે માથે ચઢાવું છું; પરંતુ આપની આગળ કાંઇ નિવેદન કરવા ચાહું છું. જો આજ્ઞા હોય તો કહું. રાજાએ કહ્યું કે, બહુ સારૂં, જે તમારા દિલમાં હોય તે મન ખોલીને કહો. કોઇ વાતનો સંદેહ મ કરશો. ત્યારે પછી વિશાળ નામનો તે પ્રધાન બોલ્યો કે, સુણો પૃથ્વીનાથ ! સેવકોનો એજ ધર્મ છે કે સ્વામી જે આજ્ઞા કરે તેનું પ્રતિપાલન કરવું; પરંતુ રાજાના નિકટવર્તી સેવકો, અર્થાત્ મંત્રી પ્રધાનોને એટલી વિશેષતા હોવી જોઇયે કે રાજાની જે આજ્ઞા હોય તેનું પ્રથમ તો મૂળ કારણ, તેમજ પ્રયોજન તથા કામ સમજી લેવું અને એમ વિચાર કરવો કે સ્વામી ખરેખરી આજ્ઞા કરે છે કે, આજ્ઞાને મિષે પરિક્ષા લે છે. પછી તે વાતનો બુધ્ધિથી નિશ્ચય કરી, અંતે જે કરવું ઘટે તે કરવું. જે વિના વિચારે સ્વામીની આજ્ઞાને અનુકૂલવર્તી થઇ જાય છે તેમની પાછળથી મોટી અપ્રસિદ્ધા તથા દુર્દશા થાય છે, જેમ રાજા ધર્મશીલના સભાસદોની થઇ.

રાજા દુર્જય બોલ્યો: એ કથા કેમ છે ?

પ્રધાન બોલ્યો:–રાજા ધર્મશીલની સભામાં સ્ત્રીસમેત એક વૈશ્યે જઇને કહ્યું કે, પૃથ્વીનાથ, મારા દેશમાં દુકાળ પડયો છે માટે જો આપની આજ્ઞા હોય તો આપના દેશમાં થોડા દિવસ રહી કાળક્ષેપ કરૂં. રાજાએ કહ્યું:–બહુ સારૂં; જ્યાં તમારૂં મન માને ત્યાં સુખે રહો. તમને કોઇ પ્રકારનું ભય નહિ રહે. હવે પેલો વૈશ્ય તે દિવસથી રાજાનાં રાજ્યમાં રહી વેપાર કરતો રહ્યો. જ્યારે તેના દેશમાં સુકાળ થયો ત્યારે તેણે પોતાને દેશ જવાનો વિચાર કર્યો; અને રાજાની નિકટ જઇને કહ્યું કે, મહીનાથ ! આપનું રાજપાટ કીર્તિવંત રહે અને ઇશ્વર દિનપ્રતિદિન ઐશ્વર્ય વધારે–હું આપની શરણમાં રહી બહુ સુખ પામ્યો. હવે આપની પાસે વિદાય માંગવા આવ્યો છું.

રાજાએ કહ્યું કે, હમારી તમારી વચ્ચે જે વચન પ્રમાણ થયું છે તે પૂરૂં કરી ચાલ્યા જાઓ. તેણે કહ્યું

કે મહારાજ! મને કાંઇ સાંભરતું નથી; જે વાત મેં કહી હોય તે કહો. રાજા બોલ્યો કે:–તમે કહ્યું હતું કે, જતી વખત તમો તમારી સ્ત્રી મહારાજને આપી જશો, તો હવે તે સ્ત્રીને હમારી પાસે મુકીને ચાલ્યા જાઓ. વૈશ્ય બોલ્યો:–મહારાજ! હું એમ બોલ્યો નથી; પરંતુ આપ રાજા છો તો જે કહો છો તે ઠીકજ હશે. એ વાત સાંભળી રાજા ધર્મશીલ પોતાના સભાસદોની સામે જોઇને કહેવા લાગ્યો કે, હમારી પાસે એ વાતના કેટલા સાક્ષીઓ વિદ્યમાન છે. રાજાનાં એવાં વચન સાંભળી સભામાં જે ધર્મિષ્ઠ અને બુધ્ધિમાન સભાસદ હતા તે નીચું માથું કરી ચુપ રહ્યા ને બીજા તમામ સભાસદો એક સાથ બોલી ઉઠયા કે, એ વાત તો હમારા દેખતાં થઇ છે કે, જ્યારે એ પેહેલીવાર આવ્યો હતો ત્યારે એણે ભર કચેરીમાં સ્ત્રી આપી દેવાનું વચન આપ્યું હતું.

જ્યારે એ પ્રકારે સાક્ષિઓથી વૈશ્યે વચન આપવું નિશ્ચિત ઠર્યું; ત્યારે તે વાણિયો સ્ત્રીના વિયોગ થવાનાં દુઃખમાં વિકળ થઇ થોડીવાર ચુપ રહ્યો અને રાજા ધર્મશીલની આંખોમાંથી આંસુની ધારા ચાલી. એ ચરિત્ર જોઇને વાણિયો વળી વધારે ઘભરાઇ ઉઠયો અને હાથ જોડીને બોલ્યો કે, પૃથ્વીનાથ! આ તે કેવી નવાઇની વાત કે, આપ રૂવો છો? રોવું તો ઉલટું મારે જોઇયે કે જેની સ્ત્રી છીનવી લેવામાં આવે છે.

રાજા બોલ્યો કે, સાંભળ વૈશ્ય! તારૂં ને મારૂં દુઃખ એકસરખું નથી; કેમકે તારી સ્ત્રી છીનવી લેવામાં આવશે તો બીજી મળી શકશે પણ મારૂં તો ધન, ધર્મ, રાજ સઘળું બિગડવા બેઠું છે કે, જે પાછું મળવું કઠણ છે. અર્થાત્ મારી સભામાં એવા એવા અધર્મી ને મિથ્યાવાદી એકઠા થયા છે કે મને જડમૂળથી ઉખેડી નાખવા ચાહે છે. જેની સભામાં એવા અધર્મવાદી હોય તેના વિનાશમાં શો સંદેહ? જો એમના મિથ્યા બોલવાથી તમારી સ્ત્રીને હમે લઇ લઇયે તો તેમાં અમારો શો અર્થ સરે? એ પ્રકારે રાજાને ક્રોધિત જોઇ; જેઓએ મિથ્યા સાક્ષી આપી હતી તેમનાં મુખ સુકાઇ મુડદાં જેવાં થઇ

ગયાં. પછી રાજા ધર્મશીલે તે વૈશ્યને સ્ત્રી સમેત માન સાથે વિદાય કીધો, અને તે સમે જે ચૂપ બેઠા હતા તેમને છોડી, જેટલા મિથ્યાવાદી પ્રધાન હતા તે પ્રધાને રાજ્યની બહાર કાઢી મુકયા.

દોહરો.

સંગ કુસંગતિ પામિને, જેનો અટલ વિવેક;
નૃપ ભૂષણુ તેને કહે, ધરે રાજની ટેક. ૧

વિશાળ પ્રધાન, દુર્જય રાજાને કહે છે કે, જુઓ, જેવી ઉત્તમ પરીક્ષાથી રાજા ધર્મશીલે બુરા ભલાને જેમ ઓળખી લીધા તેમ મને ધાસ્તી લાગે છે કે, રખેને આપની તેવી આજ્ઞા તો નહિ હોય!!

દુર્જય રાજાએ કહ્યું કે, હમે અંતઃકરણથી આજ્ઞા આપિયે છૈયે કે, તમે મુનિની પાસેથી જેમ ફાવે તેમ કરી મણિ લઇ આવો. વળી તમારે બીજું કાંઇ કહેવું હોય તે કહો. પ્રધાન બોલ્યો કે, પૃથ્વીનાથ, સેવકનો આજ્ઞા પ્રતિપાલન છોડી બીજો શો અધિકાર છે? પરંતુ શુભચિંતક સેવકનો ધર્મ છે કે પોતાના પ્રભૂને જાણી બૂઝી નીતિરૂપી પુષ્પવાટિકાથી દૂર કરી અન્યાયરૂપી કંટક વનમાં, સામર્થ્ય છતે ન જવા દેવો. એટલા માટે કાંઇક નિવેદન કરૂં છું કે, સૃષ્ટિકર્ત્તાએ જ્યારે ભાંતિભાંતિની સૃષ્ટિ બનાવી અને પ્રત્યેકને માટે પ્રથક્ પ્રથક્ કર્મ નિયત કરી દીધાં કે, કોઇ નિરૂદ્યમી ન રહેઃ પણ સર્વે કાંઇ ઉદ્યમ કરી પોતાનો આહાર પોતે ઉત્પન્ન કરી શકે. વળી વસ્તુ વા ધન વા રચના વા વિદ્યાગુણદ્વારા પોતપોતામાં એક બીજાના સહાયક થાય, કે જેથી કોઇ વિના આહાર ન રહે; વળી ઘણાંએક મનુષ્યો એક સ્થાનપર વસવાથી એ વાત પણ સંભવિત થઇ કે પ્રત્યેક મનુષ્ય ઇંદ્રિયોને વશ થઇને પોતાના લાભને ખાતર બીજાને હાનિ કરવાનું મનપર ન લે, અર્થાત્ સહુ પોતપોતામાં એક બીજાના પદાર્થ છીનવી લેવાની અભિલાષા ન કરે. વળી એજ કારણથી ભાત ભાતના ઉપદ્રવ ઉભા થાય છે, તેટલા માટે તેની પ્રેરણાથી એવો અનુભવ થયો કે, એક કોઇ એવો ન્યાયકર્ત્તા હોવો જોઇયે કે જે

પોતાનાં સામર્થ્યનાં કારણથી સહુથી પ્રબળ રહે અને સહુને પોતાને આધીન રાખે. વળી કુલીન અને સત્પાત્રોને અન્યાયીઓ અને ઉપદ્રવીઓના અન્યાયથી બચાવે અને એવો પ્રબંધ કરે કે સહુ પોતામાંજ પ્રસન્ન રહે. એવો જે પ્રબંધકર્ત્તા તેને મહાત્માજન રાજા કહે છે. મનુષ્યને માટે એ પદવી બહુ મોટી છે, તે એટલે સુધી કે રાજાને ઇશ્વરનો મોટો અંશ કહે છે. એટલા માટે રાજાનો ધર્મ છે કે ન્યાય, પ્રજાપાલન અને દુષ્ટને દંડ એ આદિ કામમાં તત્પર રહેવું. પ્રથમ એવો પ્રબંધ હોવો જોઇયે કે જે એવા સજ્જન અને સત્પુરૂષ હોય કે જેમની સજ્જનતાનું ફળ બીજાને પહોંચતું હોય, તેમને સૃષ્ટિમાં ઉત્તમ સમજી, આબરૂથી રાખવા અને તેમને રાજકાર્યનો અધિકાર આપવો. બીજા, જે માણસો સજ્જન હોય, પરંતુ તેમની સજ્જનતાનો ગુણ બીજાને ન પહોંચે, તેમને પણ પ્રિય રાખવા ઉચિત છે. ત્રીજા, એવા કે, જે ન બુરા કે ન ભલા–તેવાને ભલાઇની અભિલાષા ઉપજે તેમ કરવું જોઇયે. ચોથા, જે પોતે દુર્જન હોય, પરંતુ તેમની દુર્જનતાનો અવગુણ બીજાને ન પહોંચે તેમને દુ:ખી ને ખેદિત રાખી અને સદૈવ તાડના કરતા રહેવું, કે જેથી ધીરે ધીરે તેઓ સુધરતા જાય. પાંચમા, એવા માણસો કે જે પોતે બુરા હોય અને તેમની બુરાઇનો અવગુણ બીજાને પણ પહોંચે, તેમને મહાદુષ્ટ અને સૃષ્ટિમાં અધમતર સમજી તેમનાપર નજર રાખતા રહેવું; અને જ્યારે અપરાધ નિશ્ચિત થાય ત્યારે તેમને કઠિન દંડ દેવો; અને તેમને બંદીખાનામાં રાખવા. જો તેમ કરતાં પણ ન માને તો તેમને દેશનિકાલ કરવા. હવે ન્યાયને માટે રાજામાં ચાર વાત અવશ્ય હોવી જોઇયે. પ્રથમ, રાજા બુદ્ધિમાન હોવો જોઇયે, બીજું, કોઇપણ મતનો પક્ષ વિપક્ષ ન રાખે, ત્રીજું, ન્યાયસભામાં સહુને આવવાની આજ્ઞા આપે, ચોથું, ઇંદ્રિયોને વશ થઇ કોઇની પણ વસ્તુપર અન્યાયથી અભિલાષા ન કરે, પણ અન્યાય સહિત વસ્તુને માટી અને તૃણથી પણ તુચ્છ સમજે. એ ચાર ધર્મોથી વિશેષ એક આ પરમ ધર્મ છે કે જે કોઇ આપણાપર કાંઇ ઉપકાર

કરે તેનાપર પણ કાંઇ ઉપકાર કરવો અને જો પ્રત્યુપકાર કરવાનું સામર્થ્ય ન હોય તો ઉપકાર માનતા રહેવું અને તેનાપર અપકાર ન કરવો; કેમકે ઉપકાર ફિટાડી નાખવા સમાન પૃથ્વીતલમાં કોઇ પાપ નથી.

### દોહરો.

ચોર, જુગારી, અધમ, ખળ, લંપટ ગતિ માન;
નહિ કૃતઘ્નની થાય ગતિ, એ નિશ્ચય નૃપ જાણ. ૧

વળી એ વાત હું પોતાની ઉક્તિથી નથી કહેતો પણ શાસ્ત્રમાં નિર્ણયસહિત એનો દૃષ્ટાંત આપ્યો છે:—

### શ્લોક.

मित्रद्रोही कृतघ्नश्च ये च विश्वासघातकाः ॥
त्रयस्ते नरकं यांति । यावच्चंद्रदिवाकरौ ॥१॥

અર્થ—મિત્ર સાથે દ્રોહ કરવાવાળો, ઉપકાર નહિ માનવાવાળો, અને વિશ્વાસઘાત કરનારો એ ત્રણે જ્યાંલગી આકાશમાં સૂર્ય અને ચંદ્રમા રહે ત્યાંસુધી નર્કમાં રહે છે. હે રાજા, પરલોકમાં તો અવશ્ય કૃતઘ્નની દુર્ગતિ છેજ; પરંતુ આલોકમાં પણ તેની દુર્ગતિ અને દુર્દશા પ્રસાર પામે છે. અનાચારી નામના એક મંદમતિની એવીજ દુર્દશા થઇ હતી.

રાજા દુર્જય બોલ્યો કે, અનાચારીની કથા કેવી છે?

પ્રધાન બોલ્યો કે સાંભળો રાજાજી, હું આપને એક કૃતઘ્નની વાર્તા કહું છું તે આપ સાંભળો. રાજા બોલ્યો:—બહુ સારૂં, કહો. પ્રધાન બોલ્યો કે, મહારાજ! મગધ દેશમાં એક શ્રુતિપાળ નામે બ્રાહ્મણના ત્રણ પુત્ર હતા. તેમાં મોટાનું નામ બુદ્ધિશાળી, વચલાનું નામ અનાચારી અને નાનાનું નામ રૂદ્રશર્મા હતું. મોટો અને નાનો એ બન્ને પુત્ર મોટા ધર્મનિષ્ઠ હતા અને ભલા માણસોના સમાગમમાં બેસતા ઉઠતા; તેમજ વિદ્યાગુણ શીખતા હતા. તેજ પ્રમાણે પોતાની કુળ પરંપરાની રીત્યનુસાર અન્યાય અધર્મથી

કરતા હતા, અને તેમનો પિતા પણ તે બન્નેની ચાલચલણ જોઈ પ્રસન્ન થતો હતો. વચલો પુત્ર જેનું નામ અનાચારી હતું, તે ખરેખરો અનાચારી થયો. જ્યાં કાંઇ ચોર, ઉચક્કાનો સમાગમ થાય તેજ સ્થાનમાં બેસતો ઉઠતો; ને ભણવાગણવાપર રૂચિ કરતો નહીં. પિતા, હિતમિત્ર ને કુટુંબી તેને સમજાવતા, તથાપિ તે તેમનું કાને ધરતોનહીં. એક તો તે નિજ પ્રકૃતિથી સજ્જન ન હતો; તેમાં વળી નીચોની સંગતિ થઇ એટલે સંપૂર્ણ બુદ્ધિ નષ્ટ થઇ ગઇ.

### દોહરો.

હીન કુસંગતિ પામિને, સુખ ન લહે સંસાર;
નીચ મતે ચતુરાઇ નવ, રહે કદી તલભાર. ૧

જ્યારે તેનાથી અનેક અનુચિત કર્મ થયાં, ત્યારે લોકાપવાદના ભયથી અને દુર્યશકારી સમજીને પિતાએ ઘરમાંથી તેને કાઢી મૂકયો. ત્યાંથી તે કોઇ પહાડવાળા જંગલમાં જઇ પહોંચ્યો. ત્યાં ચોર લોકોની વસ્તી હતી. તે લોકોએ તેને પકડયો અને પોતાના નાયક પાસે તેને લઇ ગયા; અને ત્યાં જાહેર કર્યું કે, અમારા લોકોનો ભેદ લેવાને આ કોઇ રાજાનો મોકલેલો અહીં આવ્યો છે. ત્યારે અનાચારીએ નાયકને પોતાનું વૃત્તાંત સંભળાવ્યું અને કહ્યુ કે, ઘરમાંથી કાઢી મુકેલો એવો હું અહીં આવ્યો છું; હવે હું આપને શરણે છું, જેમ મનમાં આવે તેમ કરો. નાયકે તેને કુલીન અને સ્વરૂપવાન જોઇને પોતાની કન્યા સાથ તેનાં લગ્ન કરી એક ઘરમાં રાખ્યો; ત્યારથી, તે અનાચારી, ચોરપતિની કન્યા સાથ તેજ સ્થાનમાં રહેવા લાગ્યો. અને તેમનો પેઠેજ શિકારે જઇ પશૂ પક્ષી મારી લાવતો અને પોતાની પત્ની સમેત ખાતો હતો. એ પ્રકારે તે, તેજ સ્થાનમાં ઘણાએક દિવસ સુધી રહ્યો. કોઇ એક સમયે અનાચારીનાં સ્થાનપર તેના દેશનો એક યોગી આવી પહોંચ્યો. અનાચારીએ તેને સ્વદેશી જાણીને રાખ્યો અને ઘણી આગતાસ્વાગતા કરી. બીજે દિવસે યોગીની પાસે તે બેઠેલો છે ને વાતચિત કરે છે એટલામાં, કોઇ પક્ષીને વૃક્ષપર જોઇને

તેણે એવું તીર માર્યું કે, પક્ષી મરણતોલ થઇ નીચે પડ્યું. ત્યારે યોગીએ કહ્યું કે, તું આવો કુલીન થઇ કેમ જીવહિંસા કરે છે. એ વૃત્તિ તમારા કુળની નથી, કે થોડા માંસને સારૂ તમે જીવની હત્યા લીધી. અનાચારી બોલ્યો કે બાવાજી! આપ એક પક્ષીને જોઇ આશ્ચર્ય પામો છો, પણ હું તો હજારો પશૂ પક્ષી મહિનામાં મારૂં છું; તેમાંથી થોડાં હું ખાઉં છું ને બાકીનાં બીજાને ખવાડું છું. યોગી બોલ્યો કે, મનુષ્યને જ્યાંસુધી અનાજ આદિ ખાવાને મળે ત્યાંસુધી જીવહિંસા ન કરવી જોઇયે; પણ તમે દસ્યુ જાતમાં વસીને પોતાના કુળધર્મ નષ્ટ કરી દીધા. હજી પણ પોતાના પરંપરાના ધર્મને સમજો તો સારૂં. એટલું કહીને યોગી તો બીજા વનમાં ચાલ્યો ગયો.

તે યોગીના સમજાવવાથી યદ્યપિ અનાચારીને પરિપક્વ જ્ઞાન તો ન થયું, પરંતુ એટલી ગ્લાનિ ઉત્પન્ન થઇ કે, મેં દસ્યુ જાતોમાં રહી પોતાના લોક પરલોક નષ્ટ કરી દીધા છે; એમ સોચ કરી રાતની વખતે ત્યાંથી નાઠો; પરંતુ પંથ ભૂલી એક મોટા ભયંકર વનમાં ચાલ્યો ગયો. તેમાં બે દિવસ સુધી ભટક્યો, પણ કેથે માણસની વસ્તી નજરે પડી નહિ. ત્રીજે દિવસે એક મહામોટું વડનું વૃક્ષ નજરે પડ્યું. તેપર અનેક પક્ષીઓના શબ્દો કાને પડતા હતા. તે કોઇ પક્ષી મારી તેનું ભોજન કરવાના વિચારથી ત્યાં ગયો ને જુએ છે તો બગલાનો રાજા એક બડો ભારી પક્ષી, જેનું નામ રાજધર્મ હતું તે, અનેક પક્ષીઓના મધ્યમાં બિરાજમાન હતો; અને તેમાં એટલી ચૈતન્યતા હતી કે, તે અનેક જીવોની બોલી બોલતો અને સમજતો હતો. તે અનાચારીનું અપૂર્વ રૂપ જોઇને બોલ્યો કે, તમારો આકાર આ દેશના મનુષ્યો જેવો નથી, તમે કોણ છો? ને તમારે અહીં આવવાનું કારણ શું? અનાચારીએ પોતાની સંપૂર્ણ વ્યવસ્થા વર્ણન કરીને કહ્યું કે, હું વસ્તી ખોળું છું કે કાંઈ ઠેકાણું મળે તો ત્યાં રહું. વળી આજ મને કાંઇ ભોજન પણ નથી મળ્યું, તેથી મારા પ્રાણ વ્યાકુળ છે. એ વાત સાંભળી રાજધર્મ

બકરાજે કહ્યું કે, અહીં મનુષ્યોની વસ્તી નથી. જ્યાં ત્યાં રાક્ષસ રહે છે. જો તેમની નજરે પડયા તો તમને સટદેતાકે ખાઇ જશે. એટલા માટે તમે આજ સ્થાનમાં રહો અને તારા ભોજનનો પણ ઉપાય કરૂ છું. સહવારે કાંઇ વિશેષ ઉપકાર કરીશ.

એટલી વાત કહીને બકરાજે બગલાઓને મોકલી મોટાં મોટાં માછલાં મંગાવી આપ્યાં. અનાચારીએ તેને સેકીને રૂચીપૂર્વક ભોજન કીધું. પછી પાનડાં બિછાવી તેજ સ્થાનકે સૂઇ રહ્યો. પ્રાતઃકાળને સમયે રાજધર્મની પાસે જઇ અનાચારી બોલ્યો કે, મને વિદાય કરો. રાજધર્મે કહ્યું કે અહીંથી બાર કોસપર વિરૂપાક્ષ નામે રાક્ષસોનો રાજા મારો મિત્ર છે ને મોટો ધનવાન છે. તું તેની પાસે જા. મારા સંદેશાથી તે તને બહુ ધન આપશે. તે ધન લઇ તું અહીં આવજે એટલે હું તને વિદાય કરીશ. એ પ્રકારે સમજાવી બુજાવીને રાજધર્મે અનાચારીને વિરૂપાક્ષ રાક્ષસરાજની પાસે મોકલ્યો. અનાચારીએ ત્યાં જઇને પોતાનું સઘળું વૃત્તાંત, તેમજ બકરાજનો સંદેશો સંભળાવ્યો, કે એણે મને દરિદ્રી જોઇ આપની પાસે મોકલ્યો છે તો મને થોડું ધન મળે તેમ થાય તો સારૂં. વિરૂપાક્ષે પોતાના પ્યારા મિત્ર બકરાજના કુશળક્ષેમનું સર્વ વૃત્તાંત પૂછીને કહ્યું કે, હું તમારા આવવાથી પ્રસન્ન થયો, કેમકે તમે અમારા મિત્રના મિત્ર છો. અહીં તમારી વિધિપૂર્વક સેવા થશે. છેલ્લે રાક્ષસરાજે તેને રાખી ખાનપાન આદિથી તેનો મોટો સત્કાર કીધો. બીજે દિવસે પોતાના ભંડારમાં લઇ જઇને ઉભો કીધો અને કહ્યું કે, જેટલું સોનું તમારાથી ઉપડી શકે તેટલું ઉપાડી જાઓ.

હવે અનાચારી ઉપડયુ તેટલું સોનું ઉપાડી બકરાજનાં સ્થાન ભણી ચાલ્યો. તેજ સમયે રાક્ષસરાજે એક રાક્ષસને બોલાવીને કહ્યું કે, તું છાનોમાનો એની સાથે જજે અને તે સ્થાનમાં છુપાઇને જોતો રહેજે કે, હમારા મિત્ર બકરાજ અને ભિક્ષુક વચે કેવી મૈત્રી છે. જો એની અને બકરાજની મધ્યે યથાર્થ મૈત્રી હોય તો તું પાછો વળી આવજે અને જો એ કપટી હોય અને બીજો માર્ગ પકડે તો તું એને હમારી પાસે પાછો લાવજે.

એ પ્રકારનાં વિરૂપાક્ષનાં વચન સાંભળીને અનાચારીની પાછળ પાછળ તે રાક્ષસ છુપાતો છુપાતો ચાલ્યો ગયો. જ્યારે અનાચારી પેલા વટ વૃક્ષ આગળ આવી પહોંચ્યો, ત્યારે રાજધર્મ અનાચારીને પ્રસન્ન દેખીને હર્ષિત થયો અને જાણ્યું કે, આ ભિક્ષુકનું કાર્ય સિધ્ધ થયું. પછી પૂછ્યું કે, ભાઇ તમને શું મળ્યું? તેણે સોનાની ગાંસડી દેખાડી દીધી અને કહ્યું કે, મારા જન્મભરના નિર્વાહને માટે મને મનમાનતું ધન મળ્યું, રાજધર્મે કહ્યુંછે કે, હું વિરૂપાક્ષનો મોટો ધન્યવાદી છું કે મારા મોકલેલા અભ્યાગતનો તેમણે યથોચિત સત્કાર કીધો. ત્યાર પછી અનાચારીને ઉત્તમ ઉત્તમ ફળો મંગાવી ખવડાવ્યાં. બન્નેની વાતચિત પેલો વિરૂપાક્ષનો મોકલેલો રાક્ષસ છાનોમાનો સાંભળતો રહ્યો. પછી બન્ને સૂઇ ગયા. થોડા વખતમાં રાક્ષસ પણ નિદ્રાવશ થયો. જ્યારે થોડીક રાત રહી ગઇ ત્યારે અનાચારી ઉઠી વિચાર કરવા લાગ્યો કે, આજે મારે વાટે પડવું પડશે, રસ્તે કાંઇ આહાર મળે વા ન મળે, માટે અહીંથી કાંઇ ભાથું બાંધતો જાઉં તો બહુ સારૂં; એમ મનમાં સોચ કરી આગ સળગાવી અજવાળું કીધું અને આમતેમ કાંઇ આહાર શોધવા લાગ્યો. જ્યારે કાંઇજ આહાર નજર ન આવ્યો ત્યારે તેના સ્વભાવને અનુસાર ઘોર પાપ તેના અંતરમાં ઉદય પામ્યું અને બોલ્યો કે, હું વ્યર્થ આમ તેમ ફાંફાં મારૂં છું. આ રાજધર્મ બકરાજ, જે માંસનો ઢગ છે તેને મારીને એનું માંસ લઇ જાઉં તો કેટલા દિવસની ભાવટ ભાગે. એવો પાપી વિચાર મનમાં આણી, ધનુષમાં બાણ લગાવી, સૂતેલા રાજધર્મને માર્યું. તે પ્રથમ તો પક્ષીની બોલીમાં ચીસ પાડી ઉઠયો. પછી પેલાને બીજું બાણ મારવા ધનુષપર ચઢાવતો જોઇને કહેવા લાગ્યો કે, હાય! હત્યારા! મારો પ્રાણ શું કરવા લે છે? મેં તારૂં શું બગાડયું? એટલામાં બીજું બાણ પણ મારવાની તૈયારીમાં હતો, તેવામાં વિરૂપાક્ષનો મોકલેલો રાક્ષસ ચિચિયારી સાંભળી જાગી ઉઠયો; અને તેણે એવી ગર્જના કરી કે, તેના શબ્દથી અનાચારીના હાથમાંથી ધનુષ પડી ગયું. પેલા રાક્ષસે દોડીને એક થાપટ એવી

મારી કે, અનાચારીના નાક, કાન, મુખ અને આંખમાંથી રૂધિર વહેવા લાગ્યું. પછી તે રાક્ષસ રાજધર્મની પાસે ગયો અને તેને ઉઠાડીને કહેવા લાગ્યો કે, જેવા નીચપર આપે ઉપકાર કર્યો તેવું ફળ આપને મળ્યું. મને વિરૂપાક્ષે, એ નીચ અને ધર્મભ્રષ્ટ છે કે નહિ તે જોવાને એની પાછળ મોકલ્યો છે. પશ્ચાત્તાપની વાત છે કે મને નિદ્રા આવી ગઇ, એટલામાં એણે આપને એક બાણ માર્યું.

રાજધર્મ બોલ્યો કે, ભાઇ, એવો યત્ન કર કે મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય એવા મિત્ર વિરૂપાક્ષના મુખનું દર્શન કરી હું પછી પ્રાણત્યાગ કરૂં. રાક્ષસ બોલ્યો કે, આપ ધીરજ ધરો, હું આપની વ્યથા નિવારણનો હવડાંજ ઉપાય કરૂં છું. એટલું બોલી તે રાક્ષસે અનાચારીના બે હાથ બાંધી તેને ઝાડે લટકાવ્યો ને વનમાંથી એક મૂળ ખોદી લાવી તેને પથ્થરપર ઘસી જ્યાં રાજધર્મને બાણ લાગ્યું હતું ત્યાં ચોપડી અને એક બીજી ઔષધી રાજધર્મને સુંઘાડી. તે સૂંઘતાંવારજ રાજધર્મને ઊંઘ આવી ગઇ અને પેલી ચોપડેલી ઔષધિથી ક્ષણભરમાં તે બાણ આપોઆપ નિકળી પડયું અને વ્યથા જતી રહી. પછી તે રાક્ષસ રાજધર્મને ખાંધપર ચઢાવી અને અનાચારીને દોરડાંથી બાંધી ઘસડતો ઘસડતો વિરૂપાક્ષની રાજધાનીમાં જઇ પહોંચ્યો. જ્યારે વિરૂપાક્ષ રાક્ષસરાજે પોતાના મિત્ર રાજધર્મને ઘાયલ દીઠો, અને અનાચારીની કૃતઘ્નતા અને મિત્રદ્રોહનું વૃત્તાંત સાંભળ્યું, ત્યારે તેજ સમયે એક ઘાતકને બોલાવીને અનાચારીના શરીરના ટુકડે ટુકડા કરાવી નાખ્યા અને રાક્ષસોને બોલાવીને કહ્યું કે, તમે લોક એ અનાચારીનું માંસ ખાઓ. પણ રાક્ષસોએ કહ્યું કે, હમે લોક એવા કૃતઘ્ન, મિત્રદ્રોહી અને પાપિષ્ટનું માંસ નહિ ખાઇયે.

જ્યારે રાક્ષસોએ તેનું માસ ન ખાધું ત્યારે જંગલી મનુષ્યો, જે પશુતુલ્ય હોય છે તેમની પાસે તે માંસને મોકલાવી દીધું. તેઓ પણ પોતાની બોલીમાં કહેવા લાગ્યા કે, યદ્યપિ હમે સર્વ માંસ ખાઇયે છેયે, પરંતુ આવો કૃતઘ્ન પાપી, જેણે પોતાના ઉપકારીપર અપકાર કીધો, તેનું માંસ તો કદીપણ નહિ ખાઇશું.

જ્યારે વનમાણસોએ પણ તેનું માંસ ખાવાની નાપાડી ત્યારે રાક્ષસોએ તેના માંસને વરૂના કોતરોમાં નાંખી દીધું. વરૂઓ પણ કૃતઘ્નના માંસને નિન્દિત સમજી તે કોતર, જ્યાં કૃતઘ્નનું માંસ રાખવામાં આવ્યું હતું તે છોડી બીજાં કોતર ખોદવા લાગ્યાં. ત્યારે રાક્ષસોએ તે માંસને શિયાળોનાં કોતરમાં એવી સમજથી મુક્યું કે, શિયાળ સર્વ પ્રકારનાં માંસ ખાય છે તો એ પણ ખાઇ જશે; પરંતુ જ્યારે શિયાળોનાં કોતરમાં કૃતઘ્નીનું માંસ રાખવામાં આવ્યું ત્યારે સઘળા શિયાળ એકઠા થઇ વિરૂપાક્ષના રાજમંદિરની પાસે મોટા શબ્દથી રૂદન કરવા લાગ્યા. વિરૂપાક્ષ બોલ્યો કે, આજ શિયાળ એકઠા થઇ, દિનમાં કેમ રોય છે? કેમકે એમનું દિવસનાં રોવું અશુભ ગણાય છે. રાક્ષસોએ કહ્યું કે, મહારાજ, એનું પ્રત્યક્ષ કારણ એ છે કે એમનાં કોતરોમાં કૃતઘ્નનું માંસ રાખવામાં આવ્યુ છે, ત્યારથી એ સઘળાં કોતર છોડી એકઠાં થઈ અહિયાં આવી રોય છે. કેમકે કૃતઘ્નને મહાપતિત સમજી કોઇતેના માંસને સ્પર્શ પણ નથી કરતું તે શિયાળોનાં સ્થળમાં તેનું માંસ રાખવાથી, તેઓ પોતાનાં ઘરને અશુદ્ધ સમજી છોડી ચાલ્યાં છે અને આપને દુહાઇ કરે છે કે તેમના ઘરમાંથી એવા કૃતઘ્નનું માંસ કાઢી લેવામાં આવે, કારણ કે તેઓ તેને અડકવા ચાહતા નથી. એજ પ્રમાણે વરૂઓએ પણ પોતાનાં કોતર છોડી બીજાં કોતર ખોદવા માંડયાં હતાં. એવી વાત સાંભળી વિરૂપાક્ષે શિયાળોના કોતરમાંથી તે માંસ કઢાવી નાખી, જ્યાં ઘણા કાગડા એકઠા થતા હતા ત્યાં ફેંકાવી દીધું. ત્યારે કાગડા પણ તે સ્થાનને છોડી બીજા સ્થાનપર બેસવા લાગ્યા. હવે જ્યારે તે માંસને કોઇ પણ જંતુએ ન ખાધું ત્યારે વિરૂપાક્ષે તેને મલિન પૃથ્વીમાં દટાવી દઇ, આજ્ઞા કરી કે એ સ્થાનકે લોક જંગલ જયાં કરે.

એ કથા સાંભળી રાજા દુર્જય બોલ્યો કે, સુણો પ્રધાન; જ્યાં સુધી મને એ મણિ મળશે નહિ ત્યાં સુધી તમારી આવી આવી કહાણીઓ સાંભળવાથી માઈં સમાધાન થનાર નથી. તમે

સંપૂર્ણ રાજધર્મ ભણ્યા, પરંતુ એટલું ન સમજ્યા કે, રાજાઓને અર્થ પ્રિય હોય છે; અને તેઓ બીજી કોઇ વાત માનતા નથી. વળી ન્યાયની વાત તો રાજાઓને ત્યારેજ પ્રિય લાગે છે કે, જ્યારે તેઓ ન્યાયસભામાં બેસે છે. આ સમય હમારે દિગ્વિજયનો છે. હમે જ્યાં જે વસ્તુ અપૂર્વ અને ઉત્તમ જોઇશું તે ગમે તો ન્યાયથી મળે વા અન્યાયથી–તેને અવશ્ય લઇશું. એટલા માટે તમને આજ્ઞા આપવામાં આવે છે કે, તમે જેમ બને તેમ જલદી જઇ તે ભિક્ષુકને કહી દો કે, મણિ અમને ભેટ કરે. પછી તે જેટલું દ્રવ્ય માંગશે તેટલું આપવામાં આવશે. પ્રધાન એ પ્રકારે રાજાને લોભગ્રસ્ત અને આગ્રહયુકત જોઇને ગુપચુપ ઉઠી મુનિની પાસે ગયો અને મનમાં એમ સોચ કરતો હતો કે, હાય ! હાય ! રાજાની પ્રકૃતિ હમણાં બહુ વિપરીત થઇ ગઇ છે. પેહેલાં એ પ્રકારની ન હતી. નીતિમાં લખ્યું છે તે સાચું છે કેઃ–

દોહરો.

આવે સમય વિનાશનો, બુદ્ધિ થાય વિપરીત;
હિતશિક્ષા ભાવે નહિ, વધે કુરિતપર પ્રીત.

એમ કેટલુંક સમજાવ્યો, પરંતુ એને એકપણ વચન સારૂં ન લાગ્યું; એથી નિશ્ચિત થાય છે કે, એ રાજાનો વિનાશકાળ સમીપ આવ્યો છે. પ્રધાન એ પ્રકારે પસ્તાવો કરતો ગૌરમુખ મુનિની પાસે ગયો અને સાષ્ટાંગ દંડવત કરીને બોલ્યો કે, આપ લોકોને, તપના બળે કરીને, ભૂત, ભવિષ્યત અને વર્તમાન એ ત્રણે કાળનું જ્ઞાન હોય છે. તેથી હું જે કારણથી આવ્યો છું તેપણ આપથી અજાણ્યું તો નહિજ હશે; કેમકે ઇશ્વરના ભજનનો એવો પ્રભાવ છે કે સહસ્ર વર્ષોનો ભવિષ્યત્ વૃત્તાંત તપસ્વીઓને અનુભવથી વિદિત થઇ જાય છે, તો આ વાત શી ગણતીમાં ? પરંતુ મારો સેવકનો એજ ધર્મ છે કે જેનો મોકલેલો હું આવ્યો છું તેનો સંદેશો કહું. મુનિએ કહ્યું કે, તમારે ગમે તે કહો. પ્રધાન બોલ્યો કે, હમારા મહારાજાની ઇચ્છા છે કે જે આપની પાસે મણિ છે તે આપ રાજાને પ્રસાદની રીતે આપો. મુનિએ કહ્યું કે, સુણ

પ્રધાન, તું મોટો બુદ્ધિમાન અને ચતુર મનુષ્ય છે; કેમકે રાજા તે અમારી પાસે ભેટની ભાંતિ માંગે છે અને તું તેને પ્રસાદ કહે છે; વળી રાજાને જેમ નીતિપૂર્વક તેં સમજાવ્યો છે તે પણ મને માલમ છે. મણિ તે શી વિસાતમાં છે, પણ જો કોઇનો અર્થ સિદ્ધ થતો હોય તો મહાત્મા લોક પોતાનું તન અર્પણ કરવામાં પણ ખેદ માનતા નથી. જો, મહાત્મા દધિચિએ દેવતાઓનો અર્થ સમજી પોતાનું શરીર આપી દીધું હતું. પરંતુ કારણ એટલુંજ છે કે, યાચકની બુધ્ધિમાં સૌજનતા અને શુધ્ધભાવના હોય તો દાતા લોક ન આપવા યોગ્ય વસ્તુ પણ આપી દેછે. જુઓ મેં મારા પ્રભૂની ચરણ સેવા અને ભજન શિવાય બીજું કાંઇ કદી માંગ્યું નહતું; કેવળ તમારા સહુના સત્કારને અર્થે મારી દીનતા પ્રગટ કીધી હતી, તો તે કરૂણા-સાગરે આ મણિ મને મોકલી દીધું જેના યોગે આ ઝુપડીમાંથી કેટલા જીવોનો સત્કાર કરવાનું બની આવ્યું; અને આ મણિ એટલા માટે છે કે, કોઇ અભ્યાગત અહીં આવે તો વિમુખ પાછો ન વળે. રાજા દુર્જય લોભગ્રસ્ત થઇ એ મણિ બળાત્કારે લેવા ચાહે છે તો તે ઉઠાવી લઇ જવાને મુખ્ત્યાર છે, હું નિષેધ નથી કરતો. પણ જો એના અંતઃકરણમાં એમ હોય કે ભેટની રીતે હું મણિ મેળવું તો એ મારાથી નહિ બનશે. કેમકે હું તો પોતાને, તે મહારાજાધિરાજ ચરાચરનાથ જેની ભ્રૂકુટી માત્ર ફરવાથી કેટલા અપંગ ભિખારી રાજાધિરાજ અને કેટલાક સાર્વભૌમ રાજા ભિખારી બની જાય છે તેને અર્પણ કરી ચુકયો છું.

મુનિનાં આવાં વચન સાંભળીને પ્રધાને જઇ રાજાને કહ્યું કે, મુનિ પ્રસન્નતાથી મણિ આપનાર નથી, માટે જેમ નજરમાં આવે તેમ મંગાવી લો. પ્રધાનની એ વાણી સાંભળીને રાજા દુર્જયે પોતાના પાર્શ્વવર્તી વીરોને આજ્ઞા આપી કે, 'તમે સર્વે લોક જઇને મણિ ઉઠાવી લાવો'. જે સમયે રાજાના કિંકર જ્યાં મણિ રાખ્યો હતો તે સ્થાનમાં પહોંચ્યા તે સમયે, ત્યાં એવો ચમત્કાર થયો કે, તે મણિની નિકટ ૧૬ વીર પ્રગટ થયા અને તેમણે રાજાના માણસોને ઉઠાવી

દીધા. ત્યારે રાજાએ પોતાના સઘળા સૈન્ય સહિત તે સ્થાનને ઘેરી લીધું કે, જે સ્થળે તે મણિ રાખવામાં આવ્યું હતું. તે સમયે રાજાની અપાર સેના અને તે સોળ સ્વર્ગવીરો વચ્ચે મોટો સંગ્રામ થયો. અંતે સ્વર્ગના દિવ્ય વીરોએ એવી બાણવૃષ્ટિ કીધી કે રાજાના બધા સૈન્યવાળા બાણોથી વીંધાઇ ગયા: કેટલા ઘાયલ થયા અને કેટલાક પ્રાણરહિત થઇ પૃથ્વીપર પડયા; તેમ કેટલાએક પોતાના દેશ ભણી ભાગી ગયા. પછી સ્વર્ગવીરોએ રાજા દુર્જયને એવું એક બાણ માર્યું કે, તે વ્યામોહિત થઇને પૃથ્વી ઉપર પડયો. તે પાછો સંભાળી ઉભો થયો, પરંતુ તેનું ચિત્ત બહુ ગભરાટમાં પડયું અને શરીરની શુધબુધ જતી રહી. અને તે વિક્ષિપ્તની પેઠે આમતેમ જોતો જોતો નાઠો. તે જ્યાં જતો હતો ત્યાં જાણે પેલા સ્વર્ગવીર ધનુષબાણ લઇ તેની પાછળ ચાલ્યા આવે છે એમ તેને લાગતું હતું. અને એજ ભયથી રાજા નાઠો જતો હતો. હવે તેજ સ્થાનમાં પેલો પ્રધાન, જેણે રાજાને પ્રથમ શિક્ષાનાં વચન કહ્યાં હતાં તે શેષ રહી ગયો હતો, તે જઇને મુનિને ચરણે પડયો અને કેહેવા લાગ્યો કે, સ્વામીજી, જેવો રાજાએ અન્યાય કીધો તેવું ફળ તે પામ્યો છે. સઘળી સેના નષ્ટભ્રષ્ટ થઇ ગઇ અને રાજાનો પણ કાંઇ પત્તો મળતો નથી કે, તે ક્યાં ગયો ? મને જેમ આજ્ઞા હોય તેમ કરૂં. ગૌરમુખમુનિએ કહ્યું કે, હે પ્રધાન ! આ સમયે તું રાજાની રાજધાનીમાં જઇને સંપૂર્ણ કાર્યભાર સંભાળ. પછી જો આ વનમાં આવશે તો તારો રાજા મળી જશે. હાલ તો તેને પોતાના કર્મનું ફલ ભોગવવું પડશે. મુનિની આજ્ઞા માની પ્રધાન તો રાજધાની ભણી ચાલ્યો ગયો. ત્યાં જઈ તેણે રાજા દુર્જયના પુત્રને રાજગાદીપર બેસાડયો.

હવે વનમાં રાજાની એ દશા થઈ કે, પશૂપક્ષીની ભાષા પણ તેની સમજમાં આવવા લાગી. જે માર્ગે થઇ રાજા નીકળતો હતો ત્યાંનાં પશુ ને પક્ષી પોતપોતામાં એજ કહેતાં હતાં કે, આ રાજા મહા કૃતઘ્ન છે, એનું મુખ જોવાથી પાપ લાગે છે. એ વાત સાંભળી રાજાને અધિક ગ્લાનિ થતી હતી, તેથી રૂદન

ફરતો ફરતો વનમાં વિક્ષિપ્તની પેઠે ભટકતો હતો. કેટલા દિવસ વીત્યા તો તે રાજા, વિના અન્ન જલ વનમાં ભટકતો ફરતો રહ્યો. ક્યાંઈ ઠરવાનું ઠામ મળતું ન હતું. જ્યાં બેસવાની ઇચ્છા કરતો ત્યાં, "હે કૃતઘ્ન! અહીંથી દૂર થા! તેં પોતાના ઉપકારીનો અપકાર કર્યો છે, માટે તારો ઉધ્ધાર નથી થનાર," એજ શબ્દ કાને પડતા હતા. એમ કેટલા દિવસ એવી ઘોર યાતના ભોગવ્યા પછી તે રાજા ભટકતો ભટકતો એક દિવસ તેજ ગૌરમુખ મુનિના આશ્રમમાં આવી પહોંચ્યો. ત્યાં પણ તેજ ધિક્કારના શબ્દ તે રાજાને કાને પડતા હતા. પરંતુ તે સ્થાનમાં જવાથી રાજાને કાંઇક જ્ઞાન થયું; ત્યારે તેણે ગૌરમુખ મુનિને સાષ્ટાંગ દંડવત કીધો અને કહ્યું કે, મારે રાજપાટ કાંઇ જોઇતું નથી. હવે આપ કૃપા કરી એવો ઉપાય કરો કે, જેથી હું કૃતઘ્નતાના પાપથી છુટું. રાજાની વિનતિ સાંભળી ગૌરમુખને દયા આવી, તેથી સર્વ તપસ્વિયોને બોલાવીને પૂછ્યું કે, કૃતઘ્નનો ઉદ્ધાર કેવા પ્રકારે થાય અને ધિક્કાર શબ્દ જે રાજાના સાંભળવામાં આવે છે તે ન આવે, એનો ઉપાય શું તે વિશે આપ સર્વે વિચાર જણાવો. ગૌરમુખનાં વચન સાંભળી, સહુ ઋષિયોએ ઉત્તર આપ્યો કે, કૃતઘ્નનો ઉદ્ધાર શાસ્ત્રમાં નથી; પરંતુ સહુના વિચારમાં એવી વાત આવે છે કે, રાજાને કોઇ કૃતજ્ઞ જીવ, કે જેણે પોતાના ઉપકારીનો ઉપકાર માન્યો હોય તેની કથા શ્રવણ કરાવવી, તેથી એ નિષ્પાપ થઇ જાય તો આશ્ચર્ય નહિ. કેમકે જેવું કૃતઘ્નતાનું ઘોર પાપ છે, તેવુંજ કૃતજ્ઞતાનું પુણ્ય પણ અપાર છે. એ વાતપર સર્વ ઋષિઓનો એક સંમત થયો ત્યારે એક વૃદ્ધ તપસ્વીએ કૃતજ્ઞતાની કથાનો આરંભ કીધો.

## કૃતજ્ઞતાની કથા.

રાજા કાશિરાજને નગરથી એક પારધી પોતાનાં હથિયાર લઇને વનમાં ગયો. ત્યાં એક અતિ વિશાળ વૃક્ષની નીચે તેણે એક મૃગને બાણથી માર્યો. તે બાણ મૃગનું શરીર વીંધી એક વૃક્ષમાં પેસી ગયું અને તે પારધી તે મૃગનું માંસ લઇ પોતાને ઘેર આવ્યો

ગયો. હવે પેલું બાણ ઝેર પાયલું હતું તેથી તેનું વિષ ઝાડમાં પસરી ગયું તેથી, તેનાં પાનડાં અને નાની ડાળિયો સુકાઇને ખરી પડી; અને તે વૃક્ષ, પાનડાં અને ડાળિયોથી રહિત થઇને શ્રીહત થઈ ગયું. ત્યારે જેટલાં પક્ષી તે ઝાડપર રહેતાં હતાં તે, તેનો કુસમય દેખી તેને છોડી છોડી ચાલ્યાં ગયાં; પરંતુ તે વૃક્ષના બખોલમાં એક પોપટ રહેતો હતો તે તેના સુકાઇ જવાથી ક્લેશિત થયો ખરો; પણ તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે, એજ વૃક્ષની સાથ મારા પ્રાણ પ્રયાણ કરે તો ભલે, પરંતુ એનો સાથ છોડનાર નથી; કેમકે એણે મારાપર મોટો ઉપકાર કર્યો છે, અને એના શરીરવડે મને મહા સુખ પ્રાપ્ત થયું છે. પોપટનો એવો દૃઢ પ્રેમ અને કૃતજ્ઞતા દેખીને એક સ્વર્ગદૂત મનુષ્યનું રૂપ ધારણ કરીને ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો કે, હે શુક! આ વૃક્ષ પર નિવાસ કરવાથી તને શો લાભ છે? એનાં ફળ, ફુલ, પાનડાં ને છાલ સુકાઇ ગયાં છે, માટે એને છોડી કોઇ ફુલ્યાંફળ્યાં વૃક્ષપર નિવાસ કર. આ મરી ગયલાં વૃક્ષપર શું પડી રહયો છે? જેટલાં પક્ષી તારા સાથી–સોબતી આ ઝાડપર રેહેતાં હતાં તે સઘળાં પણ બીજાં ઝાડપર ચાલ્યાં ગયાં ને તું એજ શુષ્ક વૃક્ષના આશ્રયમાં પડયો પડયો શીત, ઘામ ને વૃષાનાં દુઃખ સહન કાં કરે છે? સ્વર્ગદૂતનાં આવાં વચન સાંભળી શુક બોલ્યો કે, હે ભાઇ! સજ્જનને ઘટે છે કે જે પોતાપર થોડો ઉપકાર કરે તે ઘણો કર્યો એમ જાણે અને તે કદીપણ ન ભૂલે. અને પોતાનાં સામર્થ્યં પ્રમાણે તેનું ભલું કરે, તેમ ન બને તો પોતાપર ઉપકાર કરનારના દુઃખથી દુઃખી ને સુખથી સુખી થવું એ આવશ્યક છે. હું બાળકપણથી આ વૃક્ષના આશ્રયમાં મોટું સુખ પામ્યો છું. હવે જો દૈવયોગથી અમારા ઉપકારીપર વિપત્તિ પડી તો મને ઘટે છે કે, કાંઇ સહાયતા કરૂં તે તો એને યોગ્ય ઇશ્વરે મને સામર્થ્ય આપ્યું નથી, તો એની સાથે થોડું દુઃખ સહન કરવામાં કેમ વિમુખ થઇ મારો પરલોક વણસાડું?

પોપટનાં આ વચન સાંભળીને સ્વર્ગદૂત બોલ્યો કે, મધુરભાષી શુક! ઉપકાર શી વસ્તુ છે, ઉપકારી કોને કહે છે અને

કૃતજ્ઞ કોણ ગણાય છે એ વાત હું તારે મુખેથી સાંભળવા માગું છું.

એ પ્રકારનાં સ્વર્ગદૂતનાં વચન સાંભળીને મધુરભાષી પોપટ બોલ્યો કે, સુણો દિવ્યરૂપ ! ઉપકાર એવી વસ્તુ છે કે જે ઉપકારી તરફથી એક વા અનેકનાં હિતને અર્થે પ્રગટ થાય છે અને તે ઉપકારીઓનો સ્વાભાવિક ગુણ છે. તે કાંઇ પોતાના લાભના કાર્ય સાધનને નિમિત્ત નહિ. જેમ નીતિમાં લખ્યું છે કેઃ—

## શ્લોક.

पिबंति नद्यः स्वयमेव नोदकं स्वयन्न खादन्ति फलानि वृक्षाः
धाराधरो वर्षति नात्महेतवे परोपकाराय सतां विभूतयः ॥

અર્થાત્—જેટલી નદિઓ છે તે સઘળી પોતાનું જળ પોતે નથી પીતી, તેમ વૃક્ષો પોતાનાં ફળ પોતે નથી ખાતાં અને વાદળ પોતાની મતલબ માટે પાણી વરસાવતાં નથી, પરંતુ સજ્જનોની વિભૂતી પરોપકારને નિમિત્ત હોય છે. ઉપકારીઓને ઉપકારથી જે કલેશ અને શ્રમ થાય છે તેથી તેમના વદનપર મ્લાનતા છવાઈ જતી નથી અને તેથી તેઓ ઉપકારનો ત્યાગ પણ નથી કરતા; પરંતુ અધિક લાભદાયક થતા જાય છે. જેમ ધરતી ખોદવાથી જળ ને હળ ફેરવવાથી ને બી વાવવાથી અન્નાદિ પદાર્થ ઉત્પન્ન કરે છે, આમ્ર આદિક વૃક્ષ જે ઇંટ કે પથ્થર મારતાં છતાં મીઠાં મીઠાં ફળ આપે છે અને કપાસ જે પીલી પીંજી ને કાંતવામાં આવે છે, તેમ છતાં અંતે વસ્ત્ર બનીને સહુની લાજ અને મર્યાદા રાખે છે. તેમજ શેરડી, જેના કાપી ટુકડા ટુકડા કરી મનુષ્ય પીલે છે, તો તેમાંથી રસ નીકળે છે, તેને અગ્નિપર ગરમ કરવામાં આવે છે તો તેમાંથી ગોળ, સાકર ઉત્પન્ન થાય છે. તે એટલે સુધી કે, એવાંજ દુઃખ સહતે સહતે ખાંડ, બુરૂ, પતાસાં વગેરે બનીને દિનપ્રતિદિન તે શેરડી અધિક ઉપકારક થતી જાય છે. તેજ પ્રમાણે સુવર્ણ—કે જે, તાડન અને દહન સહન કરે છે, પરંતુ મલિન થતું નથી, પણ ઉલટું પોતાની

દીપ્તિ વધારે છે. તેજ પ્રમાણે જે ઉપકારી જીવ હોય છે તે દુઃખને સુખ સમજીને પરોપકાર કરે છે. ખરૂં જોતાં પરોપકારથી ચઢતું એવું પૃથ્વીતલમાં કોઇ પુણ્ય નથી. જેમ એક વચન છે કેઃ-

### દોહરો.

અષ્ટા દશો પુરાણમાં, કર્યો વ્યાસ નિરધાર;
મહા પાપ અપકાર છે, મહા પુણ્ય ઉપકાર.

અર્થાત્-વ્યાસજીએ અઢારે પુરાણ રચીને વિચાર કીધો કે, પુરાણોમાં અનેક પુણ્ય લખ્યાં છે, પરંતુ એટલો નિશ્ચય ન થયો કે, તેમાંનું કિયું પુણ્ય સહુથી ચઢતું છે. તેથી એ વાતો નિશ્ચિત કરી દીધી કે, પરોપકારથી ચઢતું કોઇ પુણ્ય નથી, અને પર અપકારથી અધિક કોઇ પાપ નથી. ઉપકારીનો ઉપકાર માનવો તેને કૃતજ્ઞતા કહે છે; અને જે ઉપકાર માને તેને કૃતજ્ઞ કહે છે. તેમાં એક કૃતજ્ઞ કમળ છે કારણ કે, તે સૂર્યના ઉપકારને ભૂલતું નથી. જ્યારે સૂર્યનો અસ્ત થાય છે ત્યારે તે સંપુટિત થઇ જાય છે. તેમજ કોકિલપક્ષી વસંતઋતુનો ઉપકાર માને છે. જ્યારે વર્ષાઋતુમાં વસંતની શોભા નષ્ટ જોય છે ત્યારે કૃતજ્ઞતાની દૃષ્ટિથી મૌન ધારણ કરી રહે છે. તેજ પ્રમાણે વૃક્ષ, જે જળના ઉપકારથી વધે છે તે એટલો ઉપકાર માને છે કે પોતે કપાઇને સુકાઇ ગયે છતે પણ જળની ઉપર તરે છે, પણ પોતાના ઉપકારીથી મુખ છુપાવતાં નથી. જ્યારે જડ જીવો અને વૃક્ષોમાં એ પ્રકારની કૃતજ્ઞતા પ્રગટ છે ત્યારે મનુષ્યોએ તો પોતાપર ઉપકાર કરનારનો અવશ્ય ગુણ માનવો ઉચિત છે. જેમ માતપિતાનો ઉપકાર પુત્રે, ગુરૂનો ઉપકાર શિષ્યે, તેમજ સ્વામીની કૃતજ્ઞતા સેવકે કરવી જોઇયે. કેમકે જેમનામાં કૃતજ્ઞતા નથી હોતી તે કૃતઘ્ન, અર્થાત્ કરેલા ઉપકારનો હણતા ગણાય છે. એ વિષે એવું વચન છે કેઃ-

### શ્લોક.

हिंसके निंदके चैव चौरे भग्नव्रते तथा ॥
निष्कृतिर्विहिता शास्त्रे कृतघ्ने नास्तिनिष्कृतिः ॥

અર્થાત્—હિંસક, નિંદક, ચોર, અને વ્રતભંગ કરનારને તેમના પાપથી છોડવવાનો ઉપાય શાસ્ત્રમાં લખ્યો છે, પરંતુ કૃતઘ્નનો ઉદ્ધાર લખ્યો નથી. એટલા માટે હું આ વૃક્ષનો ઉપકાર સંભારી અહીં પડયો રહું છું. જો અહીંજ મારૂં શરીર પડશે તો પોતાપર ઉપકાર કરનારના ઋણથી મુકત થઇશ; અને જો દૈવયોગે કદાચિત્ આ વૃક્ષની ઉત્તમ દશા થઇ ગઇ તો પોતાના ઉપકારીનું હિત અને વૃદ્ધિ દેખી કૃતાર્થ થઇ જઇશ. એટલા માટે એ સ્થાનને હું છોડતો નથી.

એ પ્રકારે પોપટની કૃતજ્ઞ વાણી સાંભળીને સ્વર્ગદૂત અત્યંત પ્રસન્ન થયો. તેણે તરત થોડુંક અમૃત તે ઝાડપર છાંટી દીધું અને ઇશ્વરના નામનું સ્મરણ કરીને કહ્યું કે, 'હે વૃક્ષ! જેમ તું આગળ હતું તેવુંજ ફુલ્યું ફાલ્યું ભરપૂર થા.' એટલું કહેતામાં તે વૃક્ષ પેહેલાંની પેઠે લીલાતરીથી ભરપૂર થઇ ગયું અને પોપટને સ્વર્ગદૂતે પોતાની સાથે લઇ જઈ ઉત્તમ ધામને પ્રાપ્ત કીધો.

એ કથા સાંભળતાં માત્રમાં રાજા દુર્જયનું ચિત્ત નિર્મળ થઈ ગયું અને જે ધિક્કારના શબ્દ તેને કાને પડતા હતા તે બંધ થયા. પછી રાજા દુર્જય ગૌરમુખ મુનિ પાસે ઉપદેશ ગ્રહણ કરીને ચિત્રકુટ સ્થાનપર રહી ભગવદ્ભજનમાં કાલનિર્ગમન કરવા લાગ્યો, અને અંતે શરીર ત્યાગીને ઉત્તમ ગતિને પ્રાપ્ત થયો.

દોહરો.

ગણે પહાડ સમાન તો, જે તૃણસમ ઉપકાર;<br>
એવા ઉત્તમ જીવની, થાય કદી નવ હાર.



## તરંગ ૧૬ મો.

## ઇશ્વરની પ્રભુતા અને દીનરક્ષા વિષે

શ્લોકઃ

अरक्षितं तिष्ठति दैवरक्षितं । सुरक्षितं दैवहतं विनश्यति ॥
जीवत्यनाथोपि वने विसर्जितः । कृतप्रयत्नोऽपि गृहे न जीवति ॥ १॥

અર્થ-ઇશ્વર જેની રક્ષા કરે છે તેને વનમાં છોડી દો ત્યાં પણ તેને બચાવે છે અને જેને દૈવ મારવા ચાહે છે તેને ઘરમાં ગમે તેટલી સંભાળથી રાખો તોપણ મરીજ જાય છે.

વિદર્ભ દેશનો સત્યરથ નામનો એક રાજા પરમ ધર્મિષ્ઠ, સુશીલ, સત્યવકતા અને પ્રજાપાલક હતો. તેના રાજ્યમાં પ્રજાને કોઇપણ પ્રકારનું દુઃખ ન હતું. રાજા, રાત્ર દિવસ ધર્મનીતિમાં રહેતો હતો. એ પ્રકારે તેને રાજ્ય કરતાં ઘણા દિવસ વીત્યા ત્યારે, તેને અને બીજા એક શાલ્વવંશી રાજાને વેર હતું, તેથી કોઇક સમયે શાલ્વવંશી રાજાઓએ અવસર સાધી અનેક સેના લઇ, રાજા સત્યરથ ઉપર ચઢાઇ કરી; અને વિદર્ભ નગરીને ઘેરો ઘાલ્યો. ત્યારે રાજા સત્યરથ પોતાની નગરીને શત્રુથી ઘેરાયલી જોઇ તરત સેના સમેત લડવા માટે સામે રણભૂમિમાં ગયો અને તેણે શાલ્વોની સાથે ઘોર સંગ્રામ કર્યો. આખરે તેજ લડાઇમાં રાજા સત્યરથ માર્યો ગયો. એટલે રાજાની સાથના સૈન્યવાળા અનાથ થઇ નાસી ગયા અને કેટલાક લડાઇમાં માર્યા ગયા. મહારાજ સત્યરથની મહારાણી, જે પરમ પતિવ્રતા અને સતી હતી તે વિપત્તિકાળ દેખી, યુક્તિથી બહાર નિકળી, ધીરેધીરે વનમાં ચાલી ગઇઃ જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે એક વિમળ સરના તટપર વૃક્ષની છાયા જોઇ શ્રમિત થઇને બેસી ગઇ. તેજ સ્થાનમાં દૈવયોગથી શુભ મુહૂર્ત્ત પામી રાણીને પુત્ર ઉત્પન્ન થયો, અને તે મૂર્છિત થઇને પૃથ્વીપર પડી ગઇ. જ્યારે કાંઇક સુધ આવી ત્યારે પાણી પીવા માટે તળાવ તરફ ચાલી ગઇ અને પાણી

પીવા લાગી. તેજ સમયે કોઇએક પાણીનો મગરમચ્છ તેને પકડી ગળી ગયો, અને તે માતાપિતાથી અનાથ બાળક ક્લેશ પામી રૂદન કરતો ત્યાંજ પડયો રહ્યો. તેજ સમયે એક વિધવા બ્રાહ્મણી જેની પાસે તેનો એક વર્ષનો બાળક હતો તે, ઘરઘર ભિક્ષા માંગતી તે સ્થાને આવી પહોંચી. તેણે જાણે સૂર્યનું બિંબ પૃથ્વી-પર પડી ગયું હોય તે પ્રકારે તેજથી દિપતા પ્રકાશિત, એવા રાજપુત્રને રૂદન કરતો દીઠો. તેને મોટું આશ્ચર્ય એ લાગ્યું કે, આ બાળકની નાળ કાપી નથી ને એના માતાપિતા ક્યાં ચાલ્યાં ગયાં? એવું માલમ પડે છે કે, એનાં માતાપિતા કે બંધુઓમાંનું કોઇ અહીં નથી. કેમકે જો કોઇ હોત તો આ બાળક શા માટે અનાથ સરખો ધરતીપર પડયો રહત? વળી એ બાળક બ્રાહ્મણનો, ક્ષત્રીનો, વૈશ્યનો, શૂદ્રનો કે અંત્યજ ચાડાળાદિમાંથી કોનો છે એનો નિશ્ચય કેમ થઇ શકે? હું અવશ્ય એ બાળકનું પાલન કરત, પણ વિના જાતિકુળ જાણે મારાથી એને કેમ અડકાય? એ પ્રકારે સોચ કરતી હતી એટલામાં એક ભિક્ષુક અનાહૂત તે સ્થળમાં પ્રગટ થયો અને તે બ્રાહ્મણીને કહેવા લાગ્યો કે, 'હે બ્રાહ્મણી! તું આ બાળકનું, પોતાના બાળક પેઠે પાલન કર. તેથી તારૂં મોટું કલ્યાણ થશે. એમાં વિચાર મ કર.' એટલું કહી તે દયાળુ ભિક્ષુક ચાલ્યો ગયો.

ત્યારે તે બ્રાહ્મણી તે અનાથ બાળકને ઉઠાવી પોતાને ઘેર લઇ ગઇ અને પોતાના પુત્રની પેઠે તેને પાળવા લાગી. પોતે ભિક્ષા માંગી જે કાંઈ લાવતી હતી તે પોતાના પુત્રને તેમજ રાજપુત્રને ખવાડતી હતી. જ્યારે તે બન્ને છોકરા કાંઇક મોટા થયા ત્યારે બ્રાહ્મણીએ બન્નેને જનોઇ દીધાં અને જ્યાં ભિક્ષા માંગવા જતી ત્યાં તે બન્નેને સાથે લઇ જતી હતી. એક દિવસ તે એક મંદિરમાં ગઇ ત્યાં મોટા મોટા વિદ્વાન તપસ્વી બેઠા હતા. તે ભિખારણની સાથે રાજપુત્રને દેખીને તેઓમાંનો શાંડિલ્ય નામનો મુનિ બોલ્યો કે, દૈવનું અદ્દભુત ચરિત્ર છે અને કર્મની વિચિત્ર ગતિ છે કે, આ બાળક ભિખારણના સાથમાં ભિક્ષાવૃત્તિથી જીવે છે. વળી એને બ્રાહ્મણી માતા મળી ગઇ છે ને એ પોતાને ભિક્ષુક સમજે

છે. એવાં વચન સાંભળી તે બ્રાહ્મણી સાષ્ટાંગદંડવત કરી શાંડિલ્ય મુનિ સાથે બોલી કે, મહારાજ! મને એ છોકરો રસ્તામાં પડેલો મળી આવ્યો છે, અને એનાં માતા પિતા કોણ છે, તેમની શી ગતિ થઇ, અને તેઓ જીવે છે કે નહિ, તે હું જાણતી નથી; તેથી આપને વિનતિ કરૂં છું કે, આપ કૃપા કરીને આપની વિદ્યા અને તપોબળથી તે બતલાવો; કેમકે આપ લોકોથી ભૂત, ભવિષ્યત્ અને વર્ત્તમાનની કોઇ વાત ગુપ્ત રહેતી નથી.

એ વાત સાંભળી શાંડિલ્યમુનિ ધ્યાનમાં જોઇને બોલ્યા કે, આ બાળક વિદર્ભ દેશના રાજા સત્યરથનો પુત્ર છે. તે રાજા લડાઇમાં માર્યો ગયો અને તેની માતાને મગર ગળી ગયોછે. એ અદ્ભૂત વૃત્તાંત સાંભળી બ્રાહ્મણીએ મુનિના ચરણપર મસ્તક મુક્યું અને કહેવા લાગી કે, આપ કૃપા કરી કાંઇ એવો ઉપાય બતાવો કે, જેથી આ છોકરાઓનું દરિદ્ર છૂટે અને સૌભાગ્ય પ્રાપ્ત થાય. આ મોટા છોકરાનું મેં શુચિવ્રત અને રાજપુત્રનું નામ ધર્મગુપ્ત રાખ્યું છે. એ બન્ને આપના સેવક છે, માટે એમને દરિદ્ર સાગરથી ઉગારો. એ પ્રકારની બ્રાહ્મણીની વિનતિ સાંભળીને શાંડિલ્ય મુનિએ બન્ને છોકરાઓને ઇશ્વરનો મંત્ર ભણાવી દીધો, અને તેની વિધિ બતલાવીને કહ્યું કે, એનો જપ કરવાથી થોડાજ દિવસમાં ઇશ્વર એમનીપર કૃપા કરશે. પછી તેજ દિવસથી તે બન્ને તે મંત્ર જપવા અને ઇશ્વરનું પૂજન કરવા લાગ્યા. ચાર માસ પછી શુચિવ્રત દ્વિજપુત્ર, એક દિવસ ધર્મગુપ્ત રાજપુત્રને સાથે લીધા વગર નદિના તટપર સ્નાન કરવાને ગયો. ત્યાં સુવર્ણમુદ્રાથી ભરેલો એવો એક કળશ જડયો. તેને તે ઉઠાવી લાવ્યો અને પોતાની માતાની આગળ લાવીને મુકયો. અને બોલ્યો કે, પરમેશ્વરે કૃપા કરી આ ધન આપ્યું છે: જેમ તારી આજ્ઞા હોય તેમ કરૂં. બ્રાહ્મણી બોલી કે, બન્ને ભાઇ અડધું અડધું વેહેંચી લો. શુચિવ્રતે કહ્યું કે, બહુ સારૂં. ત્યારે ધર્મગુપ્ત રાજપુત્ર બોલ્યો કે, હે માતા! હું એ ધન લેવા નથી ચાહાતો, કેમકે એને એનાં સુકૃતથી મળ્યું છે તો એને

ઉચિત છે કે, પોતાના કામમાં વાપરે. જે પરમેશ્વરે એને ધન આપ્યું છે તે મારાપર પણ કૃપા કરશે. એ પ્રકારે ઇશ્વરની પૂજા કરતાં કરતાં વર્ષ દિન વીતી ગયો ત્યારે કોઇક સમયે વસંતઋતુમાં રાજપુત્ર અને દ્વિજપુત્ર બન્ને વનમાં ફરતા ફરતા ઘણા દૂર નીકળી ગયા, ને ત્યાં જોયું તો થોડે દૂર સેંકડો પરમ સુંદરી ગંધર્વની કન્યા આનંદથી રમે છે. તે જોઇ દ્વિજપુત્રે રાજપુત્રને કહ્યું કે, હવે એથી આગળ આપણે ન જવું; કેમકે ત્યાં સ્ત્રીઓ રમે છે માટે ત્યાં જવું આપણે ઉચિત નથી. જેમ નીતિમાં લખ્યું છે કે,

## ચોપાઇ.

ગુનજન નારિનિકટ નવ જાય, વિમળ જ્ઞાન જેના ઘટમાંય;
જાતભાત યૌવનમદ ભારી, જ્ઞાનવાન મોહે જોઇ નારી.
કોઇ બચે કદિ શર ઉર લાગે, બચે સર્પથી જો કદિ ભાગે;
નારિનયનશર લગે જ્યારે, હોય શૂર કાયર તે ત્યારે.
બળે આગ, નર ઘૃત ઘટ, નારી, માટે જાય ન નિકટ અચારી.

એ પ્રકાર સમજીને દ્વિજપુત્ર તે સ્થાનથી આગળ ન વધ્યો પણ પાછો ફરી આવ્યો. પરંતુ રાજપુત્ર તો જ્યાં ગંધર્વની કન્યા હતી તે સ્થાનપર એકલોજ ચાલ્યો ગયો. તેઓમાં સર્વથી શ્રેષ્ઠ અને પ્રધાન ગંધર્વકન્યા હતી. તે રાજપુત્રની સુંદરતા અને રાજશ્રી દેખીને અચંભિત થઇ અને ઇચ્છા થઈ કે તેની સાથે થોડી વાતચિત કરૂં; પરંતુ સખીઓ સાથે હોવાથી તે ન બોલી શકી. તેથી સખીઓને કહ્યું કે, તમે બધી આથી આગળનાં વનમાં જઇને ઉત્તમ ઉત્તમ પુષ્પ વીણી લાવો; હું ત્યાં સુધી અહીં બેઠી છું. જ્યારે સઘળી સખીઓ ફુલ તોડવા માટે આગળ ચાલી ગઇ ત્યારે ગંધર્વકન્યાએ રાજપુત્રને બોલાવીને પાનડાંના આસનપર બેસાડ્યો; અને કહ્યું કે, આપનાં દર્શનથી મારૂં ચિત્ત અતિ પ્રસન્ન થયું છે: આપ કોના પુત્ર છો, અને શા કારણથી અત્રે આવ્યા છો તે કૃપા કરી કહો. રાજપુત્ર બોલ્યો કે, હું વિદર્ભ દેશના રાજાનો પુત્ર છું, પરંતુ હું પિતા માતા રાજ્યથી હીન એવો અનાથ રખડું છું.

તમે કોની કન્યા છો, અને તમારી શું કહેવાની ઇચ્છા છે? ગંધર્વકન્યા બોલી કે, હું બિદ્રક નામ ગંધર્વરાજની પુત્રી છું; અને મારૂં નામ અંશુમતી છે. તમારી સાથે વાતચિત કરવાનું બની આવે માટે સખીઓને અહીંથી વેગળી કરી છે. મારી સંગીત અને ગાનવિદ્યામાં વિશેષ પ્રવૃત્તિ છે, એ કારણથી અનેક સખીઓ મારી સાથ રહ્યાં કરે છે. જેવો તમારી સાથે મારે સ્નેહ થઇ ગયો, તે પરથી જણાઈ આવે છે કે, તમારો પણ અનુરાગ મારી સાથે છે. હવે હમારી આપની મૈત્રી ઇશ્વિરની સંઘટનાથી થઈ અને આશા છે કે, હવે નહિ છુટશે; કેમકેઃ-

દોહરો.

મૈત્રી થાય કુલીનશું, તે નહિ તુટવા જોગ;
ન્યાય પ્રાપ્ત ધન જયમ વધે, ઘટે ન તેના ભોગ.

એટલું કહીને ગંધર્વરાજપુત્રીએ પોતાનો મોતીના હાર ઉતારી રાજપુત્રને પહેરાવી દીધો. ત્યારે રાજપુત્ર બોલ્યો કે, મને આ વાતમાં મોટો સંદેહ છે કે, તમે ગંધર્વ રાજપુત્રી અને હું રાજ્યથી હીન ને દીન છું, તો મારી તમારી મૈત્રી કયે પ્રકારે થઇ શકે? અને કદાચિત્ જો તમે અમારી દીનતાપર પણ દૃષ્ટિ ન કરો, તોપણ પિતામાતાના સંમત વિના મોહિત થઈ કોઇની સાથે સ્નેહ ન કરવો જોઇયે. એ વાત સાંભળી ગંધર્વ કન્યા મુખ મલકાવીને બોલી કે, આપ ઠીક કહો છો. હું જેમ આપની ઇચ્છા છે તેમજ કરીશ; પરંતુ આપ કાલે પ્રાતઃકાળ પાછા આ સ્થળે પધારશો તો કાર્ય અવશ્ય થશે. એમાં કાંઇ સંદેહ નથી. એટલી વાત કહીને તે પોતાની સખીઓમાં ચાલી ગઇ, અને રાજપુત્ર પણ દ્વિજપુત્રને જઇ મળ્યો; અને તેને સંપૂર્ણ વૃત્તાંત કહી સંભળાવ્યો; અને બન્ને સાથે પોતાના સ્થાનપર ચાલ્યા ગયા.

બીજે દિવસે પાછો જ્યાં ગંધર્વ રાજપુત્રીનો સમાગમ થયો હતો તેજ સ્થાનપર દ્વિજપુત્ર સહિત રાજપુત્ર આવી પહોંચ્યા. ત્યાં તેણે જોયું તો ગંધર્વરાજ પોતાની કન્યાને સાથે

લઇ બેઠો છે. જ્યારે બન્ને કુમાર તેની પાસે પહોંચ્યા ત્યારે ગંધર્વપતિએ બન્નેને સત્કારપૂર્વક બેસાડયા અને કહ્યું કે, હે રાજપુત્ર! તમે ઇશ્વરનું આરાધન કર્યું છે તેથી આ કન્યા હું તમને આપું છું એજ તેનું ફળ છે. વળી રાજપર પણ તમને અતિ ત્વરાથી બેસાડી દઇશ. એટલી વાત કહી ગંધર્વરાજે તેજ વનમાં પોતાની કન્યા સાથે ધર્મગુપ્ત રાજપુત્રનાં લગ્ન કીધાં, અને અનેક પ્રકારનાં સુવર્ણભૂષણો, રત્ન, મણિ, ઘોડા, હાથી, રથ ને દાસી પેહેરામણીમાં આપ્યાં; તેમજ પોતાની ચતુરંગિણી ગંધર્વ સેના સજ કરી સાથે આપી, પોતે વિમાનપર ચઢી ગંધર્વલોક પ્રત્યે જતો હવો.

હવે ધર્મગુપ્ત રાજપુત્ર ગંધર્વ સેનાની સહાયતાથી યુદ્ધમાં સંપૂર્ણ શત્રૂઓનો સંહાર કરીને પોતાના પિતાની રાજગાદીપર બિરાજમાન થયો; અને પોતાના સાથી દ્વિજપુત્રને આખા રાજ્યનો મંત્રી નિયત કીધો, પોતાની પ્રજા જે શત્રૂને વશ પડી હતી તેને છોડાવી અને ધર્મનીતિથી પ્રજાનું પાલન કરવા લાગ્યો.

દોહરા.

રણ, વન, વ્યાધિ વિપત્તિમાં, રખે ડરે મન કોય;
જે રક્ષક જનની જઠર, સુતો નથી કંઇ સોય.
મનુજ વિવિધ ઔષધ કરે, વ્યાધિ ન છાંડે સાથ;
ખગ મૃગ સુખમાં વન વસે, હરિ અનાથના નાથ.
જે જેના વશમાં પડયા, તે શું કેમ વસાય?
તેને સુખ દુખ દેય તવ, ઇશ્વર એક સહાય.
સૂર્ય તપે, વ્હે પવન, ઘન, વરસે, તરૂ ફળ હોય;
ઇચ્છાથી જે ઇશની, પ્રીતિ પાત્ર છે સોય.
નવ થનાર પ્રભુ કરિ શકે, થનાર નિષ્ફળ થાય;
અતિ વિચિત્ર ભગવંતગતિ, તે ક્યમ કરિ કહિ જાય.

## એક રાણીની વાર્તા.

એક દશાર્ણ દેશાધીશ રાજાને કેટલીક રાણીઓ હતી, તેઓમાંની કોઇને પણ પુત્ર નહોતો થતો. તેવામાં સહુથી નાની રાણીનું નામ સુમતિ હતું તેને ગર્ભનું લક્ષણ જોવામાં આવતાં

તેની સોક મોટી રાણીએ કપટથી તેને વિખ ખવાડી દીધું કે જેથી ગર્ભસહિત રાણી મૃત્યુ પામે. પરંતુ વિખ ખાધે છતે પણ રાણી ન મુઇ, પરંતુ મોત કરતાં પણ અધિક દુઃખને પ્રાપ્ત થઈ, અને ગર્ભમાં છોકરો પણ જીવતો રહ્યો. હવે સમય પ્રાપ્ત થતે પુત્ર ઉત્પન્ન થયો, તેથી રાણી અધિક કલેશ પામી, કેમકે વિષના વિકારથી માતા અને બાળક બન્નેનાં અંગે અંગમાં ફોલ્લા ઉઠી આવતા, પાકતા અને ફુટતા હતા. એથી રાણીને બહુ પીડા થતી હતી અને રાતદિવસ નિદ્રા આવતી ન હતી. રાજાએ મોટા મોટા વૈદ્યો પાસે ભાતભાતનાં ઔષધો કરાવ્યાં, પરંતુ એક પણ ગુણકારી ન થયું, અને કેટલા મહિના સુધી એમજ રાણી ને બાળક પીડાથી દુઃખી હાલતમાં દિવસ કહાડતાં હતાં. અને તે કારણથી રાજા પણ બહુ ખેદિત રહેતોહતો, તે કોઇ સમય તેને ચેન ન પડતું. વળી ફોલ્લાનાં પરૂની એવી દુર્ગંધ ઉડતી કે લોકોનાં નાક ફાટી જતાં હતાં. એક દિવસ રાજાએ વિચાર કર્યો કે, આ બન્ને ન તો મરવામાં ને ન તો જીવવામાં એવી સ્થિતિમાં પડયાં છે, એમને લીધે મને નર્ક કરતાં પણ અાધક પીડા થાય છે. રાતદિન એમની ચિચિયારીથી નિદ્રા આવવા પામતી નથી અને એ બન્ને એવાં પાપી છે કે, પોતે દુઃખી થાય છે ને બીજાને દુઃખી કરે છે. હવે એનો શો ઉપાય કરવો ? આખરે રાજાએ સોચ વિચાર કરી સૂત—અર્થાત્ રથ હાંકવાવાળાને બોલાવીને કહ્યું કે, આ બન્નેને રથપર ચઢાવી કેથે દૂર વનાંતરમાં મુકી આવો, કે રાતદિનની વિપત્તિ મટે. રાજાની આજ્ઞા થતાં સૂત, બાળક સમેત રાણીને વનાંતરમાં છોડી આવ્યો. ત્યાં રાણી મહા વિપત્તિ પામી. એકતો શરીરથી પોતે દુઃખી, બીજું છોકરાનો કલેશ, ત્રીજું ઘરમાંથી વિનાપરાધ કાઢી મુકવામાં આવી, ચોથું એવા ગહનવનમાં આવી હતી કે જ્યાં કોઇ મનુષ્ય ન હતું, પાંચમું ભૂખ તરસ સતાવતી હતી અને છઠું ચાલવાની આય અંગમાં ન હતી. તેનાથી ચલાતું ન હતું. ચાલતાં ચાલતાં પગલે પગલે પડી જતી, પોતાનાં કર્મને રોતી, કહીં રસ્તો ન સૂઝતો, વન-

પશૂઓને દેખીને ગભરાતી અને તેણીના પગમાં કંટક અને પથ્થર લાગવાથી રૂધિર વહેતું હતું. દૈવયોગથી ભટકતાં ભટકતાં એક સડક મળી. તેપર થઇને વટેમાર્ગુંઓ આવતા જતા હતા. થોડે દૂરપર વાણિયાનું એક મોટું રમણીક નગર નજરે પડ્યું. તે નગરનો સ્વામી પદ્માકર નામે વણિક મોટો ધનવાન હતો. તેના ઘરની એક સ્ત્રીએ રાણીને જોઇ તેનું વૃત્તાંત પુછ્યું અને પછી જઇને વૈશ્યપતિને કહ્યું. ત્યારે તેણે બોલાવીને સર્વ વ્યવસ્થા પુછી અને વૃત્તાંત સાંભળીને કલેશિત થયો. પછી પોતાના ઘરમાં રાખી માતાની પેઠે સેવા કરવા લાગ્યો; અને ઔષધોદ્વારે તેણે મોટી સહાયતા કરી; પરંતુ તે છોકરાનો રોગ શાંત ન થયો ને કેટલેક દિવસે તે છોકરો વ્યાધિની પ્રબળતાથી પીડિત થઇ નિ:પ્રાણ થઇ ગયો. ત્યારે રાણી પણ પુત્રને મુવેલો જોઇ વિહ્વલ થઇ પૃથ્વીપર પડી ગઇ અને સુધબુધ રહિત થઇ. જ્યારે તેણીને કાંઇક સુધ આવી ત્યારે વિલાપ કરવા ને રૂદન કરવા લાગી. વાણિયાની સ્ત્રીઓએ તેને બહુ બહુ પ્રકારે સમજાવી ત્યારે, તે, 'હા પુત્ર! હા તાત!' કહી કહી રોતી અને માથું કુટતી જતી અને કહેતી કે, 'હે રાજપુત્ર! મને અનાથ છોડીને તમે ક્યાં ચાલ્યા ગયા?' એ પ્રકારે રાણી શોકસાગરમાં (ડુબતી ને તરતી) ગળચિયાં ખાતી હતી તેવામાં સાક્ષાત્ યોગીશ્વર ઋષભદેવજી તે સ્થાનપર પધાર્યા. વૈશ્યરાજે તેમની આગતાસ્વાગતા ને પૂજા કીધી ત્યારે ઋષભદેવજી છોકરાને મુવેલો ને રાણીને રૂદન કરતી જોઇ બોલ્યા કે:—

### ચોપાઈ (ત્રણ તાળની)–ઓખાહરણનો ઢાળ.

કેમ વ્યર્થ રૂવે છે તું રાણી, છે અનિત્ય આ તનગતિ જાણી;
કોણ જનમી જગતમાં ન મરશે, તેનો સંશય ઉર કોણ ધરશે?
જળ પરપોટો જેમ ફુટી જાય, તેમ તનગતિ તે સમજાય;
જન્મે જગમાં મરે છે અનેક, દેખે નર પણ ન લહે વિવેક.
ફરે જીવ માયાનો પ્રેર્યો, કાળ, કર્મ, સ્વભાવનો ઘેર્યો;
પડ્યો ગર્ભમાંહી પ્રાણી જ્યારે, મોત લપટાયું તત્ક્ષણ ત્યારે.

તેમાં પ્રબળ દૈવગતી રાણી, મોહે નિરખી જેને મુની જ્ઞાની;
ગર્ભમાં વળી કો બાળપણમાં, કોઇ તરૂણ કોઈ ઘડપણમાં.
કાળવશ તે સરવ હોય એહ, જન્મ્યો જગમાં બચે ન તે દેહ;
ભૂ, જલ, અનલ, ગગન ને સમીર, પંચરચિત આ અધમ શરીર.

દોહરા.

તે શરીર તુજ આગળે, પડ્યું અહીં નિરધાર;
જીવ નિત્ય, કયાં લગિ હવે, રડિશ રાણિ આ ઠાર?
હાડ, માંસ, મજ્જા અને, વળી જુવો સ્રક, ચામ;
મળ, મૂત્રાદિકકેરૂં આ, તન મલીન છે ધામ.
મળ શરીરનો જે હવો, નિકળે તે સમ જાણ;
સુત, કન્યા ઉત્પત્તિનુ, કહ્યું એજ પરમાણ.
ગોનથકી બચિ જાય જે, કરતાં યુક્તિ ઉપાય;
જ્ઞાનવાન નર જગતમાં, કયમ કરિ ચૂકી જાય?

સોરઠા.

તપ, વિદ્યા, મણિ મંત્ર, વિવિધ રસાયન, ઔષધી;
ચાલે એક ન તંત્ર, મૃત્યુ પ્રગટ જવ થાય છે.
મરે એક કો આજ, કોઇ કાલ, કો પરમ દી;
એ વિધિ જગત સમાજ, રહે નિત્ય ચિરકાળ સુધિ.
આ અનિત્ય જગમાંય, તેમાં કયાં સુખ દેહને?
પ્રગટ જાણ નિત કાય, શોચ કરે મહારાણિ કયમ.
જો ચાહે કલ્યાણ, શોચ તરણ, ભવ ભય હરણ;
કર જગદીશ્વર ધ્યાન, શરણ જા તું તજિ વાસના.
ત્યાં લગી માયા, મોહ, લોભ, કામ, અભિમાન, ને;
ક્રોધ સતાવે સોય, જ્યાં લગિ ભજે ન ઇશને.
જગ અનિત્યતર જાણિ, શોક મોહને દૂર કર;
ભજ ઇશ્વરને રાણિ, જે દાયક શુભ મુકિતનો.

એ પ્રકારે ઋષભદેવ યોગીનો જ્ઞાનોપદેશ સુણીને રાણી હાથજોડીને બોલી કે, હે ગુરૂજી મહારાજ! આ પુત્રના રોગના અને મારા શારીરિક રોગના કારણથી મને ઘરમાંથી કાઢી મુકવામાં આવી, તેથી હું દુઃખી થઇ છું; તેમાં વળી મારો પુત્ર પણ મને એકલી છોડીને ચાલતો થયો તો હવે મારે માટે મરણ

શિવાય બીજી ઉત્તમ ગતિ નથી. હું ઇચ્છું છું કે, એજ છોકરાની સાથ મારો પ્રાણ પણ પ્રયાણ કરે; પરંતુ મારાં ધન્ય ભાગ્ય છે, મરવાની વખતે મારી સન્મુખ આપ સરખા મહાત્માનાં ચરણારવિંદ વિદ્યમાન્ છે. જ્યારે ઋષભદેવે રાણીને નિશ્ચય મરવાને સન્નદ્ધ દીઠી ત્યારે અપાર દયા—જે સંતોનાં હૃદયમાં હોય છે તે—પ્રગટ થઈ. તેમણે થોડીસી વિભૂતી લઇ પરમેશ્વરનું ધ્યાન ધર્યું અને પરમેશ્વરના નામોચ્ચાર મંત્રથી મુવેલા છોકરાના મુખમાં વિભૂતી નાંખી દીધી અને બોલ્યા કે, તું ઇશ્વરના નામ બળથી સજીવ થઇને ઉઠ. છોકરાએ સહુ જોતે જોતેજ આંખો ઉઘાડી દીધી અને દૂધ પીવાને માટે રોવા લાગ્યો. એ અદ્ભુત ચમત્કાર જોઇને લોક બહુ આનંદિત થયા અને રાણી હર્ષની અધિકતાથી વિહ્વળ થઇને પૃથ્વીપર પડી ગઇ. ત્યારે ઋષભદેવ યોગીએ તેનાપર વિભૂતિ છાંટીને કહ્યું કે આજથી એ બન્નેનો રોગ ઇશ્વર શાંત કરો. પછી રાણીને ઉઠાડીને ઉક્ત યોગીશ્વરે સમજાવી કે, હવે તને કોઇ પ્રકારનાં દુઃખ શોક નહિ થાય અને તારા પુત્રનું નામ આજથી ભદ્રાયુ પડ્યું; અને એ મોટો પ્રતાપી રાજા થશે અને પોતાનું રાજ્ય પામશે. જ્યાં સુધી તારો પુત્ર સંપૂર્ણ રાજવિદ્યા ન ભણી રહે ત્યાં સુધી આજ વૈશ્યનગરમાં વાસ કરવો. એટલું કહી ઋષભદેવ પોતાની ઇચ્છાનુસાર બીજી તરફ ચાલ્યા ગયા.

જે દિવસથી ઋષભદેવજી આશિર્વાદ આપીને ગયા તે દિવસથી રાણી અને ભદ્રાયુ રાજપુત્ર આનંદથી આરોગ્ય રહેવા લાગ્યાં. અને તે વૈશ્યપતિનો સુનય નામે પુત્ર હતો તેને અને રાજપુત્રને પરમ મૈત્રી થઇ. બન્ને ભાઇ હોય તેમ એક સાથ રમતા હતા. જ્યારે કાંઇક સજ્ઞાન થયા ત્યારે વૈશ્યપતિએ બન્નેને સદ્ગુરૂ વિદ્વાનની નિકટ બેસાડીને સંપૂર્ણ વિદ્યા ભણાવી. જ્યારે રાજકુમાર સોળ વર્ષનો થયો ત્યારે તેજ ઋષભદેવ યોગી પાછા ત્યાં આવી પહોચ્યા. રાણીએ યથોચિત પૂજા કરીને બેસાડયા અને છોકરા પાસે તેમનાં ચરણપર માથું મુકાવી પ્રણામ કરા-

વ્યા. ઋષભદેવજી બોલ્યા કે, "કહો મહારાણી! તમે પુત્રસહિત કુશળ છો? અને તમારા પુત્રે વિદ્યા પ્રાપ્ત કીધી? અને ગુરૂની સેવામાં તે નિત્ય રહે છે?" એ સાંભળી હાથજોડીને રાણી બોલી કે, "એના પ્રાણદાતા, માતા, પિતા, ગુરૂ આપજ છો; અને આ આપનો શિષ્ય આપને શરણે છે. તેને સુમાર્ગ શીખવો." રાણીની એવી પ્રાર્થના સાંભળી ઋષભદેવજી રાજપુત્રને ઉપદેશ કરવા લાગ્યાઃ—

### દોહરા.

શ્રુતિ, પુરાણ વળિ શાસ્ત્રમાં, કહ્યો સનાતન ધર્મ;
વર્ણાશ્રમ અનુરૂપ જે, સેવિત સજ્જન કર્મ.
તેજ સુમારગ બાલ સુત, ગ્રહે સુભગ આચાર;
જે હિત ભાખે વૃદ્ધ ગુરૂ, કર તેનો સ્વીકાર.
આદર દે વિદ્વાનને, ગુણનું કર સન્માન;
પ્રિય વાણી વળિ ન્યાયરત, કર સુપાત્રને દાન.

### ચોપાઈ—ઓખાહરણનો ઢાળ.

આવે નિજ ઘર નીચજ પ્રાણી, દેવાં તેને આહાર ને પાણી;
કદી પ્રાણ સંકટમાં હોય, સત્ય વચન ન તજિયે તોય.
જે અસત્યે બચે પરપ્રાણ, તેને સત્યથી શ્રેષ્ટ તું જાણ;
તજી પરધન ને પરદાર, તરી જા ભવસાગર પાર.

### ચોપાઈ.

સદાચાર, સદ્વ્રત, સત્કથા, કરિ અનુરાગ ગ્રહે મતિ યથા;
ઉત્તમ કર્મ વિષે તજ આળસ, કર વિદ્યા વિનોદ નિજ માનસ.
ચુગલી, રોષ, ક્રોધ નવ કીજે, અસત વસ્તુ કદિયે નવ લીજે;
જે અખાદ્ય તેને નવ ખાવું, પાખંડમાં ન રત કદિ થાવું.
કરિ ઉપાય સહુ છાંડિ વિકળતા, સ્વપ્ને પણ ધરવી ન કુટિલતા.

### દોહરા.

શુષ્કવૈર, હિંસા વૃથા, નિંદા પરપંચાત;
રાજ ધર્મ ઉર ધારિને, છોડ વ્યર્થ જે વાત.
અતિ મૃગયા, મદિરા, જુગટું, નારિ, નારિજિત લોક;
અન્યાયી નરને તથા, તજ તું સમજિ કુરોગ.

વૈર ન આદર મૂર્ખશું, મૈત્રી બુધજન સાથ;
સજ્જનમાં સંતોષ કર, કરૂણા જોઈ અનાથ.
અતિ અહાર, અતિ ક્રોધવળિ, અતિ શ્રમતા દુખ જાણ;
અતિ ક્રીડા, અતિ બોલવું, તજે ત્રાસ મતિ માન.
અતિ વિદ્યા, અતિ સ્મૃતિ વળી, અતિ ઉછાહ, અતિ ખ્યાત;
અધિક પુણ્ય, અતિ ધીરતા, સાધ તું સુત દિનરાત.
થા સકામ નિજ નારિમાં, ક્રોધી અરિની વીચ;
સંઘર પુણ્ય તું લોભ અહિ, નિંદિત જાણ તું નીચ.
જે નર દીસે જગતમાં, તુજને સહ પાખંડ;
રાખ વૈર દિલમાં કુંવર, તેવા સાથ અખંડ.
જે કુમંત્ર નશખવે તને, કહે ધરી સુવિચાર;
એમાં સમજણ મૂજને, પડતી નથી લગાર.
ચાડી સુણતાં બન બધિર, ફરિ ફરિ કહે ગમાર;
તો તે કદિ સુણવી નહી, એજ સમજ નિરધાર.
ધૂર્ત, લાલચુ, શઠ અને, ખળ કુકર્મ કરનાર;
પતિત, ખંડ છળ ધર્મિને, નાસ્તિક જે નિરધાર.
દૈવયોગથી એ કદી, આવે, તવ હે તાત!
દૂરથકી પણ તેમની, કાન ન ધરવી વાત.
નિજ ગૌરવ નિજ મુખથકી, વર્ણવો ન લગાર;
પરથી સુણિ સંકોચ વશ, થજે મૌન ધરનાર.
સુત, કુટુંબ, નારી અને, વાડી, વાહન, વિત્ત;
અતિ મોહિત એમાં કદી, થવા ન દેતો ચિત્ત.
માત, પિતા, સસરો, ગુરૂ, વળી પતિવ્રત નારિ;
સજ્જન જે બોલે વચન, કર વિશ્વાસ વિચારિ.
સાવધાન થઇ પાળિયે, સદા ધર્મ નિજ દેહ;
કર વિશ્વાસ ન તેહનો, રહે દાસ ઘર જેહ.
દીન, વૃદ્ધ, બાળક, ત્રિયા, વણ અપરાધ અનાથ;
રક્ષા કરવી તેમની, વિત્ત બુદ્ધિબળ સાથ.

### આર્યા–ગીતિ.

અભયવચન જો આપે, તસ્કર જન તે છતે ન વધ કરવો;
નિર્દોષ રંક નર તે, હોય, ન સંશય તથાપિ ડર ધરવો.

અરિ, અપકારી વધને, યોગ્ય છતે શરણુ તે ગ્રહે જ્યારે;
નિજ ધર્મ તૂં વિચારી, પ્રાણુ હણિશ તેહના તું નવ ત્યારે.
નીચ, ઊંચ, ગુરૂ, લઘુ કો,. માગે વસ્તૂ કદાપિ તુજ પાસ;
તુજ નિકટ હોય તે તો, કદી ન કોને કરીશ તું નિરાશ.
એહ પ્રકાર સુકીર્ત્તિ, તજિ દૂષણુ, જગતમાં સદા કરજે;
નૃપ સજ્જન ભૂષણુ જે, જશરૂપી હાર કંઠ તૂં ધરજે.
લક્ષ્મી કીર્તિ થકિ તે, અધિક અધિક ભૂતલે સદા વિકસે;
સિત પક્ષે જ્યમ શશિનું, સમ નરનું તેજ તો અધિક વિલસે.
કનક, તુરંગ, ગજ રત્નો, સંગ્રહ કીધે નથી કશિ વડાઈ;
કીર્તિ વિના એ સર્વે, અસાર છે સમજ આ જગતમાંહી.

### દોહરા.

જેથી થાય અકીરતી, તૃણુસમ તજજે તેહ;
કીરતીયુપ નૃપની પ્રભા, ત્રિભુવન વિકસી રેહ.
માતપિતા, કુળનાથ, ગુરૂ, વિનયયુકત વળિ સધુ;
એ સહુથી ડરતો રહે, ક્ષમા કર તું અપરાધ.
વિદ્યાયુત તપસી તણી, કરજે નિત્ય સહાય;
સંકટથી વિદ્વાન નર, કરે નૃપતિ રક્ષાય.
આયુર્બળ, યશ, સૌખ્ય, ધન, પુણ્ય, પ્રજાદિ પ્રભાવ;
વૃદ્ધિ થાય જે કર્મથી, તે સેવ તું ધરિ ભાવ.

### સોરઠા.

દેશ શક્તિ વળિ કાળ, કાર્ય અકારજ સમજિને;
કર આરંભ નૃપાળ, સાવધાન થઇ યત્નથી.
જે કારણુથી હોય, પ્રજા દુખી બહુ આપણી;
કરે ન નૃપવર સોય, રાજધર્મનું મૂળ તે.
શત્રુ, દુષ્ટગણુ, ચોર, યથાશક્તિ વશ કીજિયે;
જેથી મચે ન સ્હોર, સુખથી સુવે જગત સહુ.

### દોહરા.

નિદ્રા, ભોજન કર્મમાં, આતુરતા શુભ સાજ;
આતુરતા નવ કીજિયે, ધર્મ કર્મને કાજ.
સંગત કરિયે સાધુની, જે પંડિત મતિમાન;
સાધારણ પણુ વચનમાં, નિકળે સુખથી જ્ઞાન.

મધુર, મનોહર, સત્યયુત, વચન બોલિયે નિત્ય;
અક્ષર ઓછા અર્થ બહુ, જે નવ હોય અનિત્ય.

ચોપાઈ.

બીવું નવ, આવે આપદા, ગુરૂ, તપસી, અઘથી ડર સદા;
જાતિ, બંધુ, સુત, મિત્ર સુનારી, સહુમાં કર સમભાવ વિચારી.
ભોજન પંગતિ બેસે જે જે, સરખા ગણજે સરવે તે તે;
પંક્તિભેદથી પાપ વિચારી, નવ કરવો નિજ ધર્મજ ધારી.
સદુપદેશ સુણજે મતિ યથા, વિદ્યા ધર્મ સભા શુભ કથા;
પાવન સ્થળ જ્યાં સજ્જન વાસ, પ્રીતિ સહિત કર ત્યાં તું નિવાસ.
જ્યાં કુદેશ, વ્યભિચાર, કુનારી, નીચ વાસ કરવું ન વિચારી;
શરણ એક ઇશ્વરનું ધરજે, જીવ ચરાચરનું હિત કરજે.
દક્ષ, પવિત્ર સદા મન શાંત, ઇંદ્રિજીત થઇ વશ એકાંત;
મુનિ તાપસ વિદ્યા વ્રત ધામ, માન્ય પૂજ્યને કર તું પ્રમાણ.

દોહરા.

બ્રાહ્મ મુહૂરતમાં ઉઠી, કર સદ્‌ગુરૂનું ધ્યાન;
ભજન કર તું ભગવંતનું, જેથી સહુ કલ્યાણ.
સુતાં, જાગતાં, બેસતાં, હરતાં ફરતાં આદિ;
તેનું ધર નિત ધ્યાન તું, જે પ્રભુ પરમ અનાદિ.
રાજપુત્ર સંક્ષેપથી, કર્યો ધર્મ ઉપદેશ;
અવર સરવ વિધિ સમજ જે, જે કંઇ શાસ્ત્રનિદેશ.

એ પ્રકારે ભદ્રાયુ નામના રાજપુત્રને ઉપદેશ આપીને ઋષભદેવે તેને ઇશ્વરી કવચ ભણાવ્યું, અને એક શંખ ને ખડ્ગ આપીને આશિર્વાદ આપી કહ્યું કે, હે પુત્ર! "આ કવચના પ્રભાવથી તમારૂં શરીર રક્ષિત રહેશે અને તમારી મતિ પાપની ભણી નહિ વળે. અને આ ખડ્ગમાં તપમંત્રનો એટલો પ્રભાવ છે, જે એને રણમાં દેખશે તે અચેત થઇ જશે; અને આ શંખમાં એટલો ગુણ છે કે, તમારા શત્રુગણ યુદ્ધને સમય એનો શબ્દ સાંભળશે કે તેમના હાથમાંના હથિયાર છૂટી પડશે અને મુર્છિત થઇને પૃથ્વી તલમાં પડી જશે. વળી લડાઇમાં તમને કોઇ જીતશે નહિ. તમે પોતાના પિતાના રાજ્યાસનને પામીને પૃથ્વીની રક્ષા કરશો."

એ પ્રકારે રાણી અને રાજપુત્રને કહી સમજાવીને ઋષભદેવયોગી પોતાની ઇચ્છાનુસાર બીજા માર્ગ ભણી ચાલ્યા ગયા.

દશાર્ણ દેશનો રાજા વજ્રબાહુ, જે ભદ્રાયુ રાજપુત્રનો પિતા હતો, તેની એવી અવસ્થા થઇ કે, મગધ દેશનો રાજા હેમરથ જે મોટો પ્રબળ હતો તેની સાથે ઘણું વેર વધ્યું. હવે કોઇ સમયે રાજા હેમરથ સેના સમેત દશાર્ણ દેશને લુટતો મારતો અને ઘર ગામને આગ લગાવતો તે રાજા, વજ્રબાહુની રાજધાની નિકટ આવી પહોંચ્યો, અને ભાતભાતના ઉત્પાત કરવા લાગ્યો. જ્યારે માગધોના ઉપદ્રવથી પોતાના રાજ્યને વ્યાકુળ દીઠું ત્યારે રાજા વજ્રબાહુ પણ સેનાસમેત યુદ્ધને માટે સજ્જ થઇ રાજધાનીમાંથી બહાર નીકળ્યો અને શત્રૂઓ સાથે બહુ લડયો; પરંતુ અંતે માગધોની જીત થઇ. રાજા હેમરથે રાજા વજ્રબાહુને મંત્રિયો સમેત પકડીને પોતાને આધીન કીધો અને તેની રાજધાનીમાં ઘુસીને ઘોડા, હાથી, ઊંટ, ગાય, ધનધાન્ય, રત્નો અને સ્ત્રીઓ લૂંટી લીધા અને રાજાને રથપર બાંધીને વિજયનો ડંકો બજાવ્યો.

આણી તરફ જેવો પોતાના પિતાના બંધનનો વૃત્તાંત વૈશ્યનગરમાં ભદ્રાયુ રાજપુત્રે સાંભળ્યો તેવોજ તે સિંહની પેઠ ક્રોધ અને ઇર્ષાથી ભરપૂર થયો. હથિયાર બાંધી ઘોડાપર ચઢી વૈશ્યપુત્રને સાથ લઇ જ્યાં માગધોની સેના ઉતરી હતી તે સ્થાનકે જઇ પહોંચ્યો. ત્યાં જઇને જોય છે તો આખા રાજમાં હાહાકાર મચી રહ્યો છે, બધી પ્રજા નહાસભાગ કરી રહી છે, કોઇની સ્ત્રી, કોઇનું ધન, ને કોઇનાં પશૂ લૂંટાઇ ગયાં છે; અને સંપૂર્ણ રાજ્ય શૂન્ય ભયાનક સરખું થઇ રહ્યું છે. એવું દેખતાંજ ભદ્રાયુ રાજપુત્રના અંતઃકરણમાં ક્રોધની જ્વાળા પ્રજ્વલિત થઇ. ધનુષ ચઢાવી શત્રૂઓપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યો, અને સઘળા શત્રૂ ગણોએ પણ ચારે તરફથી ઘેરી રાજપુત્રને આચ્છાદિત કરી દીધો. પરંતુ રાજપુત્ર તે સ્થાનથી પાછો ન હઠયો, પણ ગજેંદ્રની સમાન શત્રૂરૂપી પંજરોને તોડતો અને હાથી, ઘોડા, રથરૂપી વૃક્ષોને પાડતો, રણભૂમિની વચમાં ઘુસી ગયો. ત્યાં જઇને સાંકળ અને

રથીને મારી તેના રથપર વૈશ્યપુત્રને સાથ લઇને બેઠો. પછી રણમાં રથને દોડાવી દોડાવીને, એવા પ્રકારે શત્રૂઓને મારતો ચાલ્યો કે, જેમ મૃગના ઝુંડમાં સિંહ તૂટી પડે. જ્યારે વેરીઓએ રાજપુત્રથી પોતાના સૈન્યનો વિનાશ થતો દીઠો ત્યારે ચારે તરફથી એકમત થઇને હાથી, ઘોડા, રથ અને પાયદળથી તેને એવો ઘેરી લીધો કે બાહાર નીકળવાનો માર્ગ ન રહ્યો. ત્યારે રાજપુત્રે યોગીશ્વરનું આપેલું કાળની જીભ સરખું કરાળ ધારવાળું ખડ્ગ મિયાનમાંથી બહાર કાઢી ચમકાવ્યું અને શંખ બજાવ્યો. તે સમયે એવો ચમત્કાર થયો કે, શત્રૂસૈન્યમાંથી જેટલાએ ખડ્ગની ચમક દીઠી અને શંખનો શબ્દ સાંભળ્યો તે સઘળા સવાર ને પાયદળ પૃથ્વીપર પડી મૂર્છિત થઇ ગયા, અને હાથમાંથી હથિયાર છુટી પડયાં. જ્યારે તેણે હથિયારથી રહિત અને અચેત શત્રૂઓને દીઠા ત્યારે તેમને મૃતકના સમાન સમજી ધર્મશાસ્ત્રનો વિચાર કરી, વધ કરવાથી હાથ ખેંચી લીધો અને શત્રૂઓએ બાંધી લીધેલા પોતાના પિતા, તેમની રાણીઓ, મંત્રિઓ, પુરવાસીઓ, સઘળી સ્ત્રીઓ અને કન્યાઓને બંધનથી છોડવી તે સર્વેનું સમાધાન કર્યું અને મગધ દેશના રાજા હેમરથ અને તેના મંત્રીઓને બાંધીને રાજધાનીમાં લઇ ગયો. વળી તેઓએ લૂંટી લીધેલા પદાર્થો અને શત્રુસેનાની સામગ્રી સઘળી રાજભંડારમાં ભરાવી દીધી, અને જે વસ્તુ જેની લૂંટી હતી તે તેને પાછી સોંપી.

એ પ્રકારનું રાજપુત્રનું અદ્ભૂત અને અમાનુષ કર્મ તથા વિચિત્ર પૌરૂષ જોઇ, રાજા ને મંત્રી આદિ સઘળી પ્રજા આશ્ચર્યિત થઇ રહી. અને કહેવા લાગી કે, આ કોઇ યોગી કે સિદ્ધ કે દેવતા છે, અને તેને પરમેશ્વરે અમને દીનને વિપત્તિમાંથી છોડાવવાનેજ મોકલ્યો છે. મનુષ્યમાં એટલું પરાક્રમ હોવું કઠિણ છે, કેમકે એણે અમને સહુને મૃત્યુના મુખમાંથી કાઢયાં છે. એ પ્રકારે સરવે પ્રશંસા કરી રહ્યા હતા ત્યારે, રાજા વજ્રબાહુએ રાજપુત્રને છાતી સરસો ચાંપ્યો અને આનંદમાં મગ્ન થઇ કહેવા લાગ્યો કે, આપ દેવતા છો, વા ગંધર્વ વા મનુષ્ય છો? આપનાં માતા-

પિતા કોણ છે ? આપ કયા દેશમાં રહો છો, આપ મહાત્માનુ નામ શું છે અને શા કારણથી એટલી દયા દ્રષ્ટિથી શત્રુઓએ બાંધેલા અમને સર્વેને છોડવી મુવેલા જીવતા કીધા ? એટલી શૂરતા અને વીરતા તમને ક્યાંથી મળી ? અમારી ઉપર તમે જેમ ઉપકાર કર્યો છે તેમ અમે, અમારી રાણીઓ, મંત્રીઓ અને પ્રજા સર્વે તમારા ઉપકારનો બદલો વાળવા ચાહિયે, તો એક જન્મમાં તો શું પણ હજાર જન્મે પણ તે વળી ન શકે. તમારી આગળ આ સઘળા પુત્ર, રાણીઓ, રાજ્ય અને નગર મને કોઇ પ્રિય નથી. એ પ્રકારનાં રાજાનાં વચન સાંભળી ભદ્રાયુ રાજપુત્ર બોલ્યો કે, આ વૈશ્યનો પુત્ર સુનય મારો મિત્ર છે અને હું એનાજ ઘરમાં માતા સમેત રહું છું. મારૂં નામ ભદ્રાયુ છે, અને મારો શેષ વૃત્તાંત પાછળથી કહીશ. તમે આનંદપૂર્વક રાજ કરો અને જ્યાં સુધી હું ન આવું ત્યાં સુધી આ શત્રૂઓને બંધનમાં રાખજો. હું મારી માતાની પાસે જાઉં છું. એ પ્રકારે રાજા વજ્રબાહુથી વિદાય લઇ, પોતાની માતા આગળ ગયો અને તેને સઘળો વૃત્તાંત સંભળાવ્યો. તે મમતાળુ માતા, પુત્રને હૃદયાશું ચાંપી આનંદમાં મગ્ન થઈ ગઇ અને તે વૈશ્યપતિ પણ રાજપુત્રને ભેટી તેની પ્રશંસા કરવા લાગ્યો.

તેજ રાતના નૈષધદેશના રાજા ચંદ્રાંગદને જઇને ઋષભદેવ યોગીએ ભદ્રાયુ રાજપુત્રની સઘળી વ્યવસ્થા કહી અને આજ્ઞા કીધી કે, તમે તમારી કન્યા કીર્ત્તિમાલિનીનો વિવાહ એજ રાજપુત્રની સાથે કરી દો. એ પ્રકારે સમજાવીને ઋષભદેવ જ્યારે ચાલ્યા ગયા. ત્યારે રાજા ચંદ્રાંગદ ભદ્રાયુને બોલાવીને પોતાની કન્યા કીર્ત્તિમાલિનીનો તેની સાથે વિવાહ કરી તેને સોનાના સિંહાસન ઉપર બેસાડી દીધો. તે સમયે જેમ રોહિણી નક્ષત્રની સાથ પૂર્ણમાસીનો ચંદ્રમા શોભે તેમ તે રાજપુત્ર શોભવા લાગ્યો. તે વિવાહ પ્રસંગે જે અનેક રાજાઓ જાનમાં આવ્યા હતા તેમાં ભદ્રાયુનો પિતા વજ્રબાહુ પણ હતો.

જ્યારે તેણે રાજપુત્રને દીઠો ત્યારે તેને ચરણે મસ્તક મૂકયું અને કહેવા લાગ્યો કે, આ વીરપુરૂષ તો અમારો પ્રાણદાતા છે. સારૂં થયું કે એની સાથે આપની પુત્રીને પરણાવવામાં આવી. હું એનો વંશ અને ઉત્પત્તિનો વૃત્તાંત સાંભળવા ઇચ્છું છું. રાજા ચંદ્રાંગદે મુખ મલકાવી કહ્યું કે, જેને તમે બાળકપણમાં માતા સમેત રોગના કારણથી વનમાં કાઢી મુકયો હતો તે એજ તમારો પુત્ર છે. તે તમારી રાણી જઇને વૈશ્યપતિના ઘરમાં રહી. તેણે ભારી સેવા કીધી, પણ રોગ શાંત ન થયો. એક દિવસ એ પુત્ર મરણ પામ્યો, અને રાણી રોવા લાગી, તેટલામાં પરમેશ્વરની પ્રેરણાથી ઋષભદેવે પધારી દયાયુક્ત થઇ એને સજીવ કીધો અને જ્યારે એ સમજણો થયો ત્યારે એને કવચ ભણાવ્યું તેથી એને હજાર હાથીનું બળ પ્રાપ્ત થયુંછે. વળી શંખ તથા ખડ્ગ આપ્યાં છે, કે જેનો પ્રભાવ તમને છોડાવતી વખતે પ્રગટ થઇ ચુકયો છે. તે આ આપનો પુત્ર અને આ કન્યા આપની પુત્રવધૂ છે. ઇશ્વરે વૃદ્ધાવસ્થામાં તમને દુર્લભ સુખ દીધું તો તેનો ઉપભોગ કરો અને પ્રભૂને ધન્યવાદ આપો. એ પ્રકારનું વૃત્તાંત સાંભળીને ભદ્રાયુની માતા જે ત્યાંજ ગુપ્ત બેઠી હતી તેને બોલાવી પ્રગટ કીધી, તેને જોઇ અને રાજા ચંદ્રાગદની વાણી સાંભળીને પોતાનાં નિન્દિત કર્મનું સ્મરણ કરી તે રાજા લજ્જિત થયો. વળી સ્ત્રી પુત્ર પ્રાપ્ત થવાથી આનંદમાં મગ્ન થઇ ગયો અને બન્નેને વિહ્વળ થઇને મળ્યો અને પોતાના જન્મને કૃતાર્થ માન્યો અને પુત્રનો પ્રભાવ જોઇ શોચરહિત થઇ ગયો. જેમ નીતિમાં કહ્યું છે કેઃ—

દોહરો.

એક સપુત જન્મે સુખે, સિંહણ થકી સુવાય;
દશ કપૂત જિવતે જુઓ, ગધ્ધી લાદી જાય.

ત્યાર પછી રાજા ચંદ્રાગદે ભાતભાતની પહેરામણી આપીને પોતાના સંબંધી રાજા વજ્રબાહુને સ્ત્રી, પુત્ર અને પુત્રવધૂ સહિત વિદાય કીધી. રાજા વજ્રબાહુએ પોતાની રાજધાનીમાં જઇને નષ્ટ સ્ત્રી પુત્ર પામવાના હર્ષમાં અનેક દાન આપ્યાં અને ઉત્સવ

કર્યો. થોડા સમય પછી જ્યારે રાજા વજ્રબાહુએ વૈકુંઠવાસ કીધો ત્યારે રાજા ભદ્રાયુ રાજસિંહાસનપર બિરાજમાન થયો. તેજ સમયે મગધ દેશના રાજા હેમરથને બંધનથી છુટો કર્યો અને પોતાના દેશપ્રબંધ અને પ્રજાપાલનમાં સદૈવ સાવધાન અને પરમેશ્વરના ધન્યવાદમાં તત્પર રહ્યો.

આર્યા-ગીતિ.

મન જે કળી શકે નવ, ચાલે જ્યાં પુરૂષની ન ગતિ કોય;
ઇશ્વર ગતિ અકલિત છે, તૃણ પણ કુલિશ તુલ્ય તો હોય.
જેની રક્ષા જે વિધિ, થાય પ્રભૂ તેમ શુધ્ધ મતિ દેય;
વડ શિશુને દઈ ચર્પટ, લઘુને ખોળે સહૂ જનો લેય.
હરિ ઇચ્છા દોષ બને-ગુણ, ગુણ તે દોષરૂપ તો હોય;
અનલ યથા સરપત્રે, જેમ જવાસા વિષે જલદ જોય.
ન પડે પ્રતીતિ હરિમાં, એવી પણ ગતિ છતી નિરખિ શુધ્ધ;
મલપુરિત તન મધ્યે, ઉપજાવે છે કૃપા કરી દુધ.

## તરંગ ૧૭ મો.

## શિક્ષાગ્રહણની રીતિ અને વિરક્તની વૃત્તિ તથા આચરણ વિષે વાર્તા.

એક સમયે રાજા યદુએ જોયું તો એક અબધુત તપસ્વી કામ, ક્રોધ, લોભ, મોહ, માત્સર્યથી વિનિર્મુક્ત અને બાળકોની પેઠે સોચ ચિંતાથી રહિત, હૃષ્ટપુષ્ટ, સંપુષ્ટચિત્ત, પૂર્ણકામ, આનંદમાં મગ્ન અને નિસ્પૃહ એવો પૃથ્વીમાં ઘુમતો હતો. જ્યારે તે રાજાની નિકટ આવ્યો; ત્યારે રાજાએ તેમે વિનયપૂર્વક પૂછ્યું કે, તમે આ વૃત્તિઓ કયાંથી ગ્રહણ કરી છે? તમે બાળકોની પેઠે સરલચિત્ત થઈને પૃથ્વીમાં પર્યટન કરો છો અને સકળ બુદ્ધિવિદ્યાનિધાન છતે એવા ભાસો છો કે જેવા જડ અને ઉન્મત્ત હોવ!! વળી આપને કોઇ વસ્તુની ઇચ્છા તેમ અનિચ્છા બન્ને નથી. આ સંસાર જે કામ લોભાદિકની ભઠીમાં બળતો રહે છે

તેમાં આપ એ પ્રકારે રહો છો કે જેમ બળતા ગામની નિકટ જળાશયમાં સ્નાન કરતો હાથી આંચથી બચ્યો રહે છે. હું આપને પુછું છું, કે આપમાં સંસારની અનિષ્ટ વાસનાઓને છુટવાનું અને આત્માનંદ હોવાનું શું કારણ છે?

એ પ્રકારનો રાજા યદુનો પ્રશ્ન સાંભળી અબધુત તપસ્વી બોલ્યો કે, રાજા, મારા ચોવીસ શિક્ષાગુરૂ છે. જેમની પાસેથી મેં બુદ્ધિવડે શિક્ષા લીધી છે અને જેનાથી જે પ્રકારે મને શિક્ષા મળી અને જે જેવો છે તે આપની આગળ વર્ણન કરૂં છું તે શ્રવણ કરિયે.

## પ્રથમ શિક્ષાગુરૂ.

પેહેલો મારો શિક્ષાગુરૂ પૃથ્વી છે. તેની પાસેથી મેં ક્ષમાવૃત્તિ ગ્રહણ કીધી છે. પૃથ્વીપર કેટલા કુવા, કેટલાં તળાવ ને કેટલા ખાડા ખોદવામાં આવે છે, વળી ખેડુત લોકો હળ ફેરવે છે, તેની ઉપર મલમૂત્ર કરે છે અને આગ સળગાવે છે, પરંતુ પૃથ્વીમાં એટલી ક્ષમા વસી છે કે, તે કોઇને કાંઇ કહેતી નથી. ઉલટું પરોપકારાર્થે કેટલાં વૃક્ષો, પર્વતો ને નદિયોને પોતાપર ધારણ કર્યાં છે; વળી તેની સાથ બુરાઇ પણ કરે છે, તોપણ તે તેમની સાથ ભલાઇ કરે છે. અર્થાત્ જે તેપર કુવો ખોદે છે તેને મીઠું પાણી આપે છે અને જે હળ ફેરવે છે તેમને અનાજ આપે છે. તેમજ વૃક્ષોનાં ફળ અને નદિયોનાં જળદ્વારા લાભ કરે છે અને સહુના અપરાધ ક્ષમા કરે છે. વળી ઉપકાર અપકારને સમાન જાણે છે. ગમે તો તેની ઉપર કોઇ વૃક્ષ વાવે અથવા ઉગેલાં વૃક્ષને કાપી નાખે તોપણ તે કોઇને કાંઇ કહેતી નથી. એ પ્રકારે મેં ક્ષમાવૃત્તિ ધારણ કીધી છે તેથી ક્ષમા શીખવવાવાળી ગુરૂ પૃથ્વી છે.

### દોહરો.

લોક હેતુ ધરતી ધરે, વૃક્ષ, સિંધુ, નગભાર;
ધટે તેજ વિધિ સાધુને, કરે સદા ઉપકાર-૧

## બીજો શિક્ષાગુરૂ.

### દોહરો.

તજિ ઇંદ્રિય પ્રિય વિષયને, પ્રાણ વૃત્તિ દ્દઢ ધાર;
ક્ષુધા, નિવૃત્તતાથી બચે, નહિ મન વધે વિકાર.-૧

અવધૂત બોલ્યો કે, સુણો રાજા, મેં બીજો શિક્ષાગુરૂ વાયુને કીધો છે. તે વાયુ બે પ્રકારના છે. એક પ્રાણવાયુ—જે અંતરનો તે, અને બીજો વાયુ જે સર્વત્ર વ્યાપક છે તે. પ્રાણવાયુની એ વૃત્તિ છે કે, તે કેવળ આહાર માત્રમાં તૃપ્ત રહે છે અને રૂપ રસાદિક જે ઇંદ્રિયોના વિષય છે, તેમની ઇચ્છા નથી રાખતો. તો એજ પ્રકારે મુનિયોને પણ ઘટે છે કે, દેહના નિર્વાહ માત્ર આહાર કરે; કેમકે વિના આહાર મનની વિકળતાથી જ્ઞાનનો નાશ થાય છે. વળી એટલો બધો આહાર પણ ન કરે કે વિષયની અધિકતાથી જ્ઞાન જતું રહે. એટલા માટે હું પ્રાણવાયુને અનુસાર દેહ નિર્વાહ અને ક્ષુધા નિવારણ માત્ર આહાર કરી લઉં છું. હવે બાહ્યવાયુની એ વૃત્તિ છે કે, તે અનેક પ્રકારના વિષય અને ધર્મમાં પ્રવેશ કરે છે, પરંતુ તે વિષયોના ગુણદોષનું ગ્રહણ કરવાથી લિપ્ત નથી થઇ જતો; અર્થાત્ જ્યારે વાયુ સુગંધમાં જાય છે ત્યારે સુગંધિત; અને દુર્ગંધ વસ્તુમાં પ્રાપ્ત થાય છે ત્યારે દુર્ગંધિત જણાય છે. પરંતુ વાયુમાં સુગંધ દુર્ગંધ બન્ને લિપ્ત નથી થતાં. તેમજ મુનિયોને ઘટે છે કે, વિષયમાં પ્રવેશ કરીને તેના ગુણદોષમાં લિપ્ત ન થાય; એટલા માટે હું પોતાને વાયુની પેઠે વિષયના ગુણોથી પૃથક્ સમજું છું.

દોહરો.

યથા વાયુ સહુ વસ્તુમાં, પેસે નિકળે જાણ;
લિપ્ત થાય ગુણ દોષ નહિ, તથા આત્મગતિ માન.

## ત્રીજો શિક્ષાગુરૂ.

દોહરો.

જ્યમ અભિન્ન નહિ ભિન્ન કહિ, ગગન ચરાચર વ્યાપિ;
ત્યમ મુનિ કરે વિભાવના, બ્રહ્મ આત્મ એક થાપિ.—૧

ત્રીજો શિક્ષાગુરૂ મેં આકાશને કીધો છે. આકાશ જેમ સંપૂર્ણ જડ ચૈતન્ય વસ્તુમાં વ્યાપ્ત છે, પરંતુ તે ન કોઇને મળ્યું છે કે, ન કોઇથી ભિન્ન છે; અને તેમાં પૃથ્વી, અગ્નિ, વાયુ અને જળના કાલપ્રેરિત ગુણ નથી પ્રવેશ કરતા. તેજ પ્રકારે હું પણ

પોતાને આકાશની પેઠે ન સહુમાં મળેલો ને ન સહુથી ભિન્ન એવો સમજું છું.

## ચોથો શિક્ષાગુરૂ.

જળ જેમ નિર્મળ, મધુર, મૃદુ, કરે ગ્લાનિનો અંત;
પીતાં, જોતાં, સ્પર્શતાં, દિયે હર્ષ તેમ સંત.

અબધુત બોલ્યો કે, સુણો, રાજા મેં ચોથો શિક્ષાગુરૂ જળને કીધો છે. જેવો જળનો સ્વભાવ, નિર્મળ, કોમળ અને મધુર હોય છે અને જે તેને જોય છે, અડકે છે અથવા પીયે છે તે ત્રણેને આનંદ આપે છે, તેમજ સજ્જનોને ઘટિત છે કે, અંતઃકરણથી નિર્મળ રહે, સહુ સાથે પ્રીતિ રાખે અને મધુર વચન કહે. વળી જે તેની પાસે આવે તેને જ્ઞાનોપદેશ વા ઉપકારદ્વારા કૃતાર્થ કરે. તો હું પણ જળની વૃત્તિ ધારણ કરીને નિર્મલાંતઃકરણ, સકળ જનોમાં અનુરાગવાન અને મધુર ભાષી થઇ પૃથ્વીમાં ઘુમતો ફરૂં છું.

## પાંચમો શિક્ષાગુરૂ.

### દોહરો.

ઉદરપાત્ર તપ તેજયુત, સહુ ભક્ષી મલહીન;
અનલ એકસમ દેખિને, પ્રભુગતિ લહે પ્રવીણ.

અબધુત બોલ્યો કે, હે રાજા, પાંચમો શિક્ષાગુરૂ મેં અગ્નિને કીધો છે. જેમ અગ્નિ તપ અને તેજ વડે પ્રકાશિત રહે છે, કોઇથી ડરતો નથી, પેટને છોડી બીજું વર્તન રાખતો નથી, અને સર્વ ભક્ષી છે; અર્થાત્ જે કાંઇ મળી આવે છે તેને બાળી નાખે છે અને મળને પ્રાપ્ત નથી થતો. સદા દીપ્તિમાન ભાસિત થાય છે અને ક્યાંક છુપો રહે છે—જેમ કે કાષ્ઠપાષાણ આદિમાં—અને કહીં પ્રગટ રહે છે, જેથી લોકનો વ્યવહાર ચાલે છે. વળી જે પોતાનું પ્રયોજન સમજે છે તે અગ્નિને સેવે છે, અર્થાત્ કોઇ રસોઇ બનાવે છે, કોઇ તાપ કરી થંડી મટાડે છે, કોઈ અગ્નિની સહાયતાથી ધાતુનાં વાસણ, કોઇ વસ્ત્ર અને કોઇ આભરણ બનાવે છે. વળી દેવાવાળાની વસ્તુને અગ્નિ તરત ભક્ષ

કરી લે છે અને સહુમાં એકરૂપ રહે છે. એજ પ્રમાણે સંતને પણ ઘટે છે કે, સત્કર્મ અને તપના તેજથી પ્રકાશિત રહે, તેમ નિશ્શંક રહે અને પેટ ભરવાથી અતિરિક્ત સંગ્રહ ન કરે. જે કાંઈ ઉત્તમ મધ્યમ આહાર મળે તેજ ખાઈ લે અને નિર્મળ બન્યો રહે. કયાંક ગુપ્ત થઈને રહે—અર્થાત્ પોતાના મહિમાને છુપાવીને રહે, અને કયાંક પ્રગટ થઈ જાય. વળી જેમ અગ્નિ સહુમાં એકરૂપ છે, પરંતુ પ્રત્યેક કાષ્ઠમાં પ્રવિષ્ટ થઈને તદ્રૂપ ભાસિત થાય છે, તેમજ સમજવું જોઇયે કે, ઈશ્વરે પોતાની માયાથી ભાંતિ ભાંતિની નીચ ઊંચ યોનિ બનાવી છે; પરંતુ ચૈતન્યરૂપ આત્મા સહુમાં એકસરખો છે. એટલા માટે હું પણ નિશ્શંક રહું છું: જે કાંઈ મળી આવે છે તે ખાઈ લઉં છું અને ભોજનમાં સારી નરસી વસ્તુનો વિવેક નથી રાખતો. વળી કયાંક ગુપ્ત રહું છું, કયારેક પ્રગટ; અને આત્માને સહુમાં એકસરખો દેખું છું તેજ પ્રમાણે જેવા અગ્નિના તનખા ઉડે છે ને હોલવાઈ જાય છે તેવીજ દેહધારિયોની ગતિ જાણું છું.

## છઠ્ઠો શિક્ષાગુરૂ.

### દોહરો.

કળા ઘટે વળિ ત્યમ વધે, નહિ શશિમાં ગ જાણ;
જન્મ મરણ ગતિ દેહની, આત્મતણી ન માન.

અબધૂત બોલ્યો કે, હે રાજા, મેં છઠ્ઠો શિક્ષાગુરૂ ચંદ્રમાને કીધો છે. જ્યોતિઃશાસ્ત્રની પ્રક્રિયાને અનુસાર ચંદ્રમા જળનું મંડળ છે અને સૂર્ય તેજનું મંડળ છે. જ્યારે સૂર્ય અને ચદ્રમા બન્ને એક નક્ષત્રપર આવી જાય છે ત્યારે ચંદ્રમા નજરે પડતો નથી; કેમકે સૂર્યનાં મંડળની ઓથે થઈ જવાથી ત્યાં દૃષ્ટિ પડતી નથી. એજ અમાવાસ્યા ગણાય છે. વળી ચંદ્રમા સાઠ દંડમાં એક નક્ષત્રથી બીજા નક્ષત્રપર જાય છે અને સૂર્ય તેર દિનરાતમાં એક નક્ષત્રને ઓળંગે છે. તે પડવાથી લઈને સૂર્યનું મંડળ ચંદ્રમંડળથી કાંઇક વધતું ઓછું રહે છે અને સૂર્યમંડળનો પંદરમો ભાગ, જે ચંદ્રમંડળમાં પડછાયાની ભાંતી પડેલો જોવામાં આવે

છે તે કળા કહેવાય છે. એજ પ્રકારે પંદરમે દિવસે સત્તાવીસ નક્ષત્રોનું જે રાશિચક્ર છે તેમાંનાં તેર નક્ષત્રોને ઓળંગીને જ્યારે સૂર્ય ચંદ્રમા બન્ને સામસામા રહે છે ત્યારે સંપૂર્ણ પ્રતિબિંબ પૃથ્વિની છાયાએ કરીને લાંછિત દેખવામાં આવે છે. તેજ પૂર્ણિમા થાય છે. તે દિવસે ચંદ્રમા શોળે કળાએ કરીને યુક્ત રહે છે. પછી કૃષ્ણપક્ષના પડવાથી બન્ને મંડળોના વિષમ ભાગ થવાના કારણથી કળાઓની ઘટતી થતી જાય છે. સિદ્ધાંત એનો એ કે ચંદ્રમા જે જળનું મંડળ છે તેમાં ઘટતી ( ઘટારો ) નથી થતી. તે તો સદા જેમનો તેમ રહે છે. કેવળ કળાની વૃદ્ધિહાની થાય છે. એ પ્રકારે મેં સમજી લીધું કે વૃદ્ધિહાનિ જન્મમરણ આદિક શરીરનો સ્વભાવ છે: આત્માનો નહિ. આત્મા ચંદ્રમંડળ સમાન સદા એકરસ રહે છે.

## સાતમો શિક્ષાગુરૂ.

### દોહરો.

ગ્રહણુ ત્યાગ અભિમાન નહિ, ગુણુથી ગુણુને લેય;
સાધુવૃત્તિ જ્યમ સૂર્યની, કાળ પામિ ફરિ દેય.

અબધૂત બોલ્યા કે, સુણો રાજા, મેં સાતમો શિક્ષાગુરૂ સૂર્યને માન્યો છે. જેમ સૂર્ય પોતાના કિરણોવડે પૃથ્વીનાં જલને ખેંચી લેછે ને પાછો સમય પ્રાપ્ત થયે વૃષ્ટિ કરી દેછે; તેના ગ્રહણ અને ત્યાગનું અભિમાન નથી રાખતો; તેમજ સજ્જનને ઘટે છે કે જે ગુણ મળે તેને ગ્રહણ કરે. પછી જો કોઇ અર્થી યાચના કરે તેને આપી દે: એવું અભિમાન ન રાખે કે મને વસ્તુ મળી ને મેં આપી. વળી જેમ સૂર્યનું મંડળ એક સરખું રહે છે, પરંતુ જેમાં પડે છે તેવું ભાસિત થાય છે. અર્થાત્ નાના પાત્રના જલમાં નાહાનું, મોટામાં મોટું, લાલ રંગમાં લાલ, કાળા રંગમાં કાળું, એ ઉપાધિભેદ છે પરંતુ સૂર્ય ભેદ રહિત છે. એજ પ્રકારે આત્માની ગતિ સમજવી જોઇયે કે તે અનેક રૂપાંતરમાં પડીને ઉપાધિભેદ, અર્થાત્ જેમાં પડી ગયો છે તેવોજ મોટી બુદ્ધિવાળાને ભાસિત થાય છે, પરંતુ ખરેખર તેવો નથી; તે કેવળ ભ્રમ માત્ર છે. આત્મા એક સૂર્યના સરખો છે.

## આઠમો શિક્ષાગુરૂ.

### દોહરો.

અતિ સનેહ, મમતા અતી, કો સંગે બંધાય;
તે પામે સંતાપ બહુ, કપોત સમ દુખિ થાય.

અબધૂત બોલ્યો કે, સુણો રાજા, આઠમી શિક્ષા મેં કપોત પાસે લીધી છે. તે એવી કે કોઇની સાથે અત્યંત પ્રીતિ અને સ્નેહ ન કરવાં જોઇયે. એનો વૃત્તાંત એ પ્રકારે છે, કે એકવનમાં કોઇ કપોત સ્ત્રીસહિત ઝાડની બખોલમાં ઘર બનાવી રહેતો હતો. તે કપોત કપોતીને પરસ્પર હૃદયશુંહૃદય, દૃષ્ટિશુંદૃષ્ટિ, અંગશું અંગ અને બુદ્ધિશુંબુદ્ધિ સ્નેહના પાશમાં બંધાઇ ગઇ હતી. સુતાં ને જાગતાં, બેસતાં ને ઉઠતાં, ચાલતાં ને ફરતાં, તેમજ ખાવાપીવામાં બન્ને (સાથેને સાથેજ) રહેતાં હતાં. કોઇ સમે પણ જુદાં ન પડતાં. એક સમય વનાન્તરોમાં વિહાર કરતાં કરતાં કપોતીમાં કપોતનું મન એટલું તો પ્રીતિબદ્ધ થઇ ગયું હતું કે, જે વસ્તુની અભિલાષા કરતી તે સઘળી તે પૂર્ણ કરતો હતો. કપોતીએ પેહેલો ગર્ભ ધારણ કીધો ને કેટલાંક ઇંડાં મૂકયાં. પછી કેટલાક દિવસમાં તેમાં બચ્ચાં ઉત્પન્ન થયાં અને તેમના કોમળ અંગોપર રૂવાં ઉગવા માંડયાં. તે બચ્ચાંઓની બાળક્રીડા જોઇ જોઇ અને મધુર તોતળી વાણી સાંભળી સાંભળીને કપોત ને કપોતી આનંદિત થતાં અને તેમને પોતાને અંગે લગાડી લગાડીને હુલાવતાં અને ક્ષણમાત્ર પણ તેમને આંખથી વેગળાં ન કરી શકતાં. પરસ્પર પ્રીતિ કરતાં કરતાં તે પોતપોતામાં એવાં તો સ્નેહબદ્ધ થઇ ગયાં કે ક્ષણ માત્ર એક બીજાના વિના પ્રાણ ધારણ કરી શકતાં નહીં. કોઇ એક સમયે કપોતને કપોતી કુટુંબપાલનને નિમિત્ત બીજા વનમાં ચારો શોધવા ગયાં. તેવામાં તેમના માળા આગળ એક પારધી જાળ પાથરી તેપર ચોખા છાંટીને એક ઝાડને ઓથે બેસી રહ્યો. કપોતનાં બચ્ચાં, જે કાંઇ છળકપટમાં સમજતાં ન હતાં તે ચોખા ચુગવાને જાળપર ઉતર્યાં અને તેમાં ફસાંઇ પડયાં. જ્યારે કપોતી ને કપોત ચારો લઇને

આવ્યાં ત્યારે બચ્ચાંને જાળમાં સપડાયલાં જોયાં તેવાંજ વિહ્વળ બની રોવા લાગ્યાં, અને કપોતી બચ્ચાંના સ્નેહથી બદ્ધ થઇને પોતે પણ જાળમાં કૂદી પડી. જ્યારે કપોત એકલો બચેલો રહી ગયો અને પોતાનાં પ્યારાં બચ્ચાં અને સ્ત્રીને જાળમાં ફસેલાં દેખી અધિક વિલાપ કરતો કહેવા લાગ્યો કે, હું મહા ભાગ્યહીન ને પાપી ઠર્યો કે, હજી સંસાર સુખથી તૃપ્ત ન થયો. મારાં પ્યારાં બચ્ચાં, જે પ્રાણથી પણ અધિક છે અને મારી પ્યારી સ્ત્રી, જે સદા મારે અનુકૂલ રહેતી તે મારી નજર આગળ જાળમાં પડી છે. જ્યારે બચ્ચાં ને સ્ત્રીથી રહિત થઇ ગયો ત્યારે મારા જીવવામાં શી ભલીવાર છે. હવે રાતદિવસ શોકદુઃખની વ્યવસ્થા માથે ઉઠાવવી પડશે. એ પ્રકારે વિલાપ કરીને સ્ત્રી અને સંતાનના સ્નેહથી બદ્ધ થઇને કપોત પણ જાળમાં કૂદી પડ્યો. ત્યારે પારધી પ્રસન્ન થઇને કુટુંબ સમેત કપોતને પકડી પોતાને ઘેર ચાલતો થયો. તો જ્યારે મને કપોતથી શિક્ષા મળી છે, ત્યારથી હું કોઇની સાથ સ્નેહ નથી રાખતો અને કુટુંબનો સંગ્રહ નથી કરતો. મનુષ્યને એ ઘટતું નથી કે સ્ત્રી પુત્રાદિ કુટુંબમાં સ્નેહબદ્ધ થઇને તમામ ચૈતન્યતાને નષ્ટ કરી દે. મનુષ્યની સાથ જેટલાએ અધિક સંબંધ લગાવ્યા ગયા છે, તેટલુંજ ઇશ્વરે તેને અધિક જ્ઞાન આપ્યું છે. જેમ અંધારા ઘરને માટે દીપક છે. જો કોઇ દીવો ન સળગાવે ને અંધારાનું દુઃખ સહે તો તેમાં દોષ કોનો છે?

દોહરા.

જે જગ ખગસમ ફસિ રહ્યો, ધન કુટુંબ નિજ માનિ;
સુધ ન કરી પરલોકની, રડ્યો રાગ તે તાણિ.
માનુષ તન શુભ પામિને, જો ન કર્યો ભ્રમ દૂર;
ધર્મ ગ્રહ્યો નવ હરિ ભજ્યો, કોણ તેહ સમ ક્રૂર.

## નવમો શિક્ષાગુરૂ.

દોહરો.

ભોજન જે પ્રારબ્ધવશ, તેજ કરે, નહિ યત્ન;
અજગરનો નિર્વાહ લહિ, નવ મુનિ કરે પ્રયત્ન.

અબધૂત બોલ્યો કે, સુણો રાજા, નવમી શિક્ષા મને અજગરથી મળી છે. મેં એક અજગરને દીઠો. તે એક સ્થાનમાં પડયો રહેતો હતો. પોતાના ભોજનને માટે કાંઇ ઉપાય કરતો ન હતો. જે કાંઇ દૈવયોગથી થોડુંઘણું તેના મુખ આગળ આવી જતું તેજ ખાઇ લેતો, અને જો કાંઇ આહાર ન મળતો તો પોતાનાં પ્રારબ્ધને મુખ્ય સમજી ધીરજ ધારણ કરી કેટલાક રાતદિન સુધી સૂઇ રહેતો. તેમ છતાં તેનો દેહ હૃષ્ટપુષ્ટ અને બલતેજવડે યુક્ત રહેતો હતો. કદી જાગતો, તેમ કદી સૂતો પણ હતો. યદ્યપિ તેને સઘળી ઇંદ્રિયો હતી, પરંતુ તે કોઇ વિષયની અભિલાષા કરતો નહીં. તે અજગરની શિક્ષા ગ્રહણ કરીને તેની વૃત્તિ મે ધારણ કીધી. જે કાંઇ આહાર દૈવપ્રેરિત વિના પ્રયત્ન કર્યે આવી જાય છે તે ખાઇ લઉં છું. તે મળી આવવાથી જેમ પ્રસન્ન નથી થતો તેમ ન મળી આવે તેનો શોચ પણ નથી કરતો. એ થકીજ મારૂં આ શરીર સદા હૃષ્ટપુષ્ટ અને ઉત્સાહવાન્ રહે છે. કેમકે મને કોઇ વિષયની અભિલાષા નથી, અને કોઇ વાતની ચિંતા પણ રહેતી નથી.

દોહરો.

ઇંદ્રિય સુખ દુખ એક સમ, સ્વર્ગ નર્કમાં જાણ;
બુધજન તેથી નવ ચળે, બન્ને સમજી સમાન.

## દશમો શિક્ષાગુરૂ.

સોરઠો.

જ્યમ સાગર ગંભીર, હાનિ લાભનો શોચ નહિ;
ત્યમ સ્વભાવ મુનિ ધીર, અતિ અગાધ ઇશ્વર નિરત.

અબધૂત બોલ્યો કે, દશમી શિક્ષા મને સમુદ્રથી મળી છે, એટલા માટે મારો દશમો શિક્ષાગુરૂ સમુદ્ર છે. સમુદ્રને મેં દીઠો તો તે સદા પ્રસન્ન અને ગંભીર રહે છે. વળી તેનો પાર ને અંત કોઇ પામતું નથી, તેમ તે વિકારને કદી પ્રાપ્ત થતો નથી: સદા એકરસ અને પૂર્ણકામ રહે છે. અર્થાત્ વર્ષાકાળમાં અનેક નદિયોનું જળ પ્રાપ્ત થવાથી વધતો નથી, તેમ ઊષ્ણકાળમાં નદિયોના સૂકાઇ

જવાથી ઘટતો નથી; તેમજ મુનિયોને પણ ઘટે છે કે સદા પ્રસન્ન ચિત્ત અને ગંભીર રહે, કોઇને અંત ન મળે અને કોઇ તોલન કરી ન શકે. તેમજ હાનિમાં દુ:ખી થાય નહીં, ને લાભમાં પ્રસન્ન રહે નહીં. સમુદ્રની સમાન સદા એકરસ રહે. તે એ વૃત્તિઓ હું સમુદ્ર પાસેથી શીખ્યો છું, તેથી હું સદા એકરસ રહું છું. હાનિ લાભમાં નરજાદથી ઘટતો વધતો નથી.

## અગિયારમો શિક્ષાગુરૂ.

### દોહરો.

દીપ પ્રજવલિત દેખતાં, જ્યમ પડિ બળે પતંગ;
વિષયી વણસે નારિમાં, સાધુ કરે નવ સંગ.—૧

અબધૂત બોલ્યો કે, સુણો રાજા, મને અગિયારમો શિક્ષા પતંગ પાસેથી મળી છે. પતંગ બળતા અગ્નિને સુશોભિત દેખીને તેમાં ભોગની ઇચ્છાથી પડીને ભસ્મ થઇ જાય છે, તેવાજ આ વિષયી લોક, જે ઇંદ્રિયોને વશીભૂત છે તે સ્ત્રીઓનાં રૂપની લાવણ્યતા અને વસ્ત્ર આભરણની શોભા દેખી મોહિત થઇને તેના સંગમાં લપટાઇ ભ્રષ્ટ થઇ જાય છે. એટલા માટે હું કોઇ પણ રૂપની લાવણ્યતા દેખીને મોહિત નથી થતો.

## બારમો શિક્ષાગુરૂ.

અબધૂત બોલ્યો કે, મેં બારમો શિક્ષાગુરૂ મધુકર અર્થાત્ ભમરાને કીધો છે. તે થોડો થોડો રસ સઘળાં ફૂલોમાંથી લેછે. તેમજ મુનિયોને પણ ઘટે છે, કે થોડી થોડી ભિક્ષા અનેક સ્થાનમાંથી લઇને દેહનો નિર્વાહ કરવો. એક ગૃહસ્થને સતાવવો નહીં. જેમ ભ્રમર ફૂલેલાં સુગંધિત એકજ કમલનાં ફૂલમાં તૃષ્ણાવશ થઇ રમી રહે છે, તો સંધ્યાસમયે કમળ બીડાઇ જવાથી બંધનમાં પડી જાય છે; તેમજ સધનમાં ખાવાપીવાની લાલચે એકજ સ્થાનમાં ટકી રહે છે તે ભ્રમરની પેઠે બંધનમાં પડી જાય છે; તો હું ભમરાની શિક્ષાને પામીને એક સ્થાનની ભિક્ષાનો લોલુપ થતો નથી; અને ભમરો જેમ એક પુષ્પની સારવસ્તુને ગ્રહણ કરે છે, તે પ્રમાણેજ હું શાસ્ત્રના સારને ગ્રહણ કરૂં છું. વળી

ઘરની માખી પાસે મેં એ શિક્ષા લીધી છે કે, ઘરની માખી હાથપગથી આહારને લઇને પેટમાં રાખે છે; સાંજ કે સહવારને માટે સંઘરી રાખતી નથી. તેજ પ્રમાણે મુનિયોને પણ ઘટે છે કે, જેટલું હાથમાં આવે વા જેટલાથી પેટ ભરાય તેટલુંજ ગ્રહણ કરવું. વળી આ કાલ ખાઇશું, આ પરમ દહાડે ખાઇશું, એમ સમજી ભોજનથી વિશેષ જેઓ અધિક સંગ્રહ કરે છે તે મધમાખની પેઠે તે સંગ્રહીત ધનની સાથ વિનાશને પ્રાપ્ત થાય છે. મે વનમાં દીઠું હતું કે, મધમાખીઓ એક મધપુડો તૈયાર કરી તેમાંનું મધ એવા ઇરાદાથી ખાતી ન હોતી કે જ્યારે ઘણું મધ એકઠું થશે ત્યારે ખાઇશું. જ્યારે ઘણું મધ એકઠું થયું ત્યારે કોઇ વનચર મનુષ્યે મસાલ લઇને માખીઓને ખાળી મુકી ને સઘળું મધ લઇ ગયો. એ પ્રકારે જે દાનભોગથી રહીત થઇને ધનનો સંગ્રહ કરે છે તે ધન સમેત વિનાશને પ્રાપ્ત થાય છે. એટલા માટે હું ભોજનને છોડી બીજો સંગ્રહ નથી કરતો.

## તેરમો શિક્ષાગુરૂ.

### દોહરો.

પગથી પણ નવ પરસવી, કાષ્ઠતણી પણ નારિ;
ગજપતિ બાંધ્યા જાય છે, તેની લહિ અનુહારિ.

અબધૂત બોલ્યો કે, સુણો રાજા યદુ, તેરમી શિક્ષા મને હાથી કનેથી મળી છે. તે એ પ્રકારે કે, જે મનુષ્ય વનમાં હાથી પકડે છે, તે એક મોટો ખાડો ખોદીને તેને પાતળી લાકડિઓથી ઢાંકીને તેના ઉપર કાષ્ટની હાથણી બનાવી ઊભી કરી મુકે છે. જ્યારે વનનો હાથી તેને સત્ય હાથણી સમજીને તેની પાસે મળવાને જાય છે ત્યારે પેલો ખાડો, જે ઘાસથી ઢાંકેલો રહે છે તેની સાથ અંદર પડે છે. જ્યારે ઘણે દિવસે બળહીન થઇ જાય છે ત્યારે પેલા માણસો તેને બાંધીને પોતાને આધીન કરી લેછે. એટલા માટે હું કાષ્ઠની સ્ત્રીથી પણ ડરૂં છું. તેમ સંતને પણ ઘટે છે કે, પરસ્ત્રીને મૃત્યુ સમાન સમજીને કદી તેની નિકટ ન

જવું. જેમ સાચી હાથણીને કારણ, બળવાન હાથી નિર્બળ હાથીને મારી નાખે છે તેજ પ્રમાણે નિર્બળ પુરૂષ સ્ત્રીને કારણ બળવાન પુરૂષને હાથે માર્યો જાય છે.

## ચૌદમો શિક્ષાગુરૂ.

અબધૂત બોલ્યો કે, ચૌદમી શિક્ષા મેં મધુહા—અર્થાત્ મધના કાઢવાવાળા પાસેથી લીધી છે. જેમ મધમાખી વૃક્ષની બખોલમાં મોટા શ્રમથી મધપુડો વળગાડે છે: તે નહીં કોઈને આપે, નહીં પોતે ખાય. પરંતુ મધનો ખોળવાવાળો કાઢીને ખાય છે, અને તેપણ જો લાલચથી એકઠું કરવા ચાહે છે તો તેની પાસેથી પણ કોઈ બળવાન છીનવીને ખાઈ જાય છે. તેજ પ્રમાણે જે ધનને મહા-શ્રમ અને ઉદ્યોગથી એકઠું કરે છે અને કોઈના જાણવામાં ન આવે એમ સમજી ગુપ્ત સ્થાનમાં રાખે છે, પરંતુ જે તે ધનને ગ્રહણ કરવામાં કુશળ હોય છે તે કાઢી લઈ જાય છે; અને તેપણ જો લાભમાં પડી સંઘરી રાખવા ચાહે છે ને તેનો ઉપભોગ કરતો નથી તો તેની પાસેથી પણ તે કોઈને કોઈ પ્રકારે જતું રહે છે. વળી ધનની ત્રણ ગતિ અવશ્ય થાય છે. ૧ દાન ૨ ભોગ અને ૩ નાશ. જે ધન દાન ભોગથી રહિત થાય છે તે ત્રીજી ગતિ અર્થાત્ નાશને પ્રાપ્ત થાય છે. વળી મેં એજ પ્રકરણમાં એક એ વાત પણ શીખી લીધી છે, કે જેમ માખીઓ મહાશ્રમ અને ક્લેશથી મધ લગાડે છે અને તે ખાવા નથી પામતી ને મધનો કાઢવાવાળો પેહેલાં ખાઈ જાય છે; તેજ પ્રમાણે ગૃહસ્થ લોક, મોટા અને યુક્તિથી ધન ભેગું કરી ભોજન બનાવે છે, તે સમયે જો અભ્યાગત યતી આવે છે, તો તે તેનાથી પેહેલો ભોજન કરે છે. એનો આશય એ છે કે, વિના ઉદ્યમ પણ ઉત્તમ ભોગ મળી જાય છે. તો ત્યાગીઓએ સંગ્રહનો ઉદ્યમ ન કરવો જોઇયે. મેં જ્યારથી એ વૃત્તિ ધારણ કીધી છે ત્યારથી હું પણ ખાવાનો ઉદ્યમ નથી કરતો, પરંતુ ભોજન મળી આવે છે.

**દોહરો.**

દુ:ખથી સંગ્રહ થાય છે, સંગ્રહમાં દુ:ખ પૂર;<br>
જે વણુ સંગ્રહ સુખ લહે, તે ન કરે ક્યમ દૂર.

## પંદરમો શિક્ષાગુરૂ.

### દોહરો.

ગ્રામગીત વનચર યતી, સુણે ન કદિયે કાન;
જે સુણિ મોહિત વિપિનમાં, હરિણ થયું વણ પ્રાણ.

અબધૂત બોલ્યો કે, સુણો રાજા યદુ! આ પંદરમી શિક્ષા મને હરણ પાસેથી મળી છે. મેં જોયું કે વનમાં એક પારધીએ એવી બીન બજાવી કે, તેનો સ્વર સાંભળવાથી એક હરણ મોહિત થઈને તેની પાસે આવ્યું. જ્યારે પારધીએ તેને અસાવધ દીઠું ત્યારે એક બાણ એવું માર્યું કે, તે વીંધાઇને જમીનપર પડી મરણ પામ્યું. વળી પણ સ્ત્રીઓનો નાચ જોઇને ગાયન વાદ્ય સાંભળી સંસારની વાસનાથી વિરક્ત જે શૃંગીરૂષિ હતો તે પણ મોહિત થઈ ગયો. એટલા માટે મુનિએ વિષય સંબંધી તાન પણ સાંભળવાં ન જોઇયે.

## સોળમો શિક્ષાગુરૂ.

### દોહરો.

જીભ ન જેને વશ રહે, થાય દુખી મતિહીન;
જયમ ગલ આમિષ કારણે, પ્રાણ તજે છે મીન.

અબધૂત બોલ્યો, કે સુણો રાજા યદુ! મેં સોળમી શિક્ષા માછલી પાસેથી લીધી છે. જેમ શિકારી, માછી લોહના કાંટામાં થોડુંક માંસ લગાડીને જળમાં ગલ ફેંકી દેછે; પછી જ્યારે માછલી તે કાંટાનાં માંસને ખાવા મંડે છે, ત્યારે મુખમાં તે કાંટો અટકી રહે છે, ત્યારે તે માછી માછલીને બહાર કાઢી પટકીને મારી નાખે છે એજ પ્રમાણે જે જીભને વશીભૂત થાય છે તેમની કુગતિ થાય છે. વળી જીભ સર્વ ઇંદ્રિયોથી પ્રબળ છે; કેમકે ઇંદ્રિયોને જીતવાવાળા બુદ્ધિમાન્ લોક, આહાર ઘટાડવાથી બીજી ઇંદ્રિયોને શીઘ્ર જીતી લે છે: એક જીભને નથી જીતી શકતા; કેમકે તે વિના આહાર ઉલટો વધે છે. જો યથેષ્ટ ભોજન કર્યો જાય છે તો તેની સઘળી ઇંદ્રિયો પ્રબળ થઇ જાય છે. એટલા માટે

ઔષધની રીતે એટલો આહાર કરવો જોઇયે કે ક્ષુધાનિવૃત્તિ થઇ જાય, અને ઇંદ્રિયોના વિષયોની અધિકતા ન થાય.

### શ્લોક.

कुरङ्ग मातङ्ग पतङ्ग भृङ्ग मीना हताः पंचभिरेव पंच।
एकः प्रमादी सकथं न हन्यते यः सेवते पंचभिरेव पंच ॥ १ ॥

અર્થ—હરણ, હાથી, પતંગ, ભ્રમર અને માછલી એ પાંચો એકેક વિષયને વશ થઇને નષ્ટ થઇ જાય છે, અર્થાત્ હરણમાં શબ્દનો વિષય, હાથીમાં સ્પર્શનો વિષય, પતંગમાં રૂપનો વિષય, ભમરામાં ગંધનો વિષય અને માછલીમાં રસનો વિષય હોય છે, અને એ પાંચો કેવળ એક એક વિષયને કારણ નાશ પામી જાય છે તો એક—પ્રમાદી અર્થાત્ મનુષ્ય જે પાંચો ઇંદ્રિયોવડે પાંચે વિષયોનો ભોગ કરે છે, તે કેમ કરીને બંધન ન પામે? ઇશ્વરે મનુષ્યોને એજ વિષયો અને ઉન્માદોથી બચવાને માટે ઉત્તમ જ્ઞાન આપ્યું છે. જે મનખાદેહ પામીને જ્ઞાનનો અવલમ્બ નથી કરતો તે વગર સિંગડાં ને પૂંછડાનો પશુ જાણવો.

### દોહરો.

વિષય તુલ્ય સહુ જીવમાં, માણુસમાં શુભ જ્ઞાન;
નર થઇ તે નવ જે લહે, પશુ વણુપુચ્છ વિષાણુ.—૧

## સત્તરમો શિક્ષાગુરૂ.

### દોહરો.

બાંધ્યો આશા પાશથી, સહે જેહ દુઃખભાર;
તેને કાપે છે પ્રબળ, વિષય ત્યાગ તલવાર.

અબધૂત બોલ્યો કે, હે રાજા, તિરહુત દેશના રાજા જનકના નગરમાં એક પિંગલા નામે વેશ્યા હતી; તેની પાસેથી મેં જે શિક્ષા લીધી છે તે આપને કહું છું. એક સમયે તે સ્વૈરિણી પિંગળા, પોતાનું ઘર જે સડકનાપર આવેલું હતું તેના દ્વારપર એક દિવસ યથારૂચિ સુંદર શૃંગાર સજીને એવા ઇરાદાથી ભીતરથી બહાર ને બહારથી ભીતર આવજા કર્યાં કરતી હતી કે, આ પાથિકોમાંથી

કોઇ એવો ધનવાન પુરૂષ મળી આવે કે, જે મારૂં ગાયન નાચવું આદિ ાવભાવથી પ્રસન્ન થઇને ઘણુંક ધન આપે. એ અનુમાનથી તે જેને આવતા દેખતી તેપરથી જાણતી કે, રખે એની પાસેથી મને અધિક દ્રવ્ય મળે. જ્યારે તે આગળ ચાલ્યો જતો, ત્યારે બીજા પથિકને જોઇ એવોજ વિચાર કરતી હતી. પરંતુ એવી આશામાં ને આશામાં ન તો તેને નિદ્રા આવી, કે ન તે દિવસે તેવો કોઇ પુરૂષ આવ્યો કે, તેની અભિલાષાને અનુસાર અધિક ધન આપે. આખરે જ્યારે અડધી રાત વહી ગઇ અને સડકપરથી લોકની આવજાવ બંધ પડી ત્યારે તેનું મુખ ધનની આશા તૂટી જવાથી મ્લાન થઇ ગયું અને ચિત્તમાં દીનતા આવી ગઇ. તેણીના ચિત્તમાં એવી ચિંતા વધી કે, તે થકીજ તેનામાં સર્વસ્વત્યાગબુદ્ધિ ઉત્પન્ન થઇ. તે એવી કે બસ, જે બન્યું તે બન્યું, હવે એમ ન થાય કે, પાછી એવા કામમાં પડું. એ પ્રકારે તેણીએ ત્યાગબુદ્ધિરૂપી તરવારથી આશાની દોરીને કાપી નાખી અને તે સમયે જે પદ્ય ગાયું તે આપ શ્રવણ કરોઃ-

## ચોપાઈ.

જુઓ એજ મુજ મૂરખપણું, ભાન ન હાની લાભજ તણું;
વિષય વિવશ વાધ્યો મનકામ, માની નીચ પતિ ઇચ્છું દામ.
મુજ સમ મૂઢ પતિત અજ્ઞાની, નવ કો થયો ન થાશે પ્રાણી;
જે પતિ સુખદ ચરાચર નાથ, પાળે સૃજે રહે સહુ સાથ.
દુખ, ભય, શોક,મોહ,તમ નાશક,જ્ઞાન વિમળદ્યુતિ ચંદ્ર પ્રકાશક;
તે સતપતિ તજિ હું મતિહીન, ભજું તુચ્છ પતિ જેહ મલીન.
લોભી, લંપટ, કપટિ, કૃતઘ્ન, પતિત, અપાવન, પાપ નિમગ્ન;
વંચક પરધનના લુંટનાર, ચુગલ, જુગારી, મદ્ય પિનાર,
દુરાચાર, મિથ્યારત જેહ, સ્વપ્ને ધર્મ ન સમજે તેહ;
તે સંગ તન વેચ્યું ધનકાજ, ધિક ધિક મુજને નાવી લાજ.
નિંદિત કર્મ કર્યાં દિનરાત, નિત તન કલેશ દિધો બહુ ભાત;
હાડ, માંસ, મલ, મૂત્ર અગાર, તે તન પામી ચહે વિહાર.
મુજસમ કોણ જનકપુરિ વીચ, મૂરખ પાપરાશિ અતિ નીચ;
જે તજિ દીનબંધુ હિતકારી, નીચ સંગ સમજે સુખ ભારી.

## દોહરા.

રક્ષક, પ્રિયતર, સર્વ ગત, જે પ્રભુ કૃપાનિધાન;
એવા હરિને હાથ તે, આ અનુચરિ વેચાણ.
કયમ પ્રિય હિત નિજ કરિ શકે, અમર, મનુજ જગમાંય;
કાળ કરાળતણા બને, મુખમાં ગ્રાસ સદાય.
કોઇક સુકૃત મુજ ફળ્યું, રીઝયા જગના નાથ;
નિંદિત વિષયતણો સુઝયો, ત્યાગ આજ બલિભાત.
પ્રભૂ કૃપાવણ ક્યાં થકી, ઉપજે ઘટમાં જ્ઞાન;
જ્ઞાન વિના નહિ કોઇનું, થાય કદી કલ્યાણ.
મંદભાગ્ય હું મુજથકી, કયમ એ જોગ થવાય;
કે પ્રભુએ કરૂણા કરી, હરિ મનતણી વ્યથાય.
વિષય ભોગ તજિ મનથકી, જે વિચરે જગમાંય;
તે પ્રભુભક્તિ વિરક્ત લહિ, અમર તુલ્ય વખણાય.
જે પ્રભુ મુજ અઘરાશિનો, બનિયો તારણહાર;
કવણ તેહસમ વિશ્વમાં, કૃપાતણો કરનાર.
ધન્યવાદ જગદીશના, કરિ કરિ કરૂં પ્રણામ;
પદપંકજની દાસ છું, સુણજો કરૂણાધામ.
યથા લાભ જીવન લહે, જન જગતી મોઝાર;
પ્રભૂકૃપા સંશય દિસે, નહિ તેમાં તલભાર.
હરિપ્રસાદ અહિં તહિં કરૂં, મનમાનતા વિહાર;
કવણ વસ્તુ દુર્લભ હવે, મુજને જગ મોઝાર.
વિષય વિલોચન અંધ કરિ, દિધ નાંખી તમકૂપ;
કો રક્ષે પ્રભુ ઇશવણ, ગ્રાસે કાળ અહિરૂપ.
સહુનો રક્ષક એક પ્રભુ, અવર ન દૂજો કોય;
જેનું મન વૈરાગ્યવશ, જાણે જન એ સોય.
વિમળ પામિ વૈરાગ્યને, કરી દુરાશા ત્યાગ;
શાંત ચિત્ત પરગટ હવો, ઇશ્વરમાં અનુરાગ.

## સોરઠો.

આશા દુઃખ કરાળ, તેમ નિરાશા પરમ સુખ;
તેને તજિ મહિપાળ, સુખથી સૂતી પિંગળા.

## અઢારમો શિક્ષાગુરૂ.

### દોહરો.

યદપિ પ્રિયતર લાભ છે, તેજ દુ:ખનું મૂળ;
બુદ્ધિમાન ધનહીન જે, તે સુખ લહે અતૂલ.

અબધૂત બોલ્યો કે, સુણો રાજા, અઢારમી શિક્ષા મેં સમડી પાસેથી લીધી છે, તે આપ સુણિયે. એક સમડી માંસ લઈને જતી હતી તેને જોઈને જેમની પાસે માંસ નહોતું એવાં કેટલાંએક પક્ષી તેની પાસેથી માંસ છીનવી લેવાના હેતુથી તેને ઘેરીને મારવા લાગ્યાં. ત્યારે તેણે માંસ ફેંકી દીધું, એટલે તેને પક્ષીઓએ પણ છોડી દીધી અને તેનું દુ:ખ મટી ગયું. એજ પ્રકારે જે ધનની સાથ રહે છે તેને અનેક વિઘ્ન ઘેરે છે, અને જો ધન પાસે નથી હોતું તો તેને કોઈ નથી પુછતું. એટલા માટે હું પોતાની પાસે થોડું પણ ધન રાખતો નથી.

## ઓગણિસમો શિક્ષાગુરૂ.

### દોહરો.

નહિ ચિંતા ધન ધામની, નહીં માન અપમાન;
બાળક સમ નિજ બોધમાં, ભૂલ્યા રહે અજાણ.

અબધૂત બોલ્યો કે, સુણો રાજા, ઓગણીસમી શિક્ષા મેં બાળકો પાસેથી લીધી છે. બાળક જેમ વ્યાવહારિક કાર્યની ચિંતા રહિત તેમ આદર અનાદર ને માન અપમાનના શોચથી પૃથક્ થઈને કેવળ પોતાના ખેલમાં મગ્ન રહે છે, તેજ પ્રમાણે હું છોકરાની પેઠે આદર અનાદર, માન અપમાન, વૈરી મિત્રને ત્યાગી અને ચિંતા શોચથી વિનિર્મુક્ત થઈને આત્માનંદની સાથ પૃથ્વીતળમાં ઘુમું છું. એટલા માટે ઓગણીસમો શિક્ષાગુરૂ મારો બાળકો છે.

### દોહરો.

હો નચિંત આનંદયુત, એ મત પરમ અગૂઢ;
પારંગત જે ગુણથકી, વા જે હોય વિમૂઢ.

## વિસમો શિક્ષાગુરૂ.

### ગીતિ.

બહુ વાસમાં કલહ ને, બે જણ ત્યાં વાતચિત નિરધાર;
લહિ કુમારિ કંકણ ગતિ, મુનિજન એકાંતમાં વસે સાર.

અબધૂત બોલ્યો કે, સુણો રાજા, મેં વિસમો ગુરૂ એક કુમારીને કીધો છે. તેનું વૃત્તાંત એ પ્રકારનું છે કે, એક કુમારીને ત્યાં પરોણા આવ્યા, તે સમયે તેના બાપ ભાઇ કેઠે બહાર ગયા હતા. તેથી પરોણાના શિષ્ટાચારનો ઉપાય તેણીને કરવો પડયો. તે એ રીતે કે તેમના ભોજનને માટે તે ધાન ખાંડતી હતી, તે વખતે તેના હાથમાં જે શંખની ચુડિયો પેહેરી હતી તેનો પરસ્પર ખટપટ શબ્દ થતો હતો. એ વાત તેણીને શરમ ભરેલી લાગી, કારણ કે ડાંગર ખાંડતી વખત ચૂડીના ખટકવાથી પરોણા રખે એમ જાણે કે, એના ઘરમાં ચોખા નથી, તેથી ખાંડવા બેઠી છે. પછી તેણીએ બે બે શંખોની ચૂડીયો રાખી બાકીની તમામ ઉતારી નાખી. જ્યારે બે બે ચૂડીયો રેહેવાથી પણ શબ્દ થવા લાગ્યો, ત્યારે તેમાંથી પણ એક એક ઉતારી નાખી. જ્યારે એક ચૂડી રહી ગઇ ત્યારે અવાજ થવો બંધ પડી ગયો. તે ઉપરથી મને એવો ઉપદેશ મળ્યો કે દેશાટન કરવા માટે અને ફરવા હરવા માટે એકલા રહેવું સારૂં છે. કેમકે જ્યાં ઘણાનો વાસ હોય છે, ત્યાં કલહ થાય છે અને જ્યાં બેનો સાથ હોય ત્યાં વાતચીત રહે છે; એટલા માટે મુનિને એકલા રહેવું જોઇયે.

## એકવીશમો શિક્ષાગુરૂ.

### ગીતિ.

મન એકત્ર કરીને, ધ્યાન યોગ તે મુનિ કમાય;
નૃપ, ગજ, રથ, દલ જાતાં, તીરઘડે નવ લક્ષ્યાં જયમ જરાય.

અબધૂત બોલ્યો કે, સુણો રાજા યદુ, એકવીસમી શિક્ષા મેં શરકૃત–અર્થાત્ તીરઘડા પાસેથી લીધી છે. તે એવી રીતે કે એક માણસ તીર ઘડતો હતો, તેની પાસે થઇને હાથી ઘોડા

સમેત રાજાનું સૈન્ય અને રાજા ચાલ્યા ગયા. તે સમયે હાથીઓના ઘંટો અને ડંકાના શબ્દ થતા હતા, પરંતુ તીરઘડાનું ચિત્ત તીર બનાવવામાં એવું એકાગ્ર થઈ ગયું હતું કે, તેને એટલું ન માલમ પડ્યું કે ક્યાંથી કોણ આવ્યો ને ક્યાં ગયો ? તે સૈન્યના લોક જે પાછળ રહી ગયા હતા તેમણે તેને પુછ્યું કે, અમારા મહારાજાની સેના કેટલી દૂર નિકળી ગઇ હશે? ત્યારે તેણે માથું ઉંચું કરી જોયું અને અચંબો પામતાં કહ્યું કે, મેં તો કાંઇ સેના દીઠી નથી. કોઇ બીજે રસ્તે થઇને ગઇ હશે. ત્યારે બીજા લોકોએ કહ્યું કે, હવડે તો મોટી સેના ચાલી ગઇ છે; પણ તમારૂં મન તીર બનાવવામાં લાગી ગયું હતું તેથી તમને ખબર ન પડી. ત્યારે તેની પણ ખાતરી થઇ કે ખરેખર અહીંથી હવડે સૈન્ય ગયું છે એમાં સંશય નથી. તે ઉપરથી મેં તેને એ આશયથી ગુરૂ કર્યો કે, મુનિએ એમજ એકાગ્રચિત્ત કરવું અને પરમેશ્વરનું ધ્યાન ધરવું જોઇયે કે, તેને છોડી બીજી તરફ મન ચલાયમાન ન થાય; અથવા કોઇ સત્કર્મ કરવું હોય તો તેમાં એજ પ્રકારે મનને એકાગ્ર કરવું જોઇયે.

## બાવીસમો શિક્ષાગુરૂ.

### ગીતિ.

સાવધાન, મૌનજ અહિ, આચાર કશો ન તેહ પરખાય;
વિચરે અહરચનાવણ, મુનિ અહિની એક તે ગતિ જણાય.

અબધૂત બોલ્યો કે, સુણો રાજા, મેં બાવીસમી શિક્ષા સર્પ પાસેથી લીધી છે. જેમ સર્પ એકલો ફરે છે, પરાયા ઘરમાં રહે છે અને એ નથી જાણવામાં આવી જતું કે, વિષસહિત છે કે નિર્વિષ છે; તેમજ તે બહુ બોલતો નથી. તેમજ મુનિને ઘટે છે કે એકલો પોતાની ઇચ્છાનુસાર વિચર્યાં કરે અને કોઇપણ સ્થાનને પોતાનું નિયત સ્થાન સમજીને તેની સાથ પ્રીતિયુક્ત ન રહે. જ્યારે જ્યાં પ્રાપ્ત થાય તેનેજ સ્થાન સમજે. સદૈવ સાવધાન રહે અને આચારોથી ઓળખાઇ ન આવે; તેમ કોઇની સહાયનો અભિલાષી પણ ન રહે; તેમ થોડું બોલે. હે રાજા, મેં એ વૃત્તિઓ સર્પ પાસેથી શિખી ધારણ કીધી છે.

## ત્રેવીસમો શિક્ષાગુરૂ.

### ગીતિ.

નિજ ઉદરેથી તાણો, નાખિ કરોળિયો સમેટિ લે જેમ;
જગદીશને નિરખીને, સેવે સહુ યત્નથી મુની તેમ,

અબધૂત બોલ્યો કે, સુણો રાજા, મેં ત્રેવીસમી શિક્ષા કરોળાણી પાસેથી લીધી છે. જેમ કરોળાણી પોતાના ઉદરમાંથી જાળ બનાવે છે; અને જ્યારે નજરમાં આવે છે ત્યારે તેજ સમયે તે પોતાની સઘળી જાળને ભેગી કરી લઇ એકલી સુઇ રહે છે. તેને જાળ પસારવામાં અને ભેગી કરી લેવામાં કોઇ સાહાયક નથી હોતું. એજ પ્રમાણે મેં સમજી લીધું કે જ્યારે ઇશ્વર ચાહે છે ત્યારે પોતાની ઇચ્છાથી સૃષ્ટિને બનાવી વધારે છે અને જ્યારે ચાહે છે ત્યારે સઘળી સમેટી લે છે. સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો એક કેવળ ચરાચરનો પ્રભુ ઇશ્વર કારણભૂત છે. બીજો કોઇ નથી.

## ચોવીસમો શિક્ષાગુરૂ.

### દોહરો.

જેમાં કારણ વસ્યથી, જેનૂં મન થિર થાય;
તેજરૂપ તે થાય જયમ, કીટ ભૃંગિ થઈ જાય.

અબધૂત બોલ્યો કે, ચોવીસમી શિક્ષા મને ભૃંગિ પાસેથી મળી છે. તે એવી કે તે જે કીડાને પોતાના દરમાં રાખી મુકે છે અને પોતે ગણગણે છે, તે કીડાને તેનો એટલો ડર મનમાં પેસી જાય છે કે, તે પોતાના પૂર્વરૂપનો ત્યાગ કરીને તેના સમાન રૂપનો બની જાય છે. એજ પ્રમાણે હે રાજન્! મનુષ્યનું મન જ્યાં ક્યે એકાગ્ર થઇને સ્થિર બુદ્ધિની સાથ સ્નેહ, વા વૈર વા ભયથી ચોંટી જાય છે તે તેના સ્વરૂપને પ્રાપ્ત થઇ જાય છે. એ પ્રકારે મેં એ ગુરૂઓ પાસેથી એ બુદ્ધિ પ્રાપ્ત કરી લીધી છે. વળી પણ મારો ગુરૂ મારો દેહ છે. જે બુધ્ધિ મારા દેહ કનેથી શીખ્યો છું તે પણ સુણિયે. એ આવા પ્રકારે ગુરૂ થયોઃ- આ શરીર અનિત્ય, વિનાશમાન અને અનેક દુઃખોનું ધામ છે;

પરંતુ એજ શરીરથી જ્ઞાન અને બુધ્ધિ ઉત્પન્ન થાય છે; તેમ અનેક સત્કર્મ, લૌકિક પારલૌકિક એ શરીરદ્વારા સિદ્ધ થાય છે; અને અંતમાં એ શરીરની ત્રણ ગતિ થાય છે. કીડા, વા રાખ વા વિષ્ઠા. તેથી એ વાતોના વિચાર કરી હું વાસના રહિત થઇ પૃથ્વીમાં ફરતો ફરૂંછું; કેમકે આ શરીર સ્ત્રી, પુત્ર, કલત્ર, પશુ, ભૃત્ય આદિને પ્રિય જાણી અનેક ઉપાય કરે છે, પણ અંતે કોઇ સાથે આવતું નથી. કેવળ સત્કર્મ સાથે આવે છે અને લોકમાં યશ વધારે છે.

## श्लोक.

द्रव्याणि भूमौ पशवश्च गोष्टे, भार्य्या गृहद्वारि जनः स्मशाने।
देह श्चितायां चरलोक मार्गे कर्म्मानुगो गच्छाति जीव एकः॥

અર્થ—મનુષ્ય જે દ્રવ્યને અર્થે અનેક પ્રયત્ન કરે છે તે મૃત્યુને સમય પૃથ્વીમાં દાટેલું રહી જાય છે, અને પોતાની પ્રાણવલ્લભા સ્ત્રી હરી ફરી ઘર આંગણે રહે છે, સઘળા ઇષ્ટ મિત્રો સ્મશાન સુધી શરીરના સાથી થાય છે અને આ શરીર, જેને મનુષ્ય પોતાનું સમજે છે તે પણ સ્મશાનમાં રહી જાય છે. જીવની સાથે તો જે કાંઇ શુભ વા અશુભ કર્મ કરેલું હોય તેજ રહે છે; અને તેજ સાથે જાય છે. એટલા માટે માણસને ઘટે છે કે અસત્કર્મને છોડી, સત્કર્મમાં મન લગાડે. તેથી હું શરીરરૂપી ગુરૂની શિક્ષાથી સાંસારિક વાસના અને અહંકારને છોડી જ્ઞાન વૈરાગ્યથી યુકત થઇ પૃથ્વીમાં વિચરૂં છું. વળી હે રાજા યદુ! જ્યાં સુધી પોતાની બુદ્ધિને અનુસાર અનેક સ્થાનથી શિક્ષા ગ્રહણ ન કરે ત્યાં સુધી એક ગુરૂના શિખવ્યાથી નિર્મળ જ્ઞાન થતું નથી. વળી જેટલા ગુરૂ હોય છે તે તત્વોની એકત્રતા અને પૃથક્તા બતાવે છે, પરંતુ વાસ્તવિક, યથાર્થ અને સત્ય પરમ ગુરૂ એક બ્રહ્મ આનંદરૂપ છે.

અબધૂતે એ પ્રકારે રાજા યદુને ઉપદેશ આપી પોતાની ઇચ્છાનુસાર રાજાથી વિદાય માગી જેમ આવ્યો હતો તેમ યાત્રા

કરી ગયો. અબધૂતનાં વચન સાંભળીને રાજા યદુએ સઘળો ગર્વ મૂકી પોતાના ચિત્તને સમ અને સ્થિર કીધું.

વાગીશશર્મા બોલ્યો કે, સુણો વિદ્યાનિધિ, જ્યારે સન્મિત્રશર્માએ એ પ્રકારે રાજા સુમતિને નીતિવિદ્યા સંભળાવી વિશ્રામ કીધો; ત્યારે રાજા સુમતિ પ્રેમાનંદના સાગરમાં નિમગ્ન થયો અને ઉત્કંઠિત થઈ સ્નેહાધિક્યથી તેણે સન્મિત્રશર્માને આલિંગન દીધું. સન્મિત્રશર્માં પણ રાજપુત્રને પ્રીતિસહિત ભેટી પડયો. તે સમયે તેને રાજપુત્રની ગુણજ્ઞતા જોઇ જે આનંદ થયો તે વાણીથી વર્ણવી શકાય તેમ નથી. નિદાન રાજપુત્રે સન્મિત્રશર્માને પોતાનો મુખ્ય મંત્રી નિયત કર્યો; અને રાજા ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યો.

હે વિદ્યાનિધિ ! જે જે આખ્યાન અને ઉપદેશ મેં તને સંભળાવ્યાં છે, તેને તું અંતઃકરણમાં ધારણ કરી તારી નજરમાં આવે ત્યાં સુખપૂર્વક રાજદ્વારમાં રહે. કોઇ પ્રકારની ભુલચૂક તમારાથી નહિ થશે. વળી હું પરમેશ્વરના ભરોસાપર આશિર્વાદ દઉં છું કે, જે કોઇ પૂર્વોક્ત આશયોને શ્રદ્ધાસમેત તન્મયતાથી ભણશે અથવા સાંભળશે તે ભાગ્યહીન અથવા બુદ્ધિહીન નહિ રહેશે, અને પ્રત્યેક રાજદ્વારમાં સન્માન પામશે; અને અનેક કર્તવ્ય કામકાજમાં મોહિત નહિ થશે; સર્વ પ્રકારના વ્યવહારને સાવધાનીથી નિવૃત્ત કરી શકશે; અને લોક પરલોક બન્નેમાં સુખ પામશે. તથાસ્તુ ! ! !